# સંસ્કાર ગ્રંથાવલિ

| | | | |
|---|---|---|---|
| ૯ | બીડેલાં દ્વાર | મેઘાણી | ૩-૦-૦ |
| | શોભના | ર. વ. દેસાઈ | ૩-૮-૦ |
| | જય સોમનાથ | ક. મા. મુનશી | ૪-૮-૦ |
| | પિયાસી | સુંદરમ્ | ૩-૮-૦ |
| | તુલસીક્યારો | મેઘાણી | ૨-૮-૦ |
| ૪ | હૃદયવિભૂતિ | ર. વ. દેસાઈ | ૬-૦-૦ |
| ૫ | ક્ષિતિજ ઉત્તરાર્ધ | ર. વ. દેસાઈ | [illegible]-૮-૦ |
| ૬ | રામકહાણી | ગુણવંતરાય આચાર્ય | ૩-૮-૦ |
| ૨૭ | અધૂરું સ્વપ્ન પૂર્વાર્ધ | સંપાદક બચુભાઈ શુક્લ | ૩-૮-૦ |
| ૨૮ | અધૂરું સ્વપ્ન ઉત્તરાર્ધ | ,, બચુભાઈ શુક્લ | ૩-૦-૦ |
| ૨૯ | છાયાનટ | ર. વ. દેસાઈ | ૩-૦-૦ |
| ૩૦ | રબારણ | રમાકાંત ગૌતમ | ૩-૦-૦ |
| ૩૧ | નીલરેખા | ગુણવંતરાય આચાર્ય | ૩-૮-૦ |
| ૩૨ | રાધેશ્યામ | રસિકલાલ જોશી | ૪-૦-૦ |
| ૩૩ | રસબિંદુ | ર. વ. દેસાઈ | ૩-૦-૦ |
| ૩૪ | ભીરુ સાથી ખંડ ૧-૨ | [illegible]લાલ પટેલ | ૪-૮-૦ |
| ૩૫ | બે મિત્રો | ગો. શા. અમીન | ૪-૦-૦ |
| ૩૬ | ક્રૌંચવધ | વિ. સ. ખાંડેકર | ૫-૮-૦ |
| ૩૭ | દરિયાલાલ | ગુણવંતરાય આચાર્ય | ૪-૦-૦ |

## પુસ્તક સાડત્રીસમું



## શ્રી. ગુણવંતરાય આચાર્યનાં લખેલાં પુસ્તકો

| | | | |
|---|---|---|---|
| ૧ | ગોરખ આયા ભાગ પહેલો | નવલકથા | ૧—૮—૦ |
| ૨ | ગોરખ આયા ભાગ બીજો | ,, | ૧—૮—૦ |
| ૩ | દરિદ્રનારાયણ પૂર્વાર્ધ | ,, | ૩—૦—૦ |
| ૪ | દરિદ્રનારાયણ ઉત્તરાર્ધ | ,, | ૩—૮—૦ |
| ૫ | ઘેરાતાં વાદળ | ,, | ૨—૮—૦ |
| ૬ | વહેતી ગંગા | ,, | ૨—૮—૦ |
| ૭ | જળસમાધિ | ,, | ૩—૦—૦ |
| ૮ | રામકહાણી | ,, | ૩—૮—૦ |
| ૯ | ઇન્કિલાબ | ,, | ૧—૮—૦ |
| ૧૦ | દેશદીવાન | ,, | ૧—૧૨—૦ |
| ૧૧ | દરિયાલાલ | ,, | ૨—૦—૦ |
| ૧૨ | જગતના મંદિરમાં | ,, | ૨—૮—૦ |
| ૧૩ | પુત્રજન્મ | ,, | ૩—૦—૦ |
| ૧૪ | ભસ્માંગના | ,, | ૧—૪—૦ |
| ૧૫ | વિરાટનો ઝભ્ભો | ,, | ૧—૦—૦ |
| ૧૬ | કોરી કિતાબ | ,, | ૧—૮—૦ |
| ૧૭ | દરિયાવાટ | ,, | ૪—૦—૦ |
| ૧૮ | ગિરનારને ખોળે પૂર્વાર્ધ | ,, | છપાય છે |
| ૧૯ | ગિરનારને ખોળે ઉત્તરાર્ધ | ,, | છપાય છે |
| ૨૦ | નર અને નારાયણ | ,, | છપાય છે |
| ૨૧ | નીલરેખા | નવલિકાઓ | ૩—૮—૦ |
| ૨૨ | ભૂતકાળના પડછાયા ભા. ૧ લો | ,, | ૧—૦—૦ |
| ૨૩ | ભૂતકાળના પડછાયા ભા. ૨ જો | ,, | ૧—૦—૦ |
| ૨૪ | સોરઠની સંધ્યા | ,, | ૧—૪—૦ |
| ૨૫ | ઇન્સાનની આહ | ,, | ૦—૮—૦ |
| ૨૬ | ત્રિલોચન | ,, | ૧—૮—૦ |

સંસ્કાર ગ્રંથાવલિ પુસ્તક સાડત્રીસમું

# દરિયાલાલ

: લેખક :

ગુણવંતરાય આચાર્ય

: પ્રકાશક :

આર. આર. શેઠની કંપની

બુકસેલર્સ એન્ડ પબ્લિશર્સ

કેશવબાગ, પ્રિન્સેસ સ્ટ્રીટ, મુંબઈ-૨.

## અર્પણ

ગુજરાતી સાહિત્યના રસભોગી

એવા મુરબ્બી

**શ્રી દયારામ જેસંગભાઈ શાહને**

ગુણવંતરાય આચાર્ય

# પ્રસ્તાવના

મને શ્રદ્ધા છે કે એક દિવસે ગુજરાતનો સાચો ઇતિહાસ જરૂર લખાશે. જ્યારે એવો ઇતિહાસ લખાશે ત્યારે એનાં પાનાંઓમાં અમુલખ દેસાઈનું નામ મહામૂલા અક્ષરોએ લખાશે.

આ કથાનાં પાનાંમાં તો માત્ર ઝાંખી જ થાય છે એ માણસ કોણ હતો તેની, એ માણસે શું જીવનકાર્ય અપનાવ્યું હતું તેની.

પહેલાં જ્યારે મેં કાર્ય હાથ ઉપર લીધું ત્યારે તો એના જીવનની આખીએ આખી કહાણી આપી દેવાની મને ઉમેદ—એટલું જ નહિ, તમન્ના પણ હતી.

જ્યારે આ કથા હું પૂરી કરું છું ત્યારે મને દેખાય છે કે મારે જેટલું આપવું જોઈતું હતું—જેટલું તમારે જાણવું જોઈતું હતું, એના દશ ટકા પણ હું નથી આપી શકયો.

કારણ એ છે કે અઠ્ઠાવીસ વર્ષની એ ગુજરાતના મરદની જિંદગીનો એકેએક દિવસ એના જીવનકાર્યને આચારમાં મૂકવાની યોજનાઓ, પ્રયાસો, સાહસોથી ભરપૂર છે.

શકય એટલા ટૂંકાણમાં એનું ઘણું સમાવી દેવાની મુરાદથી આ કથા મેં જુદી જ રીતે આરંભી હતી, ને જુદી જ રીતે પૂરી કરી છે.

એટલે ભુલાઈ ગયેલા ગુજરાતના એક વીર પુરુષની તમને પહેલી પિછાન કરાવવાનો મને આત્મસંતોષ આમાંથી મળે છે.

ને તમને બીજું કાંઈ નહિ તો ગુજરાતના એ મહાન નરની કોઈક વાર યાદ આવશે તો ય મારો આ પ્રયાસ સાર્થક છે.

બારેક મહિના પહેલાં રૉયલ એશિયાટિક લાઈબ્રેરીનાં જૂનાં થોથાં હું ઊથલાવતો હતો. ગુજરાતના વહાણવટાને લગતું કાંઈ જૂનું પુરાણું સાધન, કથન હાથ આવે તો તે માટે.

અને ગુજરાતમાં ઈસ્વીસનના અઢારમા ને ઓગણીસમા સૈકામાં પ્રવર્તતી ગુલામગીરીનાં કેટલાંક પાનાં મારી આંખે ચડ્યાં.

ગુજરાતમાં ગુલામગીરી હતી. મારા ને તમારા બાપ કે દાદાઓએ ધાર્યું હોત તો નજરે જોઈ શકત. પછી તો મેં એના વિષે આગળ પાછળ જોયું. અને એક શરમનાક એવી પરમ ભયંકર વસ્તુનો મને કાંઈક ખ્યાલ આવ્યો. મારી આંખો સાચે જ શરમથી ઢળી પડી. ગુજરાત–મારી ને તમારી ગુર્જર માવડીના સુંદર ચહેરા ઉપર પણ કેવા કઠોર ઊઝરડાઓ પડયા છે !

તમે જાણો છો કે ગુજરાતના રાજાઓ ને ઠાકોરો દુકાળ કે બીજા કોઈ કારણે બેહાલ થયેલા પોતાના પ્રજાજનોને ગુલામ તરીકે વેચી નાખતા ?

તમે જાણો છો કે ગુજરાતનાં બંદરોમાં ફિરંગી, ફ્રેન્ચ, અરબ, ઈરાની સોદાગરોનાં વહાણો નાંગરતાં, ને એ લોકો ગુજરાતમાંથી ગુજરાતમાં જન્મેલા ગુજરાતના વતનીઓને ગુલામો તરીકે ખરીદીને લઈ જતા ને દૂર દેશાવરમાં વેચતા ?

તમે જાણો છો કે આવા સોદાગરોના હાથમાં પકડાયેલા ગુલામોને છોડાવવા એ ફોજદારી ગુનો લેખાતો ? મા છોકરાને ન છોડાવી શકે; છોકરો બેનને ન છોડાવી શકે; છોડાવવા મથે તો એ ગુનેગાર ગણાય ને એને અદાલતમાં સજા થાય ?

× × ×

અને ગુજરાતના વહાણવટાનાં ગૌરવ અને પરાક્રમનો હું પૂજારી—મારું માથું આજ પણ ગર્વથી ઊંચું થાય છે; આજ પણ મારી છાતી ગજગજ ફૂલે છે કેમકે ગુજરાતની ગુલામગીરી સામે અવિરત જેહાદ એમણે એકલાએ જ ચલાવી છે.

જ્યારે સુંદર સોદાગરો ને મંગળ પારેખો, મેરુ ખવાસો ને દીવાન અમરજીઓ, ભા કુંભાઓ ને વજેસિંહો, વડોદરાના ગાયકવાડો અને કંપની સરકારના એજન્ટો પોતપોતાની ખટપટોમાં મશગૂલ હતા, પોતપોતાની ખુમારીમાં મસ્ત હતા ને પોતપોતાની મોટપમાં મુસ્તાક હતા, ત્યારે કંપની સરકારના પરવાના નીચે હજારો અનાથ સ્ત્રીઓ, બાળકો ને જુવાનોને પરદેશી ને દેશી સોદાગરો વહાણનાં વહાણ ભરીને લઈ જતા ને એને મીસરમાં, હબસીનિયામાં, ટ્યુનિસિયામાં, બગદાદમાં, વેચી નાંખતા !

ત્યારે કંપની સરકારની સુરતની કોઠીનો હાકેમ ગુલામગીરીની તરફદારી કરતાં લખે છે કે 'લડાઈની બરબાદીને કે દુષ્કાળને કારણે બાળકો ને સ્ત્રીઓ ભૂખે મરી જાય એના કરતાં ગુલામો તરીકે જાય એમાં મને કાંઈ અજુગતું નથી લાગતું.'

ત્યારે ઇંગ્લાંડની પાર્લામેન્ટ—દુનિયાભરની પાર્લામેન્ટોની મહા માતા એવો ઠરાવ કરે છે કે: 'ગુલામગીરીને રદબાતલ કરવાનો જે કાયદો આપણે પસાર કર્યો છે તે હિન્દુસ્તાનને લાગુ પડતો નથી.'

ત્યારે ઇંગ્લાંડની પાર્લામેન્ટ પોતાના કામકાજના શિરસ્તાને અંગે એક નવો નિયમ ઘડે છે કે 'હિન્દુસ્તાનની અંદરની ગુલામગીરીને લગતા કાગળો, સવાલજવાબો કે એવું કાંઈ પણ લખાણ જે હોય તે પાર્લામેન્ટના મેજ ઊપર મૂકવું, પણ પાર્લામેન્ટની કાર્યવાહીમાં છાપવું નહિ !'

ત્યારે દર વર્ષે છ થી સાત હજાર જેટલા ગુજરાતના પ્રજાજનો ગુલામ તરીકે વેચાતા. ગુલામ તરીકે એક જુવાનની કિંમત સરેરાશ સોથી બસો રૂપિયા થતી; એક સ્ત્રીની કિંમત રૂપિયા ચાલીસથી ચારસો સુધી અંકાતી. એક બાળકની કિંમત સરેરાશ ૨૨ થી ૨૫ રૂપિયા ઊપજતી.

ત્યારે ગુલામીના એક સોદાગરના જહાજ ઉપરથી નાસી છૂટેલા દસ વર્ષના એક છોકરાને આશરો આપવા માટે સુરતની સદર અદાલતે ‘ ફોજદારી કાયદાના ભંગ માટે ’ બે માણસોને સાત વર્ષની સજા કરેલી, ને એ છોકરાને અદાલતે ગુલામીના સોદાગરને પાછો સુપ્રત કરેલો.

ત્યારે આ કથાનાં પાનાંઓમાં એક સ્થળે આપેલી જાડેજા ભીમજીની કથા શકય બનતી. જાડેજા ભીમજીની આખી કથા સુરતની સદર અદાલતના જૂના દફતરમાંથી એક ફ્રેન્ચ લેખકે તારવેલી. એ મેં એમ ને એમ જ મૂકી છે.

—એવે વખતે કંપની સરકારની પરવાનાપ્રથા, ચશમપોશી, દેશી રાજ્યોની લાપરવાહી, ગુજરાતના અગ્રણી મુત્સદ્દીઓની શરમભરી બેદિલી...એ તમામની ઉપરવટ થઈને ગુજરાતનો ખલાસી એકલે હાથે આ કલંકિત પ્રકરણ સામે ઊભો થયો હતો.

એ ભણેલો ન હતો; ફારસીમાં સોરઠી તવારીખ લખી શકતો ન હતો; વસતીના હિતની વાતો કરી શકતો ન હતો; કંપની સરકારના સાહેબો સાથે અંગ્રેજી પત્રવ્યવહાર કરી શકતો ન હતો.

પણ એ જીવ દઈ જાણતો હતો—ને એણે જીવ દીધા પણ છે.

‘ દ્વારકાનો વાઘેર, તળાજાનો કોળી, પોરબંદરનો ખારવો, વલસાડનો ભાડેલો, વલસાડનો દેસાઈ ચાંચિયો ઠર્યો છે, ચોર ઠર્યો છે,

ડાકુ ઠર્યો છે. ગુલામોને નસાડવાના આરોપ માટે છેક મિસરને ટ્યુનિસિયા, હબસીનિયા ને ઈરાનમાં ફાંસીને માંચડે પણ ચડયો છે. એક નહિ, બે નહિ...પણ ફાંસીના ગાળામાં અખંડ પ્રવાહ વહેતો રહ્યો છે—એ અભણ ખારવાનો, ખલાસીનો, વાઘેરનો, ભાટેલાનો...ને છેવટે ગુલામગીરીને હાંકી કાઢીને જ એ જંપ્યો છે.

ગુજરાતની એ ગૌરવકથા છે. આપણે આપણા ગુમાનમાં જેઓને આપણાથી નીચા માન્યા છે, એવા નીચલા થરના લોકોની એક પ્રચંડ ભાવના માટેની ભવ્ય એવી એ પરાક્રમગાથા છે. ગુજરાતના ઇતિહાસની એ અતિ ઉજ્જવળ વીરકથા છે.

અસહાય જુવાનો, અણુજાણુ અબળાઓ ને ફૂલ જેવાં બાળકોની ચીસો ને વેદનાની પાછળ કુરબાનીની આગથી જલી ગયેલા એ અનેક વીરો માંહેનો વીરશ્રેષ્ઠ હતો અમુલખ દેસાઈ.

સૌથી પહેલી મશાલ એણે ઉપાડી. ને એ મશાલથી એણે મીસર, બગદાદ, ઓમાન, ટ્યુનિસિયા, હરારની ગોલાબજારોમાં આગ પ્રગટાવી.

હિંદમાં કંપની ન બોલે, રાજા ને ઠાકોરો ન બોલે, મહેતા કે મુત્સદ્દી ન બોલે; ને ગુલામોના પરવાના ધરાવનારા સોદાગરોને ના કહેનાર આ મુફલીસોનો સંઘ વળી કોણ ? સત્તાનાં ચક્રો ચાલ્યાં, કાયદાની કલમો ચાલી, પોતાના સોદાગરોની 'વેપારી સ્વતંત્રતા'ને માટે એને પીઠ દેવા મીસર ને અરબસ્તાન, ઇરાન ને તુરકની ભીંસ થઈ. ગુજરાતનો વહાણવટી ચોર ને ચાંચિયો ઠર્યો. એના માટે મુંબઈ, ઓમાન ને મિસરમાં ફાંસીના માંચડા ઊભા કરવામાં આવ્યા. પણ એક વાર પ્રગટેલી મશાલને સાહનારની કમીના ના રહી. ત્રણ વર્ષ સુધી હિન્દી મહાસાગરની દરિયાવાટ સાવ સૂની પડી ગઈ—ને આખરે ગુજરાતમાંથી ગુલામગીરી ગઈ !

એક મીસરમાં ગુજરાતના પચીસ જેટલા વહાણવટીઓને ગુલામોને

નસાડવાના આરોપ નીચે ફાંસી દેવાઈ હતી. આપણે એમનાં નામ જાણતા નથી.

× × ×

અમુલખ દેસાઈ ગુલામોને છોડાવવાની પ્રતિજ્ઞા લઈને દરિયાલાલમાં ઝૂક્યો ત્યાં સુધીમાં તે એ મૃત્યુ પામ્યો ત્યારે એણે આઠથી દસ હજાર ગુલામોને છોડાવ્યા હતા.

અમુલખનાં સાહસોની કથા રોમાંચક છે. કૈરોમાં ધોળે દિવસે ધાડ પાડીને એ ચારસેક જેટલા ગુલામોને છોડાવી ગયો હતો.

'ગુલામી કેવી હોય એનો ખ્યાલ ન હોય તો આપવા માટે' એ ટ્યુનિસિયાના હાકેમને ભર બપોરે પકડી લાવ્યો હતો, ને ત્રણ દિવસ એને ગુલામોના ગુલામ તરીકે એણે રાખ્યો હતો.

એક મહા કાવ્યની પ્રેરણા માગી લે એવી એના જીવનની રોમાંચક કથામાં યે એક પ્રકરણ વધારે રોમાંચક છે.

હબસીનિયાની એની ધાડ. હરારમાં એ પડયો. ગોલાબજાર લૂંટીને સળગાવી. ત્યાંથી છોડાવાયેલા ગુલામો લઈને હબસીનિયા સંસ્થાનની અંદર એ સીધો પડયો. શહેરેશહેરમાંથી છોડાવાયેલા લગભગ પાંચેક હજાર જેટલા ગુલામોને સાથે લઈને એ હબસીનિયાની સરહદ પાર કરી ગયો.

એકાદ સાથીની દગલબાજીથી અમુલખ મીસરમાં પકડાયો, અને એને ફાંસી મળી.

× × ×

મારા આ પુસ્તકમાં કાંઈ નથી. એક વાર પણ આવો જવાંમર્દ હતો, એ તમને ખ્યાલ આવી જાય તો ય મારો પ્રયાસ મને ગનીમત લાગશે.

૨૫–૫–૪૮
માટુંગા

ગુણવંતરાય આચાર્ય

# અનુક્રમ



નોંધઃ-મુદ્રારાક્ષસની મુશ્કેલીએ પ્રકરણ નંબર બીજો લખવાનું અને છાપવાનું રહી ગયેલું છે. આથી વાચકોને વિનતિ છે કે તેમણે પ્રકરણ ૩ થી ૧૨ સુધી ગણવાને બદલે ૨ થી ૧૧ સુધી ગણવાં

૧

# ગોપીની વીતકકથા

**કાલે મારે ત્યાં** જમનાદાસ શેઠ આવ્યા. જમનાદાસ શેઠ મોટા માણસ. એ દ્વારકાના રાજા તરીકે ઓળખાય છે. દ્વારકા ઉપર વડોદરા સરકારની હકૂમત છે એ હું જાણું છું. હું બાઈ માણસ રહી એટલે મને નાની નાની વાતોની ખબર ન હોય, પણ વડોદરા સરકારનું દ્વારકા ઉપરનું રાજ એ તો મોટી વસ્તુ છે. એનાં મૂળ ઊંડાં છે, એના ફણગા ન્યારા છે, ને એના ભેદ તો કો'ક અંદરનો જાણનારો બોલે ત્યારે ખરો. પણ આંહીં એ વાતને અવકાશ નથી.

હું તો એમ કહેવા માગું છું કે દ્વારકા ઉપર વડોદરા સરકારની હકૂમત છે, ને એ હકૂમત ઉપરની ગોરી હકૂમતનો પણ વાવટો ત્યાં ફરકે છે. વળી દ્વારકામાં મંગળ પારેખ જેવા શાહસોદાગર વસે છે. દ્વારકામાં માણેક શાખાના વારસો ય વસે છે. આ બધું ય સાચું, છતાં એમાંથી કોઈ દ્વારકાનો રાજા નહિ કહેવાયો. દ્વારકાનો રાજા એક, ને એ જમનાદાસ શેઠ. લખપત, માંડવી, ખંભાત, પોરબંદર, ઘોઘા, વલસાડ, આમાન, મરકત, બસરા, ને જંગબાર જેવાં રત્નાકર

મહારાજનાં ચોવીસ બંદરમાં રણછોડરાયની વીરહાક સંભળાય છે, ને રણછોડરાયની ત્રિકોણાકારની સફેદ ધજા ફરકે છે. ને જ્યાં રણછોડરાયની ધજા ફરફરે ત્યાંથી જમનાદાસ શેઠની હૂંડી પાછી ફરે નહિ.

દરિયાલાલનાં સાઠ બંદરો ગોવા, મુંબઇ, કોચીન, માલદીવ, રંગુન, સિંગાપુર, જાવા, સુમાત્રા, કંતાન, ફુ-ચુ, જેવાં સાઠ બંદરોમાં રણછોડરાયની ધજા લહેરાય ને જ્યાં રણછોડરાય ત્યાં જમનાદાસ શેઠ.

જમનાદાસ શેઠ દ્વારકામાં સમુદ્રનો ધંધો સાત પેઢીનો કરે છે. આજ તો કદાચ તમને સમુદ્ર એટલે શું એનો પણ ખ્યાલ નહિ હોય. સમુદ્ર એટલે દરિયાખેડ કરતા વહાણને સામાપારની સફર માટે જે કાંઇ સરંજામ જોઇએ એ પૂરું પાડવાનો ધંધો.

સફરી જહાજના પાટિયાંની સાંધમાંથી પાણી ઝમે નહિ માટે એમાં રૂની વાટો પૂરવાથી માંડીને બધું જ કામ જમનાદાસ શેઠ કરી આપે. વહાણને આખું ઊંધું પાડીને જાનાર ઉપર બાઝેલી લીલ, સેવાળ ને એને બાઝેલાં છીપલાં, કોડાં વગેરે સાફ કરવાં હોય તો જમનાદાસ શેઠનો વહાણવાડો હતો. કૂવાથંભ સમારવો હોય, ફેરવવો હોય, સઢનાં પોત જોઇતાં હોય, ભરોસાદાર આલાદ જોઇતી હોય તો પૂછો જમનાદાસ શેઠને. સઢનાં પોત વણનારા શેઠના ખાસ વણકરો દ્વારકામાં વસતા હતા.

ભરોસાદાર ખારવો જોઇતો હોય, ઇમાનદાર માલમની ભીડ હોય કે જાતવાન નાખુદાની જરૂર હોય તો ય જમનાદાસ શેઠ પૂરાં પાડે. વહાણ બાંધવાં હોય, વીમો ઉતારવો હોય, હૂંડી લખવી હોય તો એ જમનાદાસ શેઠનાં કામ. અંદરઅંદરના વાંધા પતાવવા હોય ત્યારે બે ય પક્ષનો નેક વિશ્વાસુ પંચ જમનાદાસ.

ખોવાઇ ગયેલાં વહાણો, લાપત્તા છડિયાં, ઓળઘોળના માલના

વાવટ મેળવવા હોય તો એ જમનાદાસ સિવાય બીજાથી ન બને.

દરિયાલાલની આંખ ને આંટના અવતાર જેવો જમનાદાસ શેઠ સાચે જ દ્વારકાનો રાજા લેખાતો હોય તો એમાં કાંઈ નવાઈ નથી.



જમનાદાસ શેઠ મારે ત્યાં મને મળવા આવ્યા. સાચેસાચ મારા જેવી એક રાંક ને બળેલી ઝળેલી વિધવા ડોસીને એમણે યાદ કરી એ પણ મને તો બહુ જ લાગે છે !

દુનિયાને સ્ત્રીઓની તબિયતની પરવા તો નથી. એમાં પણ વૃદ્ધ વિધવા એટલે એનો તો દુનિયાને ખપ પણ શો હોય ? ભલા એટલું તો તમારી છાતી ઉપર હાથ મૂકીને સાચેસાચું કહો, હિંદુ સંસારમાં વૃદ્ધ ને કંગાલ વિધવાથી વધારે નકામું બીજું કોઈ છે ? હીણકમાઉ દીકરાની વહુનો પણ કાંઈક તો ઉપયોગ છે ખરો; વિધવા ડોસીનું કોણ પૂછે છે ?

એટલે તો જમનાદાસ શેઠ કાશીની જાત્રાએ બાળબચ્ચાં સાથે નીકળ્યા ત્યારે બાળબચ્ચાંને ભરૂચમાં રોકીને પોતે ખાસ વલસાડ આવ્યા—મને મળવા, એ મને બહુ સારું લાગ્યું.

હું આ દુનિયામાં એકલી છું. આજ વરસો થયાં મોતની રાહ જોયા કરું છું. છતાં મંદવાડ પણ આવતો નથી. મારો કાંઈ કરતાં કાંઈ પરિવાર પણ નથી.

એટલે મને તો જમનાદાસ શેઠ આવ્યા એટલે જાણે ગોળનાં ગાડાં મળ્યાં ! સવારના પાંચ વાગે ઊઠીને અમે વાતો કરી તે છેક રાતના બાર વાગ્યા ત્યાં સુધી. મને વખતનું ભાન ના રહ્યું. એક દિવસને માટે જાણે કાળ પણ થંભી ગયો !

'બા !'

જમનાદાસ શેઠ મને 'બા' કહે છે—મને એક કંગાળ વિધવાને એ 'બા' કહે છે! એ મોટા શેઠ છે. રાજા મહારાજાઓ એને પૂછે છે. ભલભલા વહાણવટીઓ એના પગ ચાટે છે, મોટા મોટા નાખુદાઓ એની ખુશામત કરે છે! બેપાંચ લાખ રૂપિયા એ તો એને મન માખીના કરડ જેવા છે.

એવો એ શેઠિયો મને 'બા' કહે છે—મને—જેની પાસે ખાવા ધાન નથી, સીમમાં ખેતર નથી, ગામમાં ઘર નથી. જમનાદાસ શેઠ મને દર વરસે હજાર રૂપિયા આપે છે એટલે મારું વહાણ ખરાબે ચડ્યું છતાં તરતું તો રહે છે!

'બા!' જમનાદાસ શેઠે કહ્યું, 'તમને ઘણા વખતથી મળ્યો ન હતો એટલે આજ તો ખાસ આવ્યો છું. મનમાં થયું કે બાને મળતો જાઉં, તબિયત પૂછતો જાઉં.'

'મોટી મહેરબાની કરી, શેઠ!' મેં જવાબ આપ્યો. 'તમે તો મારા ઉપર અહેસાન...'

હાથ ઊંચો કરીને શેઠે મને વારી.

'બા! એક દિવસ એવો આવશે કે જ્યારે અમારી કાયા મોટે ગામતરે નીકળી પડશે. પછી જમનાદાસ શેઠ કે શેઠ જેવાઃહજારો બીજા શેઠો મરી જશે. એ મરી જશે એટલે એમનાં કરતૂતો પણ ભુલાઈ જશે. પછી તમે કોઈ વાર જમનાદાસની વાત કરશો તો સાંભળનાર પૂછશેઃ કયો જમનાદાસ? પણ બા! આપણો આ દેશ ઊભો છે ત્યાં સુધીમાં તો બીજાં લાખો નામો વિસરાઈ જશે. ત્યારે ય બા! તમારું નામ લોકોને યાદ રહેશે.'

થોડી વાર ચૂપ રહ્યા પછી શેઠે મને કહ્યું: 'બા! તમે તમારી વાત લોકોને કહો ને?'

'હું કહું? મારે શું કહેવા જેવું છે? ને કહું તો ય બુઢ્ઢી વિધવાની વાત માને કોણ? હવે તો નવા રાજા આવ્યા, નવાં તંત્ર આવ્યાં, નવા જમાના આવ્યા, નવાં વહાણ આવ્યાં. દુનિયા આખી નવે ચીલે ચડી ગઈ ત્યાં મને કોણ ગણકારશે?'

'તમારી વાત સાચી છે, બા! એમ બને કે આજ તમારી વાત કોઈ ન સાંભળે. એમ બને કે પચાસ વરસ નહિ સાંભળે. લોકો આજે નવે રવાડે ચડ્યા છે. પણ બા, તમે ય જાણો છો ને હુંય જાણું છું કે નવી રવાઈનાં વલોણાંમાં માખણ નથી ઊતરતું. થાકીને લોકો નવી રવાઈને ઊંચે મૂકી દેશે ને જૂની રવાઈને સંભાળશે. એક દિવસ પાંચ વરસે, પચીસ–પચાસ–સો વરસે પણ લોકોને સમજાશે કે, નવું ભૂલી જઈને, જૂનું જ્યાંથી અધૂરું મૂક્યું છે ત્યાંથી આગળ ચાલવામાં જ આપણું ભલું છે. ત્યારે બા, લોકો તમને યાદ કરશે; સંભારીને કદાચ રોશે. કદાચ ન રૂએ તો ય તમને મનમાં પ્રેમથી પૂજશે તો અચૂક. એ દિવસને માટે બા, તમે હમણાં કાંઈક તો લખી જાઓ ને?'



શેઠ આવ્યા હતા તેવા ગયા. પણ પાછળ મારા મનમાં સળવળાટ મૂકતા ગયા. હું મારી વાત લખું? દટાઈ ગયેલી આશા, અભિલાષા, શોક, અફસોસનાં ભૂતોને ફરીને જગાડું? ભૂત જગાડવાં સહેલાં છે, શમાવવાં અઘરાં છે. જૂના જખમો ફરીને ઝરતા કરું?

મને લોકો ભૂલી જાય, મારા મોત પછી પણ હું ભુલાયેલી રહું, ને કદાચ સો વરસ પછી ય ન ભુલાયેલી રહું; તો યે શું? મારા જેવી વિધવાને એ બધાથી લાભ શો?

પણ અમુલખ...અમુલખ...અ...મુ...લ...ખ, મારો જોધાર અમુલખ, મારો જોરુભા, ધૂવાંધાર...હું સાઠ વરસની ડોસી! કાયા સુકાઈ, મન બળી ગયાં. તો ય એ નામથી મારું પાતળું લોહી પણ

ગરમ બની જાય છે. મારી આંખો સળગી ઊઠે છે. દુશ્મનોની કતાર—ફાંસીનો માંચડો...ઉપકારના બદલામાં ઘોર દગલબાજી...ફાંસીનું લાલ-ચટક દોરડું ને પવનમાં ઊડનારો મારો અમુલખ મુડદું બનીને હવામાં લટકે છે!

સરકાર એને નિન્દે છે; સરકારને પગલે પરણેલી વહુ જેટલી વફાદારીથી ચાલતા ગાયકવાડ એને ગાળો ભાંડે છે. જેટલાને જાહેરમાં બોલવા ચાલવાનો હક્ક છે એ બધા એનો તિરસ્કાર કરે છે....

સુરતની હોડીવાળા સાહેબ કાયદાનાં થોથાં ઉથલાવે છે, ને મારા એ જોધારમલ આદમીને ગુનેગાર જણાવે છે. એને ચોર ને ડાકુ કહેવામાં આવે છે.

એનાં ખોરડાં ખાલસા થાય છે ને એનાં ખેતર લિલામ થાય છે. એના ભાઈબંધોની પાછળ ખાનગી જાસૂસો ભમે છે, ને એનો પછેડો મેં ઓઢ્યો એટલે મનેય સરકાર જેલમાં બેસારી દે છે.

આઠ વરસે એ જેલમાંથી હું પાછી આવું છું ને દુનિયાની રૂખ બદલાઈ ગયેલી ભાળું છું. જોરાતા પવનની સામે જંગ ખેલતા સમદરના મહારાજાસમા સાત સાત તેસરિયા સઢની પાંખથી પાંખાળા ગરુડ જેવા ગંજાઓ અદૃશ્ય થાય છે. નવખંડમાં નામના કરનાર ને બધેકાની કરામતના નમૂનાસમા બગલાઓ પણ હવે દેખાતા નથી.

મારા અમુલખની પાછળ જાણે એમનેય ફાંસીગરા ભેટી ગયા. અમુલખની પાછળ જાણે આખો એક જુગ ખતમ થઈ ગયો.

હું વિધવા જૂની આંખે નવા તમાશા જોઉં છું. જૂનું મારાથી ભુલાતું નથી; નવું મારાથી સમજાતું નથી. એ બે વચ્ચેનો મેળ મને ક્યાં ય દેખાતો નથી. જાણે જૂનું એક રાતમાં પાતાળમાં ડૂબી ગયું ને નવું એક રાતમાં પૂર ભભકામાં ચાલતું થયું.

પણ કદાચ કોઈકને એ મેળ સમજાય; કદાચ કોઈકને જૂનું જાણવાનું ગમે. ત્યારે એ જમાનાના એક સમરથ જણને એ સમજે. એ સમજે ને બીજાને સમજાવે, ને ત્યારે લોકો સમજે કે ફાંસી દીધેલા બધા ડાકુ નથી હોતા, બદમાશ નથી હોતા, ચોર નથી હોતા, ને દુશ્મનના હાથમાં પકડાયેલા બધા કાયર નથી હોતા.

મને લખતાં આવડે છે. મારા કાકાની નેમ મને કોઈ મોટા રાજની રાણી કરવાની હતી, એટલે લખતાં વાંચતાં મને શિખવાડેલું.

મને બીજું કાંઈ નહિ તો કામ તો મળશે. ભૂતકાળને ફરીને હું જાણે નજરોનજર પણ જોઈ તો શકીશ.

જમનાદાસ શેઠ ભલે આવ્યા. ભવિષ્યમાં તો જે થવાનું હશે તે થશે, આજ તો મને કામ મળે છે. લખવામાં મારી ભૂલચૂક થાય તો મને દરગુજર કરજો. હું લખવા ખાતર નથી લખતી; હું તો કેવળ શ્રાદ્ધ કરવા માટે જ લખું છું.



મારું નામ ગોપી ને મારું વતન વલસાડ. આજે જો તમે મને જુઓ તો તમને કદાચ એમ ન પણ લાગે કે હું એકદા જુવાન હોઈશ ને એકદા મારી કાયાના કૂવાથંભ ઉપરથી જોબનના સઢ ફરફરતા હશે.

પણ થોડું લખ્યું ઘણું કરી માનજો. સાચે જ હું એક વાર જુવાન હતી.

એ તળાવમાં કમળનાં ફૂલ ખીલે છે ને એ તળાવના કાંઠા ઉપર સોળ સત્તર વર્ષની એક કુમારિકા ઊભી છે. એનો જમણો પગ સહેજ પાનીથી ઊંચો ને અંગૂઠા ઉપર ટેકવેલો છે. એના લાંબા હાથે કરીને એ તળાવમાં ચણાના દાણા નાખે છે ને એનું ગોરું ગુલાબી લંબગોળ મોં જરા આગળ ઝૂકતી ડોકની કમાન ઉપરથી નીચેનાં પાણીમાં દોડતાં માછલાં જુએ છે.

અત્યારે પણ મારા કાનમાં ભણકારા પડે છે એ તીણી બૂમના: 'ગોપી ! ગોપી !' મારો ભાઈ છોટુ દોડતો આવે છે. દૂરથી પણ હું જોઈ શકું છું કે એના ચહેરા ઉપર ગુસ્સો છે.

એ આવે...દોડતો દોડતો... બૂમ પાડતો... ગોપી...ગોપી... ગો...મારા કાનમાંથી ભણકારા જાણે ઊડી જાય છે. ચાર દિવસ પછી મારો ભાઈ મરી ગયો !

અમારા ગામના પાદરમાંથી ઓરંગા નદી વહે છે. કાંડા આગળથી જેમ હથેલી પહોળાય એમ એનો પ્રવાહ ગામથી એકાદ માઈલ છેટે પહોળાઈ જાય છે. હથેલીમાંથી જેમ નાના મોટાં આંગળાં નીકળે એમ એના પહોળા પટમાંથી નાળાં વહે છે ને એ બધી દરિયામાં પડે છે. એ નાળાંમાંની એક મોટી ભળમાંથી દરિયાની ભરતીનાં પાણી ચડે છે ને ઓટનાં પાણી ઊતરે છે. એમાં મોટાં મોટાં વહાણો દૂર દેશાવરનાં લાકડાં લાવે છે ને દૂર દેશાવર લઈ જાય છે.

પ્રવાહ જ્યાં હથેલીની જેમ ફેલાવા માંડે છે, ત્યાં ભાગડા કરીને ભાડેલાઓનું ગામ છે. દૂબળાઓનાં ખોરડાં પણ ત્યાં છે.

ઓરંગાની ફાંગમાંથી વહેતી નાળાંમાં નાવડીઓ તરી શકે છે ને સહેલાણીઓ તરાવે છે.

મારી આંખ આગળ એક નાવડી તરે છે. મોરાના મોર સાથે મોટા રૂમાલ જેવો સઢ બાંધ્યો છે. નાની છતેડી ઉપર એક છોકરી ઊભી છે; પવનમાં એના વાળ ઊડે છે, એની ઓઢણી ઊડે છે, એનો ગોરો લંબગોળ ચહેરો લાલ લાલ થઈ ગયો છે. જાણે ઉમંગ એના રોમરોમમાંથી નીતરે છે.

ને પાછળથી એક વૃદ્ધ જન દોડતો આવે છે. એના સફેદ વાળ હવામાં ફરફરે છે. એની કાયા કંપે છે; એનો અવાજ કંપે છે.

'ગોપી ! ગોપી ! જલદી કાંઠે આવ. તારા ભાઈને એકાએક કાંઈ થઈ ગયું છે.'

એ વૃદ્ધ જન એ મારા હીરજીકાકા. એમની વાત ખોટી ન હતી; સાચી હતી. મારો ભાઈ છોટુ મરી ગયો હતો !



લખવા માંડતાં જ શરૂથી જ કલમ કાબૂમાં નથી રહેતી; મગજ સમતોલ નથી રહેતું. જૂના ચિતાર આબેહૂબ ખડા થાય છે ને હું ભાન ભૂલું છું. આમ તે કેમ કરીને મારી કહાણી પૂરી થશે ? એક માત્ર છોટુના મૃત્યુ ઉપર હું ઉશ્કેરાઈ જાઉં છું, ને મારે તો એક પરમ ભયંકર પુરાણ આખું જ આલેખવાનું છે. ઓ આંધળી બનવા માંડેલી આંખો ! હું આજે જે વાતો લખું છું તે આજે જ નથી બનતી. ચાલીસ વરસ ઉપર એ વાતો બની ગઈ છે. આજે ફરીને કાં એ ઝેરનાં ચિતરામણ જાગતાં કરો અને મારા હૈયાને ભાન ભુલાવો ? ભૂતકાળ બળીને ખાક થઈ ગયો છે. એ ખાક-માંથી નવાં પૂતળાં કાં ઊભાં કરો ? કાં તમે આંસું પાડો ? મારાથી લખાતું નથી, લખાશે નહિ. ને નહિ લખાય તો મારો અમુલખ ફરીને જીવતો કેમ થશે ? એનાં કપરાં કમોતની દુશ્મનાવટભરી બેઇજ્જતી ઉપર સાચી હકીકતોની ઈમાનદારીની વલંદી કોણ બિછાવશે ?

મેં કહ્યું તેમ મારું નામ ગોપી ને મારું વતન વલસાડ. તમે જોઈ લીધું હશે કે મારા ભાઈનું નામ છોટું હતું. મારા કાકાનું નામ હીરજી કાકા. માબાપ બેય અમારા નાનપણમાં મરી ગયાં હતાં. હીરજી કાકા પોતાને અમારા ભાઈબહેનનું વાલીપણું મળ્યું હતું. કાકા પોતાના મનમાં પોતાને અમારા બાપને સ્થાને માનતા હતા. વીરજી દેસાઈના મશહૂર કુટુંબના એ અનુભવ અને વયથી વૃદ્ધ એવા ભોળી હતા.

વીરજી દેસાઈ એટલે મારા વડીલ. પરંતુ મારા વડીલ કરતાં પણ એ અનેકગણા વિશેષ હતા. એ પોતાને વલસાડ, અમલસાડ, દહેણું વગેરે વગેરે ગામગામડાંઓની આબાદીના નાખુદા માનતા હતા. મારા પિતાને મોઢેથી મેં સાંભળ્યું છે કે એ પોતાને વલસાડના લાકડાના વેપારના રાજા માનતા હતા. વલસાડની ખેતીના કુલગોર લેખતા હતા. વલસાડને એક નાના ને અજાણ્યા ગામડામાંથી જાગતું બંદર પોતે બનાવ્યું હતું, એવું એમને આત્મજ્ઞાન હતું.

અને આજ પણ મારા હીરજી કાકા કહે છે: 'વલસાડ! વલસાડ એટલે આપણે. આપણા થકી વલસાડ ઊજળું છે.'

હું પોતે તો બૈરીની જાત. કુટુંબના પુરુષો જે કહે તે બ્રહ્મવાક્ય એમ માનવાને ટેવાઈ ગયેલી ગુજરાતણ. એટલે મને તો વારંવાર એકની એક વાત કુટુંબજનો પાસેથી સાંભળવાને કારણે મને પણ પાકી જ ખાતરી થઈ ચૂકી હતી કે વલસાડ એટલે વીરજી દેસાઈનો કુટુંબનો ગરાસ. વલસાડ એટલે અમારા ખિસ્સાનો લાડુ.

કોઈ કોઈ વાર હીરજી કાકા વાતોના રંગ ઉપર ચડે છે. શિયાળાની ટાઢ પડે, બહાર હેમાળો વરસતો હોય અથવા તો દરિયામાં આખરમાં તોફાન ગાજતાં હોય, બગલાઓ ને મંજીઓ ભાગડાના બારામાં ભરાઈ બેઠી હોય, મધરાતે છળેલાં છોકરાં ચીસ પાડે એવો શિયાળો આંબાવાડિયામાં ઊભો ચિરાતો હોય ત્યારે અમારા હીરજી કાકા અમને વહી ગયેલા જમાનાની—અમારા વડીલની જુવાનીની વાતો કરે.

ડાંગના જંગલના ચાર પાંચ ભીલો સાથે અમારા બાપ ઊપડે. ભીલોના હાથમાં તીરકામઠાં હોય, એમના ખભા ઉપર તાડીનાં ઘડિયાં હોય. વડીલના હાથમાં રફલ હોય અને વડીલ શિકારે ઊપડે. પણ એ શિકાર કોનો? કોઈ જનાવરનો નહિ; જીવતાં માણસનો.

વીરજી કાકાના શબ્દામાં કહું તો માણસ ને જનાવરમાં ફેર એટલો કે જનાવરને ચાર પગ છે, માણસને બે પગ છે; બાકી જેમ જનાવરમાં પણ ગધેડા, બળદ, પાડા, બકરા, ઘેટા, વાઘ ને સિંહ છે તેમ માણસમાં પણ બળદ, પાડા, બકરા, સિંહ વગેરે છે.

આ રાવણું—આ બેડો—મહીકાંઠાના કો'ક ગામડાની સીમમાં પડે, સાબરકાંઠાના કો'ક કોતરામાં પડે કે રેવાકાંઠાના જંગલમાં લપાય. ત્યાંથી કોળી, વાઘરી, ઠાકરડા જે કોઈ હાથમાં આવે એને પકડે. રાતના મુસાફરી કરે ને દિવસના વગડામાં રહે; એમ પાછા આવે. ને આવી રીતે પકડેલાને દૂબળા કરીને ખેતીના કે મજૂરીના કામમાં વળમાડે.

આમ દૂબળાઓ ભેગા કરી કરીને વીરજી દેસાઈએ વલસાડને વધાર્યું. કેરી ને ફળફળાદિની ખેતી કરી. ઓરંગા નદીનાં વહેન વાળ્યાં; દરિયાને વલસાડની પાસે લાવ્યા.

વૃદ્ધાવસ્થામાં પછી વીરજી દેસાઈ છાતીએ હાથ મૂકીને કહેતા : 'વલસાડ! વલસાડ એટલે હું; વળી બીજો કોણ?'



પણ વલસાડમાં વીરજી કાકાની ઉપરવટ થઈને રહેનારો, વીરજી કાકાની સોનાની થાળીમાં લોઢાની મેખ જેવો એક બીજો માણસ રહેતો હતો. એનું નામ વલ્લભજી. એ પોતાને બે માથાંવાળો કહેતો હતો.

દાદાગીરીના જેટલા ધંધા એટલા દેસાઈના. ને એમાંથી ઘણાખરા ધંધા વલ્લભજી કરતો.

વલસાડથી અરધોએક ગાઉ દૂર ભાગડા ગામ છે. ઓરંગા નદીનાં પાણી પહોળાઈને હથેળીમાંથી આંગળાં વહેતાં હોય એમ નાની મોટી

નાળો વાટે દરિયાને મળે છે. નદીની એ ફાંગ ઊપર ભાગડા ગામ છે, અંદર છે.

ગામમાં ભાડેલાની વસ્તી છે. ભાડેલા એટલે ખારવા; ને ખારવા એટલે વરસમાં આઠ મહિના દરિયામાં રહેનારા. વલ્લભજીને આ ભાડેલાઓ સાથે સારાસારી. ને એની મદદથી દરિયામાં એણે કાંઈક કાળાં–ધોળાં કરેલાં.

એક બે ખારવણો ગૂમ થઈ હતી, ને એક બે ખારવા વલ્લભજીની પાછળ પડ્યા હતા. ઘોઘાનાં એક બે વહાણો ગૂમ થઈ ગયાં હતાં ને ભાવનગરનાં માણસો વલ્લભજીની શોધ કરતાં હતાં. સુરતનો એક વેપારી વહાણમાં બેસીને ક્યાંક જતો હતો, એ અદ્ધરથી ઊડી ગયો ને એની સાથે કેટલોક અવેજ પણ ઊડી ગયો. ને એકંદરે વલ્લભજી જેટલું વલસાડમાં રહેતો એના કરતાં વલસાડની બહાર વધારે રહેતો.

સાંભળેલી વાત છે, સાચી ખોટી રામ જાણે. પણ મુંબઈની મોટી જેલમાં પણ એને ત્રણ ચાર વરસ સુધી સરકારે પૂરી દીધો હતો.

પણ પછી સરકાર ને વલ્લભજી વચ્ચે મનામણાં થયાં. વલ્લભજીએ દરિયામાં ડોકું સરખું કાઢવા સામે સોગન લીધા ને સરકારે એને ખેડવા ખેડાવવા માટે મસ જમીન આપી.

‘ વઢ, નહિતર વઢનાર દે ’ એવા અમારા વડીલ વીરજી બાપા; ને એવો આ સાત સમદરનો ઉતાર વલ્લભજી ડાંડ. તમાશાના તરગાળો એ ય હાજર ને પછી તમાશાને તેડાં તો હોતાં નથી.

પછી જાસાચિઠ્ઠી, ને સીમના વાંધા, ને પાણીના કજિયા ને વાડના કજિયા, મારગના કજિયા, ખાતરના કજિયા, સીમની ભેળના કજિયા—માણસ બે પણ કજિયા પચીસ બેય વચ્ચે ઊભા થયા.

એમાં ગામમાં કોઇકને તેજોદ્વેષ હોય, કોઈને રંગ હોય, કોઈને સિસકારવામાં મજા હોય, કોઇકને વીરજી દેસાઈ સામે કાંઈ વાંધા હોય, કોઇકને વલ્લભની સામે વાંધા હોય......વલસાડમાં જાણે ઊભા ચીરા પડ્યા ને દેસાઈનું મહાભારત વલસાડના ઘરઘરમાં, શેરીશેરીમાં, સીમમાં ને આંબાવાડીમાં જામવા લાગ્યું.

એકના દૂબળા ને બીજાના ભાઠેલા. એટલે ગામના ભારત-પુરાણમાં હોમવાનાં લાકડાંની તો બેયને ખોટ નહિ.

વળી બેયના ધંધા જુવાનીમાં જાકુબના. ને એના ઉપર સરકારી બંધ લાગેલા. બેયના હૈયામાં ભાંગફોડ કરવાની વાનરવૃત્તિ પૂર જોશમાં એટલે પછી આગને ઉભરાવનારા તેલનોય વાંધો નહિ.

આમ વલસાડ ધંધાદારી ગામને બદલે પાધરમાં દુશ્મન પેસી ગયા હોય એવું ગામ જાણે બની ગયું. હથિયાર વગર કોઈ ફરે નહિ. તકરાર વગર કોઈ માણસ વાત કરે નહિ. વોળાવિયા વગર કોઇ બહાર નીકળે નહિ. દશ બાર વરસમાં તો કઇક મારામારીઓ, દશબાર લૂંટ, ચારપાંચ ખૂન ખરચ ખાતે નોંધાઈ ગયાં. તકરારની એટલી ખરાજાત વધી ગઈ. ને પહેલાં ડેલીના ઊંબરની તકરાર મરજાદ રાખતી; હવે તો એણે ચૂલાનો મલાજો ય છોડી દીધો. પહેલાં આ કજિયો આબરૂદાર ઘરનાં બૈરાં જેવો હતો; હવે એ ભાગડાની બુદ્ધી ખારવણ જેવો બની ગયો.

અમારા હીરજી કાકા તો જાણે કોઈ લડાઈમાં જતા હોય એમ સાજ સજીને ઘરબાર નીકળતા. સૌથી નીચે ચામડામાં રૂ ભરેલી ડગલી પહેરે; પછી માથે પહેરણ પહેરે. કપડાં નીચે ડગલીમાં એક નાની પિસ્તોલ રાખે, એક છૂરી છુપાવી રાખે. હાથમાં કાનની બૂટને અડે એવડી ઊંચી ને કાંડા જેટલી જાડી ડાંગ રાખે. ને ડાંગને પણ છાશ પાય ને તેલ પાય ને માખણ પાય ને કંઈકંઈ તૂત કરે. માથે

પહેલાં પિત્તળનું છાલિયું મૂકે; પછી માથે ધોળાલા જેવી પાઘડી બાંધે. ડાબા હાથનાં આંગળાંમાં લોઢાના અણીદાર આંકોળા ચડાવી રાખે. પગના જોડામાં ય લોઢાના ખીલા ને લોઢાની નાળ જડાવે. આમ હીરજી કાકા જોધાર જાણુ બનીને દુશ્મનના ગઢમાં લડાઈનો સંદેશો લઈને કોઈ સિપાઈ જતો હોય એમ ફરવા નીકળે.

મારો ભાઈ છોટુ આવી ટાપટીપ કરતો નહિ. એના કાંડામાં કૌવતની કમી ના હતી, પણ એની જીભમાં બેવડું જોર હતું.

વીરજી દેસાઈનો વારસ તરીકે એ પોતાને વલસાડનો રાજા માનતો હતો ને કોઈની સાથે વાત કરવામાં એ રાજાપાઠમાં જ વાત કરતો.

કોઈક વાર હું એને કહું પણ ખરી: ' છોટુભાઈ! વીરજી અદા ય મરી ગયા ને વલ્લભો ડાંડ પણ મરી ગયો. કજિયાનું મોં કાળું કરો ને ? '

મને એ જવાબ દે: ' બેન ! તું છોકરીની જાત. મરદના વહેવારની તને ખબર ન પડે. તકરાર કરનારા મરી જાય પણ તકરાર કોઈ દિવસ મરતી નથી. '

ને છોટુનો જવાબ સાંભળી હીરજી કાકા એનો વાંસો થાબડતા : 'વાહ મારો સિંહનો બેટો ! નાક જાય પણ નોક ન જાય; જીવ જાય પણ રંગ ન જાય ! '

ભલા હીરજી કાકા આમ ચડાવે પછી મારું તો છોટુ શાનો સાંભળે ? વાંદરો દારૂ પીએ પછી......

છોટુ આમ તો મારાથી બેએક વર્ષ નાનો છે. પરંતુ એની અઢાર વરસની ઉંમરમાં એનો દિમાગ ધુમાડી ગયેલા જુવાન જેવો છે. તરવાર વગર તો બહાર નીકળતો નથી, ને ગાળ વગર કોઈની સાથે વાત કરતો નથી.

એક તો ચડતી જુવાની. માબાપની દેખભાળ નહિ, ને પૈસાનો પણ વાંધો નહિ. એટલે છોટુનો મિજાજ વઢકણી વહુએ દીકરા જણ્યા જેવો રહેતો હતો. મેં એને ઉછેરીને મોટો કર્યો છે. હજી ગઈ કાલ સુધી તો એ મારા ખોળામાં માથું નાખીને રોવા આવતો ને સૂવા આવતો. આજ એને મન એ કોઈ મોટો બાજ બહાદુર છે, ને હું તો એક 'બૈરી' છું.

એને કેટલીક કુટેવ પડી ગયાની પણ વાતો મેં સાંભળી છે. એ દારૂ પીએ છે; એની સોબત ખરાબ છે; જુગાર પણ રમે છે.

વલસાડમાં એક શંકર નામનો માળી રહેતો હતો. એ માળીને એક છોકરી હતી. એ માળી હતો વલ્લભજીના વળનો. એકદા એ માળીને માર મારીને એની છોકરીને કોઈ ઉપાડી ગયું. માળી મારી પાસે આવ્યો. એણે મારી પાસે છોટુનું નામ દીધું.

મેં છોટુને પૂછ્યું તો એ કહે : ' અમારા ભાઈડાની વાતમાં તારે બાઈ માણસે પડવું નહિ.'

મેં હીરજી કાકાને વાત કરી તો કાકો તો હસ્યા : ' હોય બેન ! આંખ આડા કાન કરી દે ને સાચજૂઠની પારખ કરવાની વાત રહેવા દે. છોટુનું નામ ખોટું યે દેવાય ને સાચું ય દેવાયું હોય. સાચું દેવાયું હોય તો શું ? હોય, બાળક છે. ગદ્ધાપચીસી હજી એણે પૂરી પાર કરી નથી. કદાચ હોય પણ ખરું. મૂળ મુદ્દાની વાત એ કે શંકરો ક્યાં આપણો માળી છે ? વલ્લભાવાળાનો છે. એટલે આપણે તો લાગે-વળગે ય શું ? માટે વાતની માંડવાળ કર, બેન ! '

મને આ વાત ગમી નહિ. પણ હું શું કરું ? ભાઈડાની વાત ભલે ભાઈડા જાણે, પણ ભાઈડાઓ પોતાની તકરારમાં કોઈ બાઈ

માણસની આબરૂ ઉપર હાથ નાખે એ તો ખોટું. પણ તકરારની વાત આવે છે એટલે કોઈ સાચજૂઠ જોવાનું જ નહિ ને ?

પણ તો ય મારો માનો જણ્યો નાનો ભાઈ છે. અમારાં માબાપ અમને છેક નાનાં મૂકીને મરી ગયાં હતાં; એટલે છોટુને તો છેક નાનપણથી મેં સંભાળ્યો છે, મોટો કર્યો છે. આજ પણ એના વાંકડિયા સોનેરી વાળ ને ભૂરી આંખો હું જોઉં છું ને મને તરત એક વાત યાદ આવે છે : 'મારી માનો એ કેટલો પ્યારો હતો !' આજ મા મરી ગઈ છે તો હું માને સ્થાને છું. મારી માનો એ લાડકો હતો. મારા બાપના વંશની એ એક જ વેલ જેવો છે. મારો એ ભાઈ થાય છે, ને મેં એને અત્યાર સુધી દીકરાની જેમ રાખ્યો છે.

આમ વાત છે અમારા ગામની ને અમારા કુટુંબની.

મારાં વીસ વર્ષ એમ ને એમ વહી ગયાં. પરમ શાંતિમાં, પરમ સંતોષમાં, પરમ સુખમાં એ બધા જ દિવસો વહી ગયા.

અને પછી કાળચક્રે મને જાણે કે પોતાની દાઢમાં ઘાલી હોય એમ ઉપરાઉપરી મારા ઉપર ને મારી આસપાસ એક પછી એક બનાવો બનવા લાગ્યા !



આજે હું મારાથી લઈ જવાય એટલે દૂર પાછળ મારી આંખોને લઈ જાઉં છું. ત્યારે પણ મારી નજર આગળ મારો તીથલનો પ્રવાસ જ દેખાયા કરે છે. હું તીથલ ગઈ એ એક નજીવી વાત હતી. મારાં માસી બિમાર હતાં ને તીથલમાં શરીર સુધારવા માટે આવ્યાં હતાં. હું એમને જોવા ગઈ. ન જોવા ગઈ હોત તો ?...

ભૂતકાળના કેટકેટલા બનાવો ઉપર આવા પાછલા પશ્ચાત્તાપ ચડતા હશે ?

હુ તીથલ ગઈ. મનમાં હતું કે ઝાલર ઉપર આરતીના ડંકા વાગે ત્યાર પહેલાં તો હું આવી જઈશ.'

પરંતુ માસીબાની પાસેથી હું ધાર્યા કરતાં મોડી નીકળી. રસ્તામાં બળદે પણ જીદ પકડી. ને એમ ને એમ ગણતરીથી લગભગ બેએક કલાક જેટલો સમય વધારે લાગી ગયો. અધવચમાં જ અંધારું પડી ગયું. હવે?

જે વાતનો પહેલાં કાંઈ કરતાં કાંઈ ખ્યાલ સરખો પણ નહોતો ને જે વસ્તુનો પહેલાં સિગરામવાળાએ મને ઇસારો સરખો પણ નહિ કરેલો એ વસ્તુ અંધારું થતાં એકાએક અતિ મહત્ત્વની બની ગઈ.

અમે જે મારગથી આવતાં હતાં, એ તરફનો બધો વળ વલ્લભો દાંડની તરફેણનો ને પાકી તરફેણનો.

ધારો કે એમાંથી કોઈક માથાભારે માણસને મારા આ પ્રવાસની ખબર પડી તો.....

'હાંક ને ભાઈ શામળ?' મેં શામળને ઉતાવળ કરવા માંડી. મારો અવાજ ફૂટેલા તંબૂરાના તાર જેવો ખોખરો બની ગયો હતો. હું પોતે જ મારો અવાજ પારખી શકી નહિ. ક્ષણભર તો મને ભ્રમણા થઈ કે પાછળથી કોઈક બીજું માણસ બોલ્યું.

'બા! હાંકું છું. પણ કોણ જાણે કેમ આજ બળદ આડો થયો છે. તે ચાલતો નથી ને બીજાને ચાલવા યે દેતો નથી.' શામળે મને જવાબ દીધો અને પરોણાની આર એક બળદને ભોંકીને બોલ્યો: 'હેંડ હેંડ, તારો પાળતો મરે!' એના અવાજમાં તીખાશ હતી.

દિવસે ઘૂવડ જેવી દીવાંધ તકરાર રાતે ઘૂવડના અવાજના ભણકાર જેવી ભેંકાર લાગી. રાતે તીથલથી નીકળવું જ જોઈતું ન હતું મારે.

અંધારામાં ઝાડ આગળથી કોઈ ખુકાનીબંધ આડોડિયાં જેવાં દેખાતાં હતાં ને પાછળથી ભૂતના આકાર જેવાં દેખાતાં હતાં. આખું વન ને આખો વગડો જાણે જીવતાંને ભય ઉપજાવતાં માણસોથી ભરેલો લાગતો હતો. ગાડાંનો ખડખડાટ પણ હૈયાને જાણે ખડખડાવતો હતો.

દૂર દૂર આછા આછા દીવા ઝાડીમાંથી ટમટમતા દેખાયા. શિયાળામાં તળાવમાં પડેલા માણુસને એક માઈલ દૂરનો ઝાંખો દીવો પણ જેમ શરીરમાં ગરમાવો આપે તેમ આ દીવા પણ મને હૂંફ આપવા લાગ્યા. વલસાડ તો આવ્યું. આ દીવા દેખાય એ જ વલસાડના દીવા. હમણાં ઔરંગા નદીનો કાંઠો આવશે. કાંઠા પાસેથી મારગ વળાંક લેશે. રાણુવાળા હનુમાન પાસેથી મારગ થોરની કાંટમાં જશે. કાચની શીશીના મોઢા જેવી થોરની કાંટ પૂરી થશે કે ગામનું પાદર આવશે.

ને મારી ગણુતરી સાચી હોય, ગામદેવતા મને અભયનો કોલ આપતા હોય એવી ઝાલરનો અવાજ પણ સંભળાય છે. ગળિયા બળદના કાન પણ એ ચિરપરિચિત અવાજથી જાણે સરવા બને છે ને કાનની પાછળ પગ પણ સરવા બનતા હોય એમ ગાડાનો વેગ વધે છે.

વલસાડ આવ્યું. પછી ઘર આવશે. ઘરમાં છોટુ ને હીરજી કાકા વાતો કરતા હશે ને મને આવેલી જોઈ ને છોટુ કહેશેઃ 'ચાલો નિરાંત થઈ. બેન આવી પહોંચી.' શામળને એ બે ગાળ દેશે ને કહેશેઃ 'સાલા! આટલી મોડી રાત સુધી મારગમાં મરી કેમ રહ્યો હતો?' છોટુમાં મોટી ખોટ એક છે. એ નાના માણસની સાથે વિવેકથી વાત કરી શકતો નથી.

હું ઘણી વાર છોટુને કહું છું: 'ભાઈ! માણુસ સાથે હળવેથી વાત કરીએ તો એમાં આપણું શું જાય?' છોટુ મને જવાબ દે

છે: 'બેન ! તને ખબર નથી. માણસ માત્ર ગરીબગોલું છે. એ તો આગુસે લાત ને પીછુસે વાત જેવું રાખીએ તો જ તાબામાં રહે, નહિતર તો ધુમાડી જાય. માણસને જો આપણે ધોળે દિવસે તારા ન બતાવીએ તો પછી એ આપણને ધોળે દિવસે તારા બતાવે. સમજી ! '

હું પોતે માગું છું કે માણસને જેમ તમે માણસ તરીકે રાખો એમ એ તમારું કામ વધારે કરે. પણ છોટુની માન્યતા જુદી છે. કદાચ હું સ્ત્રી છું ને છોટુ પુરુષ છે, એને કારણે મારા ને એના વિચાર મળતા નહિ થતા હોય.

'ખબરદાર, ઊભો રહે !' રાણવાળા હનુમાનની પાછળથી અવાજ આવ્યો. ને અવાજની પાછળ બે બોકાનીબંધ માણસો બહાર આવ્યા ને ગાડા આડે ઊભા રહ્યા. 'આ જો બળદ જરાક પણ ખસ્યા છે ને તો તારું આવી બન્યું છે, હો. તું છો કોણ ?'

'આ ગાડું વીરજી દેસાઈનું છે.' શામળે કહ્યું.

'વાહ ! ત્યારે વિવાહથી રૂડું બીજું શું ? અમે વલ્લજીવાળા છીએ. હવે છોડ ગાડું ને બળદ બાંધ ઝાડે. પછી આમ આવ.'

શામળ કાં તો થરથર્યો ને કાં તો ગમ ખાઈ ગયો.

ગાડામાં એની તેલ પાયેલી ને પિત્તળના તારની ગૂંથેલી ડાંગ હતી. પણ શામળને તો એ કામ ન આવી. કેમકે આવનાર બોકાની-બંધ માણસોના હાથમાં ડાંગો હતી; ખભામાંથી ચામડાના પટ્ટા સાથે ઝૂલતી બે જોટાળી રફલો હતી.

'શામળ !' એમાંથી એક બોકાનીબંધ બોલી ઊઠયો. ગાડા નીચે ઝૂલતું ફાનસ શામળે બળદને છોડવાને ઊંચું કરતાં શામળના પરસેવાથી રેબઝેબ નીતરતા વિહ્વલ બનેલા મોઢાને જાણે લાલ લાલ અંગારાથી સળગાવી ઊઠયું.

શામળને મૂઢતા છાઈ ગઈ હતી. પોતાની ગફલતની શરમથી કે પોતાના હવે શા હાલ થવાના એના ભયથી, એ કોણ જાણે ?

મારી પોતાની હાલત તો વિચિત્ર હતી.

'શામળ ? હીરજી દેસાઈ નો સગરામવાળો કેમ ?' એક બોકાનીદાર ચાર કદમ આગળ આવ્યો. શામળને ખ્યાલ પણ આવે એ પહેલાં એણે શામળને પડખામાં જોરથી મુક્કો માર્યો. ગાડું ઉલાળતો શામળ ભોંય ઉપર પડી ગયો. એના મોંમાંથી ઝીણી આહ નીકળવા સિવાય બીજો અવાજ પણ નીકળ્યો. શામળના હાથમાંથી છટકેલું ગાડું જોરથી ભોંય ઉપર પડ્યું–પછડાયું, ને મારા હાડેહાડમાં જાણે ધરતીકંપનો આંચકો લાગ્યો.

બળદ ભાગવા જતા હતા એ બીજા બોકાનીદારે પકડી લીધા ને ગાડાનો ઊંટડો ઊંચો કરી એની નીચે રાશ સરકાવી દીધી.

આ દરમિયાન પહેલો બોકાનીદાર શામળ ઉપર ચડી બેઠો હતો. 'ગાડામાં બીજું કોણ છે ?'

શામળે જવાબ ન દીધો. પહેલા બોકાનીબંધ માણસે શામળને પડખામાં બીજો મુક્કો માર્યો. શામળ મંકોડાની જેમ બેવડ વળી ગયો એટલે પહેલા બોકાનીદારે શામળના નાક ઉપર પણ એક મુક્કો લગાવી દીધો.

'જો અમે વલ્લભ દેસાઈવાળા, ને તું છો વીરજી દેસાઈવાળો. ખાડો ખોદીને જીવતો દાટી દેશું હો તને.'

તો ય શામળ બોલ્યો નહિ.

'બોકલી દો એને શંકર માળીની ભાળ કાઢવા, ને છોકરી જે હોય તે ઉપાડો. શંકર માળી ને એની છોકરી વીરજી દેસાઈવાળા હજમ

કરી ગયા; ને શામળ ને આ છોકરીને આપણે આ વલ્લભજીવાળા હજમ કરી જઈએ.' બીજાએ કહ્યું.

'હીરજી કાકો ચોપડે નામાં રાખે છે, તે આટલો હિસાબ સરભર કરી લે.' પહેલા માણસે કહ્યું. કેડમાંથી એણે છૂરી કાઢી ને શામળની છાતીમાં હુલાવી દીધી.

થોડી મુદતમાં આટલી બધી હિંસા થઈ જવાથી ને શામળને મારી નજર આગળ હલાલ થયેલો જોઈને મને તમ્મર આવ્યાં. શુધબુધ જાણે શામળના જખમમાંથી ફૂટતા લોહીમાં ધોવાઈ ગઈ.

હું જ્યારે ભાનમાં આવી ત્યારે આ બે માણસો મને મારા જ ગાડાંમાં નાખી લઈ જતા હતા.

અને મેં કાળી ચીસ પાડી. એ ચીસથી બળદ પણ થડકીને ઊભા થઈ રહ્યા ને હઠયા. બે ય આડોડિયા પણ મારી અચાનકની કાળી ચીસથી જાણે કમકમી રહ્યા.

'જો ફરી વાર ચીસ પાડી છે ને......' પહેલા માણસે મને રફલ બતાવી.

'રફલથી હું નથી બીતી. હું કોણ, જાણો છો તમે? હીરજી દેસાઈ તમારા બધાનું ખેદાનમેદાન કરી નાંખશે. તમારા ઘરના પાયામાં ને ખેતરના ચાસમાં મીઠું વાવશે.'

'એમ? ભલે ચાલ્યો આવે ત્યારે હીરજી કાકો. જીભે તો ભારે જોર કરે છે મારો વાલીડો કાકો. હવે જોશું કાંડામાં કૌવત કેટલું છે?'

'મને જવા દો. કોણ છો મને રોકનારા?'

'અમે છીએ જેટલા વીરજી દેસાઈવાળા એ બધાના કાળ, વલ્લભજી દેસાઈવાળા. સમજી? હીરજીકાકાના પડમાં મૂછાળા મરદની તાણ છે, ને અમારા વળમાં છોકરીની તાણ છે.'

મેં બીજી ચીસ પાડી.

'છોકરી! નાહકનું ગળું તાણે છે. આંહીં કોઈ હીરજીકાકો કે વીરજીકાકો કે બીજું કોઈ તારી વહાર સાંભળે એમ નથી ને કરે એમ નથી. તને હૈયે જંપ વળતો હોય તો લે ને હજી પણ એક વધુ ચીસ પાડ!'

લગભગ બેભાન જેવી બનેલી આ છોકરીએ છેલ્લી ચીસ પાડી.

ને ચીસના જવાબમાં એક ચીસ સીમમાં દૂરથી સંભળાઈ: 'વ...હા...ર...છે!...વ...હા...ર...છે!

બેય જણા ગાડા ઉપર બેઠેલા મારી સામે જોઈ રહ્યા. એમના ચહેરા ઉપર કાંઈ ન સમજાય એવો ભાવ દેખાયો.

એવામાં હવામાં અદ્ધર ઊડતો સાપ ફૂંફાડા નાખતો હોય એવો અવાજ જાણે વહેવા લાગ્યો. ઝાડના મથાળા ઉપરથી પાંદડાં ને ડાળીઓના નીચે ઢગલા થયા.

'વ...હા...ર...છે...એ...એ...સં...ભા...ળ...સં...ભા...ળ.'

ઔરંગા નદીનાં પૂર ગાજતાં હોય એવો એ અવાજ એકદમ નજીક આવ્યો. ફરીને જાણે કો ભોરિંગ હવામાં ઊડયો, સસડ્યો, ને મારી સામેથી થોરની ઘેરી કાંટમાં એક ગલી આખી ઉઘાડી પડી ગઈ.

'અ...વા...જ...દે...વ...હા...ર...'

મને હૈયાઉકલત થઈ કે કોઈક માડીજાયો પૂત મારી ચીસ સાંભળી મદદે આવે છે, અને હું કયાં છું એ અંધારામાં પારખવા માટે મારો અવાજ માગે છે. મેં ફરીને એક ચીસ પાડી.

મારી ચીસનો પડઘો પાછો ફરતો હોય તેમ મારા માથા ઉપરથી જાણે જીવતો સાપ ઊડ્યો. ને એની પાછળ ઉતાવળાં દોડતાં પગલાં સંભળાયાં.

'બે ય બોકાનીબંધ માણસો અત્યાર સુધી સ્તબ્ધ જેવા ઊભા હતા. એમના મનમાં મદદે ચડી આવનારનો મુકાબલો કરવાના મનોરથ હોય એમ એમણે એમની રફલો ઉપર હાથ મૂક્યા હતા.

પણ હવામાં ઊડતા ભોરિંગોએ જાણે એમના હાથ જડી દીધા. 'કોઈક જંતરડાનો જાણકાર લાગે છે.' પહેલા બોકાનીદારે ગાડા ઉપરથી ઠેક મારતાં કહ્યું. પલવારમાં એ બે ય માણસો ઝાડીમાં અલોપ થયા.

સામી બાજુની ઝાડીમાંથી એક પડછંદ આકાર બહાર નીકળી આવ્યો. એ મારી નજીક આવ્યો. 'વ...હા...ર...' પોતાના માથાં ઉપર કાંઈક ગોળ ગોળ ફેરવતાં એણે લલકારવા માંડ્યું.

એનું ધ્યાન ખેંચવાને મેં ગાડાં ઉપરથી નીચે ઉતરવા માંડ્યું.

પેલો આકાર એકદમ મારા તરફ ધસી આવ્યો. દીવાના વર્તુલમાં એ આવીને ઊભો રહ્યો.

'કોણ તમને સતાવતા હતા ? ભાગી ગયા ?' એના મોઢા ઉપર સ્મિત છાયું. 'થોડી વાર પણ ઊભા ન રહ્યા ?'

આવનાર માણસ જુવાન હતો, પડછંદ હતો, આંખો ભરી દે એવો હતો, હૈયું ભરી દે એવો હતો. એ જે હો તે હો. પણ બીજા કોઈ જુવાન માટે એણે મારી આંખમાં કે મારા હૈયામાં અણુ જેટલી જગ્યા પણ ખાલી રહેવા દીધી નહિ. સૂરજ જેમ આંખને આંજી દે એમ એણે મારી આંખને ભરી દીધી.

'તમે કોણ છો ? તમારે ક્યાં જવું છે ?'

મારું નામ ગોપી. વીરજી દેસાઈવાળી. તીથલથી વલસાડ જતી હતી ત્યાં બે માણસોએ મારા ઉપર અચાનક હુમલો કર્યો. એ મને પકડીને લઈ જતા હતા ને તમે જો મદદે ન આવ્યા હોત...'

જુવાને મારી સામે ધ્યાનથી જોયું. પોતાના ઊંચા માથાને મારા

માથા સમીપ લાવીને મારી સામે જોયું. કોઈ મદારી કોઈ વિચિત્ર જનાવર લાવ્યો હોય ને માણસ એને ટીકી ટીકીને જુએ તેમ એણે મારી સામે જોયું.

'તમારી ઉપર હુમલો કરનાર કોણ હતા ?'

'એ હતા વલ્લભ દેસાઈવાળા.'

'તમે શા ઉપરથી કહો છો ?'

'બે જણા હતા ને અંદર અંદર વાત કરતા હતા કે શંકર માળીની છોકરીની જે હાલત હીરજી કાકાએ કરી, એનો બદલો લેવાનો આ લાગ છે.'

આટલું સાંભળતાંવેંત એ જુવાન એકદમ મોટેથી હસી પડયો. નાનું બાળક કાંઈક ચાવળી વાત કરે ને મોટેરાં હસી પડે એમ.

કોઈ બળદ વેલડું લઈને ભાગ્યો હોય એવો એનો હસવાનો અવાજ સૂના જંગલને જાણે હસતી ભૂતાવળથી ભરી રહ્યો. હું આભી બનીને જોઈ રહી. એ એટલું હસ્યો કે હસીહસીને બેવડ વળી ગયો. પેટ દાબતાં એ જમીન ઉપર બેસી ગયો. હસતાં હસતાં એનો શ્વાસ જાણે રૂંધાયો.

'તમને આટલું હસવું કેમ આવે છે એ કહેશો ?'

પોતાના શ્વાસ સાથે લડતાં લડતાં એણે મને હાથથી ઈસારો કર્યો કે 'જરાક ધીરી થા; મારો શ્વાસ વળવા દે.'

થોડી વારે એનો શ્વાસ પાછો વળ્યો. મારી સામે જોઈને એને ફરીને હસવું આવતું હોય એમ એના હોઠના ખૂણા ખેંચાવા માંડ્યા. પણ એણે હસવું ખાળી રાખ્યું.

'મારા હસવાનું કારણ તમને કહું. ને તમનેય હસવું આવશે.

તમે વીરજી દેસાઈની દીકરી ગોપી અને હું વલ્લભજી દેસાઈનો દીકરો અમુલખ.'

હું તો સાચેસાચ સડક થઈ ગઈ. 'હું શું ઊલમાંથી ચૂલમાં પડી છું? એ બોકાનીબંધ માણસો તો ગયા. ને એને બદલે આવ્યો આ પડછંદ કાયાવાળો જુવાન, જેના હાથમાં જીવતા બોરિંગ વછોડવાની કાળજગરી કરામત છે! હવે મારું શું થશે?'

મારા દિલની ધડક મારા ચહેરા ઉપરથી એણે પારખી લીધી હોય એમ એણે મને પૂછ્યું. 'તમારી સાથે કોઈ વોળાવિયો નહોતો?'

મેં શામળના મરેલા દેહ સામે મૂંગી ઇશારત કરી. દીવાના વર્તુલની બહાર એ દેહ પડ્યો હતો. બિચારો શામળ!

અમુલખે શામળના શબ સામે જોયું; એના દેહ ઉપર હાથ મૂકીને જોયું. ધીમેથી એણે માથું કંપાવ્યું: 'બચારો! એક વધુ હોમાયો બાપડો! ને એને મા હશે, બૈરી હશે, કદાચ બાળક પણ હશે.'

ગાડામાં એણે બળદ જોડ્યા. આસાનીથી એણે લાસ ઉઠાવી ગાડામાં નાખી. ઉપર એણે ચાદર ઓઢાડી.

'બહુ દૂર નથી; તમે ચાલી શકશો. હું તમને ઘેર મૂકી જઉં.'

શામળના શબ સાથે ગાડામાં તો મારાથી બેસી કેમ શકાય? વળી વલસાડ દૂર પણ ન હતું. બળદની રાશ હાથમાં ઝાલીને અમુલખે ચાલવા માંડયું, ને હું એની પાછળ ચાલી.

અમે મૂંગાં મૂંગાં ચાલ્યાં. કદાચ અમે એકબીજાંને ઓળખતાં ન હોત તો વાતો કરત; કદાચ શામળનું શબ ગાડાંમાં નહોત તોય વાત કરત.

પણ શામળના શબની અબોલ છતાં તસુએ તસુ અમને પડકાર

કરતી લાશની હાજરીમાં વીરજી દેસાઈ ને વલ્લભજી દેસાઈ વચ્ચેના મહાભારતના મોવડીઓ અંદર અંદર શી વાત કરે ?

આ મહાકાંડ પરત્વે આજ પહેલાં મારું મન કેવું હતું એ તો હું નથી કહી શકતી. દુર્ભાગ્યે અત્યારે પણ શું છે એ નથી કહી શકતી. એક તરફ શામળની લાશ હતી; મારે ખાતર એનો જાન ગયો હતો. બીજી બાજુ આ કોઈ બીજી દુનિયાનો માનવી હોય એવો પડછંદ જવાન હતો. એ મારી મદદે આવ્યો હતો, ને અત્યારે મને ઘેર પહોંચાડતો હતો. ને એ હતો મારા કુટુંબનો દુશ્મન !

એના નામથી બે બોકાનીબંધ માણસોએ મારો રસ્તો આંતર્યો હતો; એના નામ ઉપર શામળનો જાન ગયો હતો. અને છતાં એને દુશ્મન માનવાને મારો જીવ કબૂલ થતો નહોતો.

હાથી જેમ પડછંદ કાયાનો પણ ભલા ખવાસનો હોય છે એમ એ ભલો લાગતો હતો.

મારું મન એને બોલાવવા માગતું હતું; મારા કાન મને વહારનો કોલ આપ્યો હતો એ અવાજ સાંભળવા માગતા હતા. પણ મારી જીભ ઊપડતી ન હતી !

અરે ! એ જુવાને જો પોતાની ઓળખાણ મને ન આપી હોત તો ?......

ગામનું પાદર આવ્યું. ગામમાં સોપો પડી ગયો હતો.

જુવાન આગળ ને આગળ ચાલતો રહ્યો. માત્ર એક વાર એણે મારી તરફ નજર ફેરવીને મારા સામે જોયું. એની લીલા અંજીર જેવી આંખો સામે મારી આંખો મુકાબલો કરી શકી નહિ.

મારા ઘરની ડેલી આગળ બેત્રણ માણસો હતા, બે ત્રણ મશાલો સળગતી હતી; ને એના પ્રકાશમાં મેં હીરજીકાકા અને છોટુને ડેલી-માંથી બહાર પગ મૂકતા જોયા.

'બેન બા તો આવી પહોંચ્યાં !' બીખા દૂબળાએ સાદ દીધો.

'શામળ !' મારા કાકાએ અવાજ દીધો. 'તેંય અમારા જીવ ઊંચા કરી દીધા હતા ને શું ?'

જુવાન ઊભો રહ્યો. મારા સામે એણે જોયું.

'હવે મને રજા છે ?'

'હું શું બોલું ? અમુલખે રાશ મારા હાથમાં મૂકી ને પાછા ચાલવા માંડયું.

'આમ કેમ ?' છોટુએ બૂમ પાડી. 'કાંઈક બન્યું લાગે છે ખરું. આ તે કાંઈ આવવાની રીત છે ? શામળ ! ઊભો રહે. પણ...એ શામળ નથી લાગતો...અલ્યા ઊભો રહે !'

અમુલખે પાછું જોયા વગર ચાલવા જ માંડયું.

છોટુ એની પાછળ દોડયો. મેં છોટુને રોકવાને એનો હાથ ઝાલ્યો પણ એ મારું કાંડુ છોડાવી ગયો.

દોડીને છોટુએ અમુલખને ગરદનમાંથી ઝાલ્યો. અમુલખ ઊભો રહ્યો, પણ એક શબ્દ બોલ્યો નહિ.

કાંઈક અજુગતું જોઈ ને મશાલચીઓ આગળ આવ્યા હતા. એના પ્રકાશમાં છોટુએ અમુલખનું મોઢું પારખ્યું.

છોટુએ ચીસ પાડી. એવી ચીસ માણસના મોઢામાંથી કોઈ દિવસ નીકળી શકે નહિ. મેં સિંહ જોયો નથી. પણ જ્યારે શિકાર એને ઝપાટે ચડતો હશે ત્યારે એ એવી ચીસ પાડતો હશે.

'અ...મુ...લ...ખ'

આઠ માણસો છોટુની ચીસ સાંભળીને અમુલખને વીંટળાઈ વળ્યા.

હું શું કરું ?

ત્યાં એક માણસે શામળનું શબ જોયું ને બૂમ પાડી : 'શામળો ખતમ થઈ ગયો.'

છોટુ દોડ્યો. ગાડામાં એણે શામળનું શબ જોયું. એનો ચહેરો શાંત તો કદી હોતો નથી; પણ અત્યારે તો ભઠ્ઠી જેવો બન્યો.

એ અમુલખ પાસે ગયો.

'તારી કારીગરી અમને પહોંચી. અને અમને તારી જાતે એ હવાલે આપવા આવ્યો એટલે તારી છાતી યે અમે પારખી. એક દૂબળાને પેટમાં છૂરી મારી મારી નાંખ્યો એવી તારી હિંમત પણ અમે ભાળી. તારા દાંડ બાપને પગલે ચાલીને તું પણ ચોરના ઘા કરતાં શીખ્યો છે એ ય અમે જોયું, પણ એમાં તારો વાંક જ નથી. ચોરના દીકરા ચોર જ હોય. પણ હવે વલસાડમાં આપણે બે સાથે રહી શકીએ એમ નથી.'

તો ય અમુલખ બોલ્યો નહિ.

'તું નકામું થૂંક ઉડાડે છે, છોટુ!' મારા હીરજી કાકા બોલ્યા. 'આ તો વલ્લભા દાંડનાં ફરજંદ. પીઠ પાછળથી ઘા કરનારા. એ કાંઈ તલવાર ને ભાલાં ને ધારિયાનાં ખેલનારા નહિ. એ તો છરી ને ચાકુથી રમનારા. એનો બાપ ભાગડાની ભાડેલાણીમાંથી નવરો ન થાય ને મા પછી...દેસાઈની જેમ વઢવામાં યે દેસાઈનું ખમીર તો હોવું જોઈએ ને?'

અમુલખની આંખો પ્રજ્વલી ઊઠી. પણ એ મારા ઉપર જ જડાઈ રહી. એ હજી એક શબ્દ બોલ્યો નહિ.

મેં મારી હિંમત માંડ માંડ એકઠી કરીને કહ્યું: 'કાકા! છોટુ! એમનો કાંઈ વાંક નથી. એમણે મને મદદ કરી છે.'

'વીરજી દેસાઈની દીકરી ઊઠીને એમ બોલતાં તને શરમ નથી આવતી? ને એણે જો તને મદદ કરી હોય તો એવી નીચ મદદ કબૂલવા પહેલાં તું જીભ કરડીને મરી ના ગઈ? આજ પાંચ માણસની વચમાં કુંવારી છોકરી ઊઠીને દુશ્મનના માણસનો પક્ષ લેતાં તને શરમ નથી આવતી?' છોટુ મારી સામે જોઈને બરાડ્યો.

હું કેમ ચૂપ રહી ગઈ? હું કેમ બોલી શકી નહિ? છોટુને કેમ વારી શકી નહિ?

છોટુ અમુલખ સામે જોઈને બોલ્યો : 'વલસાડમાં તારે માટે હવે જગ્યા રહી નથી. ને તારું મોત તને આંહી બોલાવી લાવ્યું. શામળ એકલો જશે નહિ; અમે એને સંગાથ આપશું. શામળને સંગાથ મળશે, ને અમારા મારગમાંથી એક કાંટો નીકળી જશે. તું વર્ષોથી આ ગામમાં જીવતો રહ્યો છે, ને તું જીવતો રહ્યો છે એ અમને કલંકસમું લાગે છે. સૂવર! તારું મોત તને આંહી ખેંચી લાવ્યું છે, તે મરવાને તૈયાર થા.'

અમુલખની આંખ ફરીને મારા ઉપર પડી. એ મૂંગી ભાષામાં જાણે મારી મદદ માગતો હતો. પણ છોટુ, હીરજીકાકા ને બીજા માણસોના ચહેરા અંધારામાં બળદની આંખ જેવા કઠોર તેજથી ચમકી રહ્યા હતા. મારું કોણ સાંભળે? ને ન સાંભળે તો હું શું કરી શકું એમ હતું?

છોટુએ એના માથામાં લાકડાનો ફટકો માર્યો.

અમુલખે મને પૂછ્યું: 'તમારી ઇચ્છા છે કે અહીં ધીંગાણું થાય? તમારી એવી ઇચ્છા છે કે અહીં આજે લોહી રેડાય?'

મેં માથું હલાવીને ના પાડી.

'ખબરદાર!' અમુલખે પોતાને બીજો ફટકો મારવા જતા છોટુની લાકડી કાંડા ઉપર ઝીલીને પકડી લીધી; બીજા હાથે છોટુને પકડી લીધો. છોટુનો ચહેરો ગુસ્સો અને શરમની ધૂંધળી ઝાંયથી રંગાઈ ગયો. 'કાકા!' એના ગળામાંથી ચીસ નીકળી ગઈ.

ને મારું હૈયું યે ધબકતું બંધ થઈ ગયું જાણે. છોટુ ગમે તેવો

ઉછાંછળો, અબૂધ હતો, તો ય મારો ભાઈ હતો. ને મને મનમાં ડર લાગ્યો કે આજ છોટુનાં તો બારે ય વહાણુ ડૂબી ગયાં.

અમુલખના ચહેરા ઉપર તમાચા જેવું તીખું લાગે એવું તિરસ્કારનું હાસ્ય છાયું.

'હવેથી વઢવા આવ ને, તો તારા કાકાને પહેલાં પૂછી લેજે.' એમ કહીને એણે છોટુને હીરજીકાકા ઉપર ધકેલ્યો. હીરજીકાકા પણ પડતાં પડતાં માંડ બચ્યા. બીજા માણસો મૂઢ જેવા જોયા કરતા હતા.

'પકડો એ હરામખોરને !' હીરજીકાકાએ બૂમ પાડી.

'ઊભા રહો. તમારે મને પકડવો છે ? પકડતાં પહેલાં જોઈ લેજો.'

અમુલખે કેડમાંથી એક લાંબું ગોફણ જેવું કાંઈક કાઢયું. એને એક છેડે લાકડી હતી ને બીજે છેડે દોરડું હતું. દોરડાનો ને લાકડીનો છેડો એમ બે ય છેડા હાથમાં લઈને અમુલખે ગોળ ઘુમાવ્યા. અમારા ઘર સામે એક જૂના જમાનાનો તોતિંગ વડલો હતો. અમુલખે એ જંતરડો ગોળ ઘુમાવ્યો. આઠ દશ આંટા લઈને એણે જંતરડાનો દોરડાવાળો ભાગ છોડી દીધો. જંતરડાનો અંદરનો પથ્થર સાપના ફૂંફાડા જેમ સૂસવાટા કરતો હવામાં ઊડતા ઝેરી બોરિંગની જેમ ગાજ્યો.

વડલાના થડ ઉપર અમુલખે નિશાન લીધું. જંતરડામાંથી ફેંકાયેલો પથ્થર વડલાના થડ સાથે ભટકાયો ને જંતરડાના ઘાના જોશમાં થડની આરપાર નીકળી ગયો.

બધાની આંખોમાં આ ભયંકર દેખાવ જાણે વસી ગયો.

'હવે કોઈને જરા યે ઉમેદ રહેતી હોય તો પહેલાં આ વડની હાલત જોઈ લ્યો ને પછી આવો.'

એ પ્રચંડકાય જુવાનની બેનમૂન તાકાતનો પરચો મળી ગયા પછી કોઈ માણસ અમુલખને પકડવાને આગળ ન વધ્યો.

છોટુના મનમાં ખુમારી છે. એણે કહ્યું : 'આજ તો જા. પણ...પણ...'

અમુલખે જવાબ દીધો: 'બરાબર છે. પણ બેમાંથી એક પાછો જીવતો ઘેર ન જાય એમ જ તમારે કહેવું છે ને મને? મેં સાંભળી લીધું હવે મારું સાંભળતા જાઓ!'

અમુલખ છોટુ પાસે ગયો અને બોલ્યો: 'આપણી લડાઈ અધૂરી રહી છે. ભવિષ્યમાં એ પૂરી તો થવી જ જોઈએ. અને થશે—જ્યારે તમારા મોઢામાં આજે માનું જે દૂધ ફોરે છે એની ગંધ આવતી બંધ થશે ત્યારે.'

ક્ષણભર છોટુ અવાક્ થઈ ગયો, ને ટટ્ટાર સીનો રાખીને અમુલખ ત્યાંથી મક્કમ પગલે ચાલ્યો ગયો.

એના પગલાં જ્યાં સુધી સંભળાતાં બંધ થયાં નહિ ત્યાં સુધી વડના ઝાડના થડમાં સહુની આંખો જંતરડાના પથ્થરના બાંકોરા ઉપર જ ચોંટી રહી.



આ બનાવને બે દિવસ થઈ ગયા, ને બીજી વાતોમાં એ બનાવ ચર્ચાતો બંધ થયો. પરંતુ હું ન તો એ બનાવને ભૂલી શકી કે એક ક્ષણ પણ એના ઉપરની વિમાસણને રોકી શકી.

અમુલખને અને છોટુને સીધેસીધી તકરાર થઈ, સીધેસીધા પડકાર થયા, એ મને ગમ્યું જ નહિ. ન ગમ્યું એટલા માટે કે છોટુ બહુ ઉતાવળો છે, જરા આકળો પણ છે. ન કરવાં જોઈએ એ બધાં કામો કરવા એ એની આદત છે.

અમુલખ...હું ક્યાં કોઈની સાથે વાત કરું છું ? મારા મનની સાથે વાત કરું છું. એટલે કબૂલ કરી દઉં છું કે એ મારી આંખમાં વસી ગયો છે. ને પાણીમાં પથ્થર ડૂબે એમ આંખોના કૂવાના તળિયા સમા મનમાં ડૂબી ગયો છે.

અમુલખ ને મારાં લગ્ન થાય તો ? આ ગામમાંથી તકરાર જાય. ગામમાંથી મારામારી ને ધાકધમકીનો ત્રાસ ઓછો થઈ જાય.

પણ હીરજીકાકા હજી જીવતા છે. વલ્લભાઇાંડ વાળાના કોઈ માણસ સાથે એમને બાથંબાથ થાય એ ગણતરીએ એ પોતાના પોંચામાં વાઘનખ પહેરી રાખે છે. પોતે એ વાત ભૂલતા નથી ને બીજાને ભૂલવા દેતા યે નથી. છોટુ પણ, કમજોર ઓર ગુસ્સા બહોત જેવો માણસ છે.

વળી અમુલખની ફોઈ છે એક, લખમીબાઈ કરીને. કહે છે કે ચાર ભાયડા ભાંગીને ભગવાને એક બાયડી ઘડી છે. ને હીરજીકાકાને તો કાચા ને કાચા ખાઈ જાય એવી છે.

ને અમુલખનો એક ભાઈ છે. એ વળી લોક કહે છે તેમ છોટુને ભુલાવી દે એવા મગજનો માણસ છે.

મારા મનના ઘોડાનો પાર નથી. બસ દોડ્યા જ કરે છે, દોડ્યા જ કરે છે.

'બેન ! ગોપી !' હીરજી કાકાનો અવાજ મારા ઘોડાઓને જાણે પાંખો આપીને ઉડાડી મૂકે છે.

'ગોપી !'

હીરજી કાકાનો અવાજ ! કે કોનો અવાજ ?

હીરજી કાકા મારી પાસે આવ્યા.

પણ કેવા હીરજી કાકા! એની આંખો ઊંડી ઊતરી ગઈ હતી; એના કપાળ ઉપર કરચલીઓ પડી ગઈ હતી; એના હાથ ધ્રૂજતા હતા. ટાઢિયો તાવ આવ્યો હોય એમ એ જાણે ઊભા પણ રહી શકતા ન હતા.

'કાકા?'

'ગોપી! જરા નીચે ચાલ!'

હું નીચે ગઈ. આગળ કાકા ને પાછળ હું.

નીચે ચોકમાં ચાર પાંચ માણસો ઊભા હતા. એમનાં મોઢાં ઉપર જાણે શાહી ઢળી હોય એમ કાળાભંઠ દેખાતાં હતાં. એમની કરોડ ભાંગી ગઈ હોય એમ એ તારથી ટેકવી રાખેલાં હાજપિંજર જેવાં અંગેઅંગમાંથી વક્ર થઈ ગયેલાં લાગતાં હતાં.

એમની સાથે એક ખાટલો હતો.

ખાટલા ઉપર કોઈક સૂતું હતું; એને ચાદર ઓઢાડી હતી.

કાકા મને એ ખાટલા પાસે દોરી ગયા.

'જો.' કાકાએ મને કહ્યું. ને એમ કહીને એમણે માથેની ચાદર હઠાવી.

'છોટુ!' મારા કંઠમાંથી કાળી ચીસ નીકળી ગઈ. 'છોટુ!'

અંગ ઉપરનાં કપડાં લોહીથી તરબોળ થયાં હતાં ને લોહી સુકાઈને કાળું પડી ગયું હતું. છોટુના ચહેરા ઉપર રોષ—નર્યો રોષ—મરવાની હડી સુધીનો રોષ મૃત્યુના ઠંડા હાથો વતી જાણે થીજી ગયો હતો.

'છોટુ...છોટુ...જરાક...બોલ...!'

'એ નહિ બોલે હવે.' હીરજી કાકા ખોખરે અવાજે બોલ્યા. 'હું ડોસો બેઠો રહ્યો ને એ જુવાન છોકરો ચાલ્યો ગયો.

'એનો નમણો ચહેરો...એનું ક્ષીણું દેખાતું શરીર...આખા શરીર ઉપર લોહીના રગડા...મારો ભાઈ...છોટુ...છોટુ... !

હું એને ચુંબન કરવા નમી. ને જેમ ગોળ પથ્થર દડે એમ મારા હાથનો સ્પર્શ થતાં માથું દડી પડયું. નર્યા ત્રાસની ચીસ મારા કંઠમાંથી નીકળી ગઈ.

હું બહાવરી જેવી ઊભી રહી. પ્રાણ માત્ર જાણે મારા અંગમાંથી નીચોવાઈ ગયો. ' છોટુ...છોટુ મરી ગયો...છોટુ મરી ગયો.... !' 'બસ આ જ એક વિચાર મારા મનમાં ઘાણીના બેલની જેમ ગોળ ગોળ ઘૂમી રહ્યો.

' એનું ખૂન થયું છે. એના અંગ ઉપર છૂરીઓના ઘા છે. એક નહિ, બે નહિ, પણ બાર ઘા છે. છૂરી જખમમાં જ હતી, એ મળી છે, ને છૂરી ઉપર નામ છે.'

' મારા ભાઈના ખૂનીનું ? શું નામ છે ? '

' અમુલખ દેસાઈ.'

' અમુલખનું ? હોય નહિ ? '

' કેમ ન હોય ? એનું જ હોય. હજી તો બે દિવસ પહેલાં આપણા બધાની સામે એણે એને ધમકી આપી હતી.'

કાકાનો તરડો ને શુષ્ક અવાજ મને કરવત જેવો લાગ્યો. ને એ કરવતે જાણે મારા દિલમાં કાંઈક કાપવા માંડયું.

' છોટુ !...તારું ખૂન...અમુલખને હાથે... ! '

મારા દિલમાં એકાએક ભારે રોષ આવ્યો. તે રાતનું મારી નજર આગળનું દશ્ય અત્યારે મારી આંખ સામે રમી ગયું. છોટુનું મૃત્યુ જાણે એ અધૂરા ચિત્રને પૂરું કરતું હતું.

કાકાની વાત ખોટી લાગતી ન હતી. ખૂનીની છૂરી મળી હોય તો એના ઉપર બેશક અમુલખનું જ નામ હોય. બીજા કોનું હોય? એક તો બીજા કોની હિંમત ચાલે? બીજું એ રાત પહેલાં બનેલા પ્રસંગનો જ આ કુદરતી અંજામ હતો. અમુલખ ને છોટુ ભાઈબંધ તો થઈ શકે નહિ. એકબીજાનું ખૂન કરવાને જ જાણે એમણે મનુષ્ય અવતાર લીધો હતો. અમુલખે પહેલો ઘા કરી લીધો.

'કાકા!' મારા દિલમાં કાંઈક આછું આછું ઝબકતું હતું એ બૂઝાઈ ગયું; સર્વત્ર ઘોર અંધકાર છાઈ રહ્યો. ને અંધારામાં ચીબરી બોલતી હોય એવો મારો અવાજ તીણો, કર્કશ ને ભાવહીન બન્યો. 'કાકા! છોટુનું મોત....મોત...મોત...!' મારાથી આગળ કાંઈ શબ્દ ન નીકળ્યા. મારે શું બોલવું હતું એ જ જાણે હું સાવ ભૂલી ગઈ. મારી આંખો છોટુની ઉઘાડી ને નિર્જીવ આંખ સામે જાણે નજરબંધ થઈ હતી.

મારા દિલમાં ડાઘ લાગ્યો હતો એનું જાણે મૃત્યુવેળાએ એને સાંપડેલાં દિવ્ય ચક્ષુથી જ્ઞાન થયું હોય એમ એ જાણે મને ઠપકાથી જોતો હતો. કેટલો બાળક, કેટલો ભોળો......ને મારો ભાઈ......'

હોઠ પીસીને મેં કહ્યું : 'કાકા! હવે આનો બદલો!'

'એ કામ તારું નથી, મારું છે! ખૂનનો બદલો ખૂન. દેસાઈઓ બીજો ઇન્સાફ જાણતા નથી. સમજતા નથી.'

મારા દિલમાં એક એવી ધૂંધળી આગ ઊઠી હતી કે એની સામે બધું જ જાણે સળગી ગયું.

મારી મા છોટુને નાનો મૂકીને મરી ગઈ ત્યારથી મેં એને મારી હૂંફમાં રાખ્યો હતો. એકનો એક છોકરો; જરા લાડકો થઈ ગયેલો. પણ એણે મારી આમન્યા નથી લોપી.

ને કોઈક વાર જ્યારે એના અનેક આવરણો નીચે દટાઈ ગયલા હૈયાને કોઈ વાત અડકી જાય ત્યારે એ મને કહેતો. 'બેન ! તું મારી બેન નથી, મારી મા છો.'

આજ પણ મારા કાનમાં એના બોલના ભણકારા વાગે છે.

એણે કાંઈ જોયું નહિ, કાંઈ જાણ્યું નહિ, કાંઈ માણ્યું નહિ. કાચી કેરીને કોક વાઘરીનો છોકરો પથ્થર મારી પાડી નાંખે એમ એ પણ કાચી ઉંમરમાં હણાઈ ગયો !

જાણે રિસાયો હોય એવું મોઢું કરીને એ પડ્યો છે. એ મરી ગયો ! સાચે જ મરી ગયો ? શું ફરીને એ મને બેન કહીને નહિ બોલાવે ? કોઈ દિવસ પણ હવે એ મને બેનને બદલે મા નહિ માને ?

બહારથી એક માણસ હાંફલોફાંફળો બનીને આવ્યો. એનું નામ અત્યારે મને યાદ નથી; ઘણું કરીને એ પાવોજી હતો.

એણે કહ્યું: 'બહાર...બહાર...અમુલખ દેસાઈ આવ્યા છે.'

કાકાનો હાથ ડાંગ ઉપર ગયો.

'કેમ ?'

'એ કહે છે મારે ગોપી બાને મળવું છે !'

'મને ?' ધૃષ્ટતાને પણ અવધિ હોય છે ને ? શું એને ખ્યાલ સરખો ય નહિ હોય કે મારી ને એની વચ્ચે બોંતેર પેઢીના પૂર્વજોના લોહીની આખી યે પાટ પહોળી પથરાઈને પડી હતી.

'એ હત્યારાને કહી દો કે મારા ભાઈના ખૂનીનું મોઢું પણ હું જોવા માગતી નથી !'

મારો જવાબ સાંભળીને હીરજી કાકાના ચહેરા ઉપર લાલ તેજ

ચમક્યું. જાણે કે સળગતી ચિતાની ધૂપ મુરદું ખંખેરનારના, પરસેવાથી રેબઝેબ થયેલા ચહેરા ઉપર પડી.

હાથમાં ડાંગ તોળીને હીરજી કાકાએ પગલાં માંડ્યાઃ 'આવો જવાબ માણસના મોઢામાંથી ન અપાય; ડાંગના મોઢામાંથી અપાય.'

કોણ જાણે ક્યાંથી મને જબાન આવીઃ 'મારા ભાઈના અગ્નિ સંસ્કાર પહેલાં કાંઈ કરવું નથી, કાકા !'



ઘટાટોપ રાત પડી છે. સ્મશાનમાંથી ડાઘુ ક્યારના યે પાછા આવી ગયા છે. સાથરે બેસીને આગલી પાછલી બીનાઓ સંભારનારા ક્યારના યે ઊઠીને ચાલ્યા ગયા છે.

કુદરતમાંથી દૈવત ઊડી ગયું હોય એવો સૂનો સનકાર છાયો છે. મારા મનમાં છાયેલા અંધકારનો જાણે બહારની દુનિયા ઉપર પડછાયો પડ્યો છે.

આ અંધારે ઘેરાયેલી દુનિયા ઉપર કાલે તો પ્રભાત ઊગશે ને પ્રકૃતિના ધાવણસમી ઝાકળમાં નહાઈને નવા ઓપથી જાણે નવી દુનિયા ઊગશે.

પણ મારે માટે...ગહન અંધકાર છે. પ્રભાત ઊગશે નહિ; ઝાકળનાં બિન્દુઓ મારી ગ્લાનિને નિખારવાને મારે ત્યાં આવવાનાં નથી.

મારે તો ભાઈ ગયો, દિલમાં વસી ગયેલી છબી પણ ગઈ, આખો ભવ ગયો ! કેવળ ઝેરના પોટલાં જેવું શરીર માત્ર બાકી રહ્યું–રોવાને, બળવાને, ઝૂરવાને, ને....ને...

અહા ! બે દિવસ પહેલાં મારી દુનિયા કેવી ગુલાબી હતી ? પણ વડીલોના કજિયાકંકાસમાં તો લીલાં ઝાડ પણ સૂકાઈ જાય છે, વહેતી નદીનાં પાણી સૂકાઈ જાય છે. પૂર્વજોનાં પુણ્ય સૂકાઈ જાય છે, તો એક અબોલ કુમારિકાનાં બે દિવસનાં સોણલાંનાં ગુલાબનું તો ગજું પણ શું ?

અંધારી રાતની એ શેરી, ને અમે બે ચાલ્યાં આવતાં હતાં, ને મશાલના પ્રકાશમાં છોટુ ને કાકા ઊભા રહેલા દેખાય છે. છોટુનો મિજાજ......અમુ......એની તાકાત, એ બે વચ્ચેની બોલચાલ, ધમકી, બધું જ આ ઘનઘોર અંધારના કાળા પટ ઉપર ભૂતની જેમ નાચતું હું જોઉં છું.

અને પછી હત્યા !

હત્યા...હત્યારો...હત્યારો...પણ અમુલખે એ હત્યા કરી હશે ખરી ? શું એણે મારી જરા સરખી યે વિચારણા કરી નહિ હોય ? એટલો આકળો ઉતાવળો એ લાગતો ન હતો. છોટુ આકળો હતો, પણ એ આકળો નથી. ત્યારે...ત્યારે ?

મને ચેન ના પડ્યું. અમુલખે મારા ભાઈની હત્યા કરી એ કેમ માની જ લેવું ? એમાં કાંઈ ભૂલ તો નહિ થતી હોય ને ?

મારો જંપ, મારો કરાર ઊડી ગયો; હું ઊઠી મારા કાકા પાસે ગઈ.

કાકા ઊંઘતા હતા. એમને ઊંઘ આવી ગઈ હતી. પણ મારી ધીરજ ખૂટી ગઈ. મેં કાકાને ઢંઢોળ્યા. આખરે કાકા આંખો ચોળતા ઊઠ્યા.

'કોણ છે એ ?'

'એ તો હું ગોપી.'

'કેમ બેન અત્યારે ?'

'મારે તમને એક જ સવાલ પુછવો છે. છોટુનું ખૂન અમુલખે કર્યું એમ માનવાની કાંઈ ખાસ સાબિતી છે ?'

કાકા પથારીમાંથી બેઠા થયા : 'બેન ! ગઈગુજરીનો અફસોસ ન કરીએ !'

'ત્યારે આપણે કેમ કહી શકીએ ?'

'વાત એમ છે કે અમુલખ અને છોટુ વચ્ચે કજિયો થયો હતો. એની તને ખબર છે. પગીએ પગેરું જોયું છે ને એ એના ઘર સુધી જાય છે. છોટુના અંગમાંથી છૂરી નીકળી છે, એ છૂરી ઉપર અમુલખનું નામ છે. વળી......જવા દે એ વાત, બેન ! અમુલખને તું તારે ભૂલી જા. હું નહિ ભૂલું. આ કજિયાનું કાલકૂટ કાયમનું કાઢવા માટે લાંબો વિચાર કરીને મેં સુરતના નવાબને અરજ કરવાનો પાકો ઈરાદો કર્યો છે. એક કાજી મારફત આ કજિયાની એ તપાસ કરાવે છોટુના ખૂનની. જે ગુનેગાર હોય એની તમામ જર-જમીન ખાલસા કરે. બેમાંથી એક કુટુંબે ગામ છોડવું જ પડશે. ત્યારે જ કજિયાનું મોં કાળું થશે.

હું ભારે પગલે પાછી મારા ખંડમાં ગઈ. 'અમુલખ ! આવું તને કેમ સૂઝયું ?'

પરણ્યાની પહેલી રાતે ધણી ગુજરી જાય ને મીંઢોળબંધી નવોઢા જેમ રડે તેમ મારા રોમરોમમાંથી આંસુઓ જાણે વહી રહ્યાં.

ક્યારે હું રોતી બંધ રહી, ક્યારે હું સૂતી, એની મને ખબર નથી.

એટલી ખબર છે કે જ્યારે મારી ઊંઘ ઊડી ત્યારે નિર્જીવ જેવો લાગતો સૂરજ નિર્જન લાગતી ધરતીને પોતાનાં કિરણોના ખંજરથી ભોંકી રહ્યો હતો.

હું ઊઠી. મેં કપડાં પહેર્યાં, માથાના વાળ સરખા કર્યા, અને મારા કાકા પાસે જઈને મેં કહ્યું : 'નવાબની પાસે ન્યાય માગવાને હું જાતે સુરત જઈશ.'

એક દૂબળાએ આવીને ખબર આપ્યા: 'બહાર જગજીવન આવ્યા છે !'

'જગજીવન ! જગજીવન કોણ ? એને અંદર મોકલ.'

થોડી વારમાં એક બાવીસ ત્રેવીસ વર્ષની ઉંમરનો જુવાન ત્યાં આવ્યો. એની આંખો ઊંડી ઊતરી ગઈ હતી. એના ચહેરા ઉપર કાયમી ફિક્કાશ જાણે રહેતી હતી. માંદો ન હોય તો માંદો હોવો જોઈએ એવો એનો દિદાર લાગતો હતો. જુવાની જામ્યા પહેલાં કાચી ને કાચી ભાંગી ગઈ હોય એમ એના આખા શરીર ઉપર થાકનો ઓછાયો જાણે પડતો હતો. કેડમાંથી એ સહેજ વાંકો વળી ગયો હતો. મારા કાકા આવા જુવાનને 'કેડભાંગલા' કહી સંબોધે છે.

'તમારે મારું કામ છે ?' મેં પૂછ્યું.

'તમારું નામ ગોપી ?'

'હા. અને તમે ?'

'હું અમુલખ દેસાઈનો નાનો ભાઈ થાઉં છું. અમુલખના સમાચાર તમે મને આપી શકશો એમ માની તમારી પાસે આવ્યો છું. તમે મને કહી શકશો કે અમુલખ ક્યાં છે ?'

હીરજીકાકા મારી પાસે આવ્યા હતા. એમણે પૂછ્યું : 'અમુલખ ક્યાં છે એ તમે અમને પૂછો છો ?'

'કદાચ...કદાચ...કાલના બનાવ પછી...તમે...કાંઈક જાણતા હો !'

હું કે કાકો કાંઈ બોલ્યાં નહિ. અમને કાંઈ સમજાયું જ નહિ.

'કાલે રાતના એ ઘેર આવ્યા નથી. ગામમાં ક્યાંય નથી. સીમમાં ક્યાંય નથી. મારા ભાઈની હિલચાલ વિષે તમે જરૂર કાંઈ જાણો છો એવો મને શક છે.'

'એ શક ખોટો છે; તમારો ભાઈ પોતે કરેલા ખૂનના અંજામમાંથી બચવા માટે ભાગી ગયો.' કાકાએ કહ્યું. 'કાયર !'

'કે પછી એકની પાછળ તમારામાંથી કોઈકે એને મોકલ્યો? એ મારો ભાઈ છે. એણે ખૂન કર્યું તેથી તમે કાયદો કાંઈ હાથમાં લઈ શકતા નથી. હું આપને જણાવી દઉં છું કે મારા ભાઈના ભેદની પૂરી તપાસ કરવાને માટે હું નવાબ સાહેબ સમક્ષ મારી અરજ પેશ કરીશ.'

એટલું કહીને એ જેવો આવ્યો હતો તેવો જ ચાલી નીકળ્યો.

ત્યારે અમુલખ ભાગી ગયો. શેષ માત્ર રહેલી વેરભાવનાની મારી હોડીમાંથી એ કાયર સઢ કાઢી ગયો.

પાછળથી સંભારી શકાય એટલું યે પોતાપણું એ પાછળ મૂકતો ન ગયો.

એને તો સંભારતાં યે પાપ લાગે એવું એ કરી ગયો. એને પહેલી વાર જોયો ત્યારે મને લાગ્યું કે મારા અંતરનો દીવો આવ્યો છે! હવે ખબર પડે છે કે એ દીવો નહોતો પણ ધુમાડાનો બાચકો હતો; ને ઘનસ્યામ ધુમાડાથી એણે મારું હૈયું ભરી દીધું છે.

કેવળ ભાઈને સંભારી સંભારીને રોવા સિવાય એણે મારી પાસે કાંઈ કરતાં કાંઈ જ રહેવા દીધું નહિ.

કાકા સુરત જવાની વાત કરે છે. જગજીવન સુરત જવાની વાત કરે છે. પરંતુ મારી મૂરત સદંતર બરબાદ થઈ જશે—થઈ ગઈ છે, એનો બીજા કોઈને ખ્યાલ હોય?

ધુમાડાથી ભરેલા મારા અંતરમાં મને હવે સૂઝતું નથી, મારું કોણ ને કોણ નહિ.

## ૩

# જગજીવનના અંતરની કેટલીક વાતો

**હું જગજીવન.** અમુલખનો ભાઈ. ભાઈ એટલે ઓરમાન ભાઈ. બાપ એક, મા જુદી જુદી. મેં જગજીવને ગોપીને ખુદને જઈને કહ્યું: 'અમુલખનો પત્તો નથી.' મેં ગોપીના કાકાને પૂછ્યું: 'તમે કે તમારાવાળાએ ક્યાંક એનું કાટલું તો કાઢી નાખ્યું નથી ને?'

ગોપીએ તત્કાલ તર્ક કર્યો કે પોતાના બૂરા પાપનાં વ્યાજબી પ્રતિકારમાંથી બચવાને માટે એ રાત લઈને ક્યાંઈક ભાગી ગયો છે.

મેં આ અનુમાનનો કાંઈ વિરોધ ન કર્યો. એટલે કે મારી મૂંગી સંમતિથી એ આક્ષેપને કબૂલ રાખ્યો. આક્ષેપ મારા ઉપર તો હતો નહિ. એટલે આવી કબૂલતમાં મને અંગત તો કાંઈ વાંધો ન હતો. ઊલટાની સારા માણસ તરીકેની આબરૂ મળતી હતી.

અમુલખ વલસાડમાં નથી, ભાગડામાં યે નથી. ગોપીએ એને કાયર કહ્યો, ને ગોપીના કાકાએ એને નામર્દ કહ્યો.

વલ્લભજી દેસાઈનું બહુ નીચું દેખાયું. ગઈ કાલ સુધી ગામમાં બે પક્ષ હતા, જેમાંના એક પક્ષને છોટુના ખૂન બદલ છોટુનો પોતાનો જ દોષ દેખાતો હતો.

આજ ગામમાં એક જ પક્ષ થઈ ગયો. જે કોઈ અમારા પક્ષમાં ગણનાપાત્ર હતા, તેમણે છોટુના અકાળ મૃત્યુને આગળ ધરીને વીરજી દેસાઈવાળા સાથે સમાધાન કરી લીધાં.

હું સાવ એકલા જેવો થઈ રહ્યો છું. આ એકલવાયાપણું ટાળવા માટે મેં ગઈ કાલે ગામના માણસોને ભેગા કર્યા. ત્યાં હીરજી કાકાને મેં બોલાવ્યા. મેં કહ્યું : ' મારા ભાઈના ઘોર અપરાધ બદલ મને તમારે કરવી હોય તે સજા કરો. તમે જાણો છો કે મેં કદી કોઈ કજિયાતકરારમાં કશો ભાગ લીધો નથી. મને દંડ ફરમાવો તો એ સહન કરવા તૈયાર છું, અગર કહો તો ગામ છોડી જવાને પણ તૈયાર છું. પણ મને ગામ ગોઝારો ગણી કાઢે એ તો મારે મન મોતની સજા જેવું છે. '

ગામના લોકોએ લાંબા લાંબા વિચાર કર્યા પછી ઠરાવ્યું: દંડ બદલ જગજીવન એક દિવસ ધુમાડાબંધ ગામ જમાડે. એમાં અપવાદ સિવાય બધા એક રસોડે જમે. જૂના ટંટાફિસાદ માંડી વાળે ને 'નવી ગિલ્લી, નવા દાવ'ની જેમ બધું ફરીને શરૂ કરે.

આમ આજે તો મને ઠીક છે.

પણ મને ઘસાઈને આફત ચાલી ગઈ ! મેં ભયંકર કસોટીને જીરવી લીધી. ત્યારે આજે આકરા તોફાનમાંથી પસાર થયેલા વહાણની જેમ મારું વહાણ પણ કાંઠે આવ્યું. આજે હું ગામમાં નિર્વિઘ્ને ફરી શકું છું. બે માણસ સામે ચાલીને મને પોતપોતાની દુકાને ય બોલાવીને બેસારે છે. પણ જ્યાં જઉં ત્યાં હું એક જ વાત સાંભળું છું; ' વલ્લભા દાંડની ટેક ઉપર અમુલખે પાણી ફેરવ્યું ! '

મને આ કજિયામાં કાંઈ રસ ન હતો એમ લોકો માનતા થયા

હતા. એટલે મને લાગે છે કે પાછલી વાતો ઉપરનો પડદો કોઈ ને ખસેડવાનું કે મને એ ઊંચકવાનું કદીયે મન નહિ થાય.

પરિસ્થિતિ તમે જુઓ તો તમને ય લાગે કે પાછલી વાતોને ભૂલી જવી જોઈએ છે—ભૂલી જવી જોઈતી હતી.

ઘણી વાર મને લાગે છે કે યાદશક્તિ એ માનવ જાતને માથે ઈશ્વરે લાદેલો મહાશાપ છે. અલબત્ત ઈશ્વર છે કે નહિ એ આખો જ એક મોટી ચર્ચાનો વિષય છે. ગોપીને મન આણુએ આણુ જગ્યામાં, જળ અને સ્થળમાં, નભ અને વારીમાં, મતલબ કે જેટલાં જેટલાં વિરોધી તત્ત્વો તમે કલ્પી શકો એ તમામમાં ઈશ્વર વ્યાપી રહ્યો છે.

ગોપીને માટે તો એમ કહી શકાય કે બૈરાંની બુદ્ધિ પાનીએ. પણ બીજા પણ બીજી બધી રીતે શાણા ગણાતા માણસો પણ આમ માને છે, ને એમના જ જેવી બુદ્ધિના બીજા માણસોએ હજારો વર્ષ ઉપર લખેલાં ચોપડાંમાંથી પોપટની પેઠે ઝટપટ વાકયો બોલવા માંડે છે.

આની સામે બે મોટી વાતો એમને કેમ નહિ દેખાતી હોય એની મને સમજ પડતી નથી. સોયના નાકામાંથી એમને હાથે દોરો પણ માંડ પરોવાય; ને એમની બુદ્ધિ સોયના નાકામાંથી હાથીના હાથી પરોવી નાખે !

ભલા, એક વાત એ કે સર્વ પ્રકારનાં વિરોધી તત્ત્વો—બિલાડી ને સાપ, વાઘ ને બકરી, સિંહ ને ગાય, સૂર્ય અને પાણી...આવાં અને આવી નામાવલિ તો અખૂટ થઈ શકે તે બધાંમાં જો ઈશ્વરનો આવાસ હોય તો પછી ઈશ્વર ઈશ્વરને મારે છે, ઇશ્વર ઈશ્વરને ખાય છે, ઈશ્વર ઈશ્વરનું ખૂન કરે છે, એવી ઉઘાડી આંખે દેખાતી વાત એમને કેમ નથી દેખાતી ? કે પછી જેના મગજના ઘોડા દોડવા માંડે એની આંખો અંધી થઈ જતી હશે ?

બીજી વાત. જો હજારો વર્ષ ઉપર આપણા પૂર્વજોએ સર્વ પ્રકા-

રનાં સત્યો વિચારી કાઢ્યાં હોય, લખી નાખ્યાં હોય, અને જેને જોવાને માટે મરજી થાય તેને જોવાને માટે ખુલ્લાં હોય, તો પછી માણસ પાપ કરે છે કેમ? કાં તો જે લખાયું તે સત્ય નથી; ને કાં તો એવાં સત્ય માણસને કામનાં નથી.

વળી આપણા પૂર્વજો આપણા કરતાં વધારે ડાહ્યા હતા એમ પણ માનનારાની અક્કલ વિષે મને અંદેશો ઊપજે છે. આપણે જો આપણા પૂર્વજો કરતાં ઓછા ડાહ્યા હોઈએ તો એનો અર્થ એ કે સર્વ પ્રકારનું જ્ઞાન જેને ઈશ્વર તરફથી મળ્યું છે તે જ્ઞાનનું પરિણામ માણસને ઉત્તરોત્તર મૂર્ખ બનાવવાનું છે.

એક વધારે......

પણ હું વળી મારા આદતના ઘોડા ઉપર બેસી ગયો ને એ ઘોડો તો ભડકીને ભાગવાની ટેવવાળો છે. ઝાઝી વાતે ગાડાં ભરાય. સૌ સૌના મત સૌને મુબારક હોજો.

પણ હું ક્યાં હતો? ક્યાંય ન હતો. કેમ કે મેં ચાલવા જ માંડ્યું નથી. ત્યારે હવે બધું મૂકી દઈને મારી કર્મકહાણી–રામકહાણી આગળ જ ચલાવું.

જૂની વાતો ઉખેળવાનો અર્થ કાંઈ છે? ગોપી આજે સ્વસ્થ છે; ગામમાં ટંટા જેવું રહ્યું નથી; ને હું પણ સ્વસ્થ છું. અમુલખ ભાગી ગયો છે; છોટુ વગેરે જૂનાં પાપો દૂર થયાં છે. હવે ભૂતકાળનાં પોપડાં ઉખેળવાં શા માટે?

પણ છતાં ઉખેળવાં જ રહ્યાં. મારી મરજી કામ આવે એમ નથી. મારા મનમાં જ કોણ જાણે કેમ મને ઊભરો ચડી આવે છે

અને હું લખું છું. મારું લખાણ ક્યાં બીજા કોઈના જોવામાં આવવાનું છે? અને મેં ક્યાં કાંઈ પાપ કર્યું છે? મને આ કજિયો

ગમતો જ નથી. એ કારણ વગરનાં ઊંચાં દિલ રાખે છે. એવા વાર-સામાં મળેલા ઝઘડા તમને નિરાંતે બેસવા દેતા નથી, જંપવા દેતા નથી, મિજલસ મહેફીલની મજા માણવા દેતા નથી. એવા કજિયા ટાળવા માટે કાંઈ કરવું પડે એ અજુગતું નથી. મનુષ્ય માત્રને પોતાના સુખનો અધિકાર છે. એ માટે એણે જે કાંઈ કર્યું હોય એ કરવાનો એનો હક્ક છે.

તમે એમ કહેશો કે 'જગજીવનભાઈ! તમારી વાત અમે સાંભળવા બેઠા, એ અમારો ગુનો તો નથી થયો ને? પહેલાં તો આ આખા કજિયામાં તમે એક મામૂલી માનવી; ને તમે પહેલવહેલા અમને દેખાયા પણ અમુલખની તપાસ કરવા નીકળ્યા ત્યારે. એના પહેલાં તમે નથી ક્યાંય કળાયા કે નથી ક્યાંય કળાણા? અમુલખ ભાગી ગયો છે તે તમે એના ભાઈ હોઈને તમને કદાચ થોડી ઘણી ખબર હોય એમ જાણીને અમે તમને સાંભળવા બેઠા. ત્યાં તમે તો છેક વેદથી વાત માંડી ને સુખના અધિકાર સુધીનું તત્ત્વજ્ઞાન હાંક્યું. વેદ, ઈશ્વર, સુખ, સુખના અધિકાર : આ બધા વિષયો એવા અગાધ છે, ગહન છે કે એના ઉપર નિરાંતે જ ચર્ચા કરવી જોઈએ. તમે તો વાતમાં મોંણુ ઝાઝું નાખ્યું. ને હજી મૂળ વાતનો કાંઈ ઇશારો ય નથી. અમારી યે ધીરજ ઘણી છે. છતાં ય એનો અંત છે. માટે વેદ ભલે સંહિતામાં રહ્યા. ઈશ્વર ભલે આકાશમાં રહ્યો, ને તમારું સુખ ભલે અખિયાતું રહ્યું. કાં તો તમે મુદ્દાની વાત કરવા માંડો ને કાં અમે રજા લઈએ!

તમે આમ આકુળા થાઓ એ હું સમજી શકું છું. ને મેં વાતનો આરંભ હજી નથી કર્યો એની પણ મને ખબર છે. મને એક અંદેશો છે, મારી વાત કદાચ તમને ગમશે નહિ.

પણ જવા દો એવી આડકથાઓ. હવે હું મૂળ વાત ઉપર જ આવું.

તમને મેં કહ્યું કે મારું નામ જગજીવન. ને અમુલખ મારો ઓરમાન ભાઈ થાય. મારી મા મને બાળપણમાં મૂકીને મરી ગઈ હતી. ને મારા પિતા પણ મને નાનો મૂકીને મરી ગયા હતા.

જાણે મારી નજર આગળ અત્યારે જ તરતી હોય એમ મારા બાપની મરણપથારી હું જોઉં છું. મારા પિતા અપાર વ્યાધિ ભોગવે છે, પણ એમનો જીવ કેમે કરીને જતો નથી. છતાં મારા બાપુ મરતા નથી. એનો જીવ જાણે કોઈક છેલ્લી વાસનાને વળગી રહ્યો છે. ને પહેલી વાર સાસરે જતી દીકરી જેમ પોતાની માને વળગી રહે એમ કોઇક વસ્તુને એ બાઝી રહ્યો છે.

'મારાં લક્ષ્મી ફોઇબાએ બાધા રાખી. મારા બાપાનો વજી જો હવે ખોળિયું મૂકી ઘે તો દરિયાપીરને સો નાળિયેર વધેરવાની, કુમારિકા જમાડવાની. પણ તો ય જીવ ન જાય.

આખરે મારા પિતાએ ઈશારત કરીને અમુલખને પોતાની પાસે બોલાવ્યો. મારો નાનો હાથ અમુલખના પણ મોટા નહિ એવા ઊછરતા હાથમાં એમણે મૂકયો ને બાપા બોલ્યા : 'અમુલખ ! જગુ તારો ઓરમાન ભાઇ છે—હતો. હવેથી એને દીકરાની જેમ પાળી પોષીને ઉછેરજે.'

અમુલખે પાણી મૂકયું. ત્યાર પછી તરત મારા પિતાનો દેહાંત થયો.

અમુલખે કદી મને જણાવવા નથી દીધું. બાપની થાપણુ એને મન પૂજ્ય હતી. ને પારકી થાપણુ જેમ કોઈક ભરાડી બાવો જેમ સાચવતો હોય એવી ચીવટથી એણે મને ઉછેરીને મોટો કર્યો છે. મારે કહેવું પડશે કે જીવનની કોઇ કડવી વાત એણે

મારી નજર સામે આવવા નથી દીધી.

મને કાંઇ કામ નહિ, કાંઇ રોકાણ નહિ. ત્યાં મારે ને માધવીને દિલ્લગી થઇ.

માધવી એટલે માધવી. એની આંખમાં દરિયાનાં ઊંડાણ હતાં, દરિયાનાં રંગ હતા. એના ચહેરા ઉપર ઊઘડતી ઉષાની ગુલાબી હતી. ઊગતા સૂર્યની સંધ્યાનાં પહેલાં કિરણો ઔરંગા નદીને કો અકથ્ય અપાર્થિવ તેજથી દૈદિપ્યમાન બનાવી દે એવી એની જોબનની વહેતી નદી જેવી શ્યામસુંદર કાયા હતી.

કોઈક ભૂલી પડેલી ભાઠેલાની એ કન્યા હતી. ને એનામાં દરિયાનો ઘુઘવાટ અને પહાડોની ખેતમાં હતી. દરિયાનાં મોજાં ઉપર એક વાર જેણે સવારી કરી એને જેમ દરિયો કદી યે મૂકતો નથી, તેમ એની જુવાનીનાં મોજાં ઉપર હીંચોળે ચડેલો માણસ એના પાશમાંથી જિંદગી ભર છૂટી શકે નહિ.

એની વય કેટલી હતી એ કોઈ પૂછવાને રોકાતું ન હતું. ને એ સવાલ પૂછવા જેવો ય નહોતો લાગતો. એ નિત્યયુવા લાગતી. એની જુવાની જાણે પહાડ જેટલી અડગ ને દરિયા જેટલી સનાતન ચંચળ હતી. ઇન્દ્રના દરબારમાં પણ શોભી ઊઠે એવું આ નારીનું કેવળ કામણગારું રૂપ બીજે કયાં ય નહિ ને ઔરંગા નદીને પાદર હનુમાન ભાગડામાં કયાંથી આવી પડયું ? હનુમાનજી જેવા આજન્મ બ્રહ્મચારીને આ દુનિયા ઉપરથી વિદાય લીધાને હજારો વર્ષ થઈ ગયાં છે એ એકંદરે હનુમાનજી ખુદને માટે પણ સારું જ થયું હતું. નહિતર માધવી એ બાળબ્રહ્મચારીની જિંદગી સાચેસાચ ધૂળમાં મેળવત.

વલસાડથી ઔરંગા નદીને કાંઠે કાંઠે ચાલ્યા જઈએ તો હનુમાન ભાગડા કાંઇ બહુ દૂર નથી. ભાગડા બંદરમાં ભાઠેલાઓનો વાસ; ને ભાઠેલા રાત ને દિવસ દરિયો ઢૂંઢનારા.

મેં કહ્યું તેમ મને કુટુંબના કજિયામાં રસ નહોતો કેમકે મારો તમામ સમય માધવીના સહવાસમાં ને માધવીના ચિંતનમાં જતો હતો. માધવી એકલી હતી. માબાપની એના ઉપર ચોકીદારી ન હતી; આડોશપાડોશનો એને કડપ નહોતો; ભાઈબહેનની જવાબદારી ન હતી. કેવળ મનમોજ કરવા–કરાવવા માટે જ જાણે એનો અવતાર થયો હતો.

માધવી ને મારો સંબંધ નિર્દોષ નહોતો; નિષ્પાપ પણ નહોતો. ને કોઈ પણ જુવાન સ્ત્રીપુરુષના સંબંધ કોઈ પણ સંયોગમાં એકાદ દિવસ ઉપરાંત નિર્દોષ રહી શકે છે એમ કોઈ કહે તો હું એ વાત માનતો નથી–રહેતા હશે, નહિ રહેતા હોય એમ તો હું નથી કહેતો; પણ હું પોતે એમાં માનતો નથી.

ઔરંગા નદીના વિશાળ ને પહોળાઈને પાંચ ફાંગ શાખા વાટે દરિયાને મળતા પટ ઉપર નાની હોડીમાં અમે ફરીએ છીએ; ઔરંગા નદી ઉપરની ગીચ ઝાડીમાં અમે રખડીએ છીએ. જુવાનીના જંગલમાં ખેલતા મારે માટે બીજી કોઈ દુનિયા નથી, બીજો કોઈ સંબંધ નથી.

આમ તો અમે અમારી વાત જાહેરમાં કરતાં નહોતાં, તેમ જાહેરમાં અમે સાથે દેખાતાં ન હતાં તેમ જાહેરની નજરે ય ચડતાં ન હતાં. છતાં કોણ જાણે કયાંથી પણ અમુલખને આ વાતની ખબર પડી – ખબર પડી કહું એના કરતાં એને વાતની ગંધ આવી.

અમુલખે એક દિવસ મને પાસે બોલાવીને કહ્યું : ' ભાઈ જગુ ! તારા માટે હું વાતો સાંભળું છું. એ કાંઈ સારી વાત કહેવાય ? જુવાનીના ઉછાંછળાવેડા તને શોભે નહિ. એમાં આપણી આબરૂ નહિ, એમાં આપણું શ્રેય નહિ; એ રસ્તો જ સારો નથી. એ રસ્તે ગયા છે ઘણા પણ પાછા કોઈ આવ્યા જ નથી. એ રસ્તો કાં તો અમીરનો છે ને કાં તો ફકીરનો છે; ને આપણે અમીર પણ નથી

ને આપણે ફકીર પણ નથી. આપણે તો ધરતીના મજૂરો છીએ. દૂબળાઓના પણ આપણે દૂબળા છીએ. આટલા બધા દૂબળા આપણે ત્યાં કામ કરે છે. એ તમામને રોજ–બ–રોજ કામ આપવાનું કામ મારે ને તારે કરવાનું છે. જુવાની ખર્ચી નાખ્યે કાંઈ જીવી જવાતું નથી. જુવાની એ તો વાવણી છે. એમાં જેવું વાવીશ એટલું ને એવું તને છેલ્લે છેલ્લે મળશે.

મારા મનમાં તો ઘણા ઘણા જવાબો સૂઝે છે ને બીજા કોઈએ મને આમ કહ્યું હોત તો જવાબો આપીને એના હોઠ પણ સીવી લેત. લખમી ફઈએ આવી વાત કરી હોત તો 'વાત જાણે છે કોણ?' કહીને કાને હાથ પણ મૂકત.

આમ તો જીભ કે કાન હાળવામાં મને કોઈ પહોંચે નહિ. પણ અમુલખ આગળ મારાથી નથી ના પડાતી, નથી હા પડાતી. એ એટલું તો ગંભીર મોઢું રાખીને મારી સાથે વાત કરે છે, એ એટલો તો ચિડાયા વગર બોલે છે, ને એ બોલે છે ત્યારે એની પહોળી આંખો મારા ઉપર એવી તો જડાઈ રહે છે, કે હું ઊંચું મોઢું પણ કરતો નથી. મને અમુલખની બીક નથી લાગતી, પણ શરમ બહુ લાગે છે.

અમુલખને મેં કોઈ જવાબ આપ્યો નહિ એનો અર્થ એમ ન માનશો કે મને એની શિખામણ ગમી. માધવીને છોડવાની વાત તો હતી જ નહિ. પરંતુ મારી હિલચાલમાં હું હતો એનાથી પણ વધારે સાવધાન તો બન્યો ખરો.

પરંતુ મારી અને માધવીની વચ્ચે એક બીજો રાહુ આવ્યો. એનું નામ છોટુ. જે કુટુંબ સાથે અમારું મહાભારત ચાલે છે એ કુટુંબના મુખી વીરજી દેસાઈનો એ એકનો એક પુત્ર છે. એનાથી એને એક મોટી બહેન છે, નામે ગોપી. ને ગોપીથી નાનો છોટુ.

છોટુ જેવો મિયાં તિસ્માર્ખાં તમને બીજો શોધ્યો નહિ મળે. એક તો મુઠ્ઠી હાડકાંનો એનો દેહ છે, એમાં મારો વાલીડો કેડમાં તરવાર બાંધે છે. એ બોલે છે ત્યારે એના મોઢામાંથી શબ્દોને બદલે જાણે ધુમાડા નીકળે છે. એ પોતાને વલસાડનો ધણી–હાકેમ–સુલતાન–શહેનશાહ માને છે. બીજાઓ પાસે મનાવવા મથે છે. એ પોતે પોતાને ગમે તે માનતો હોય એમાં તો હું કે તમે કે બીજું કોઈ કાંઈ વાંધો લઈ શકીએ નહિ. પણ જ્યારે એ પોતાની માન્યતા બીજા ઉપર ઠરાવવા મથે છે, ત્યારે એ ચંદ્રમાને પકડવા માટે રોતાં છોકરાં જેવો લાગે છે.

માધવીને એણે જોઈ ને જ્યારથી એ પણ માધવીના ઉંબરા ઘસવા માંડ્યો ત્યારથી જ અમારા બે વચ્ચેની તકરાર વહેલા મોડી ભારે ગંભીર સ્વરૂપ લેશે એવી મને આગાહી થઈ ચૂકી હતી. કુટુંબના કજિયાથી મેં પીઠ ફેરવી તો પડછાયાની જેમ એ કજિયો સામે ચાલીને માધવીના ઘરમાં મને છોટુના તોરીલા રૂપમાં મળ્યો.

પછી તો બરાબર જે કજિયો રુદ્રરૂપમાં ગાજતો હતો તે જ કજિયો માધવીના ઘરમાં પણ ગાજવા માંડ્યો. દરિયા જેટલી તરંગી ને તોરીલી ને મનમોજી માધવીને પોતાને માટે થઈ રહેલા બે જુવાનો વચ્ચેના કજિયામાં કો અનેરી રંગત આવતી મેં દેખી. મધદરિયે લડાઈ લડતાં બે વહાણોને જેમ તોરીલો પવન ઘડીકમાં આ વહાણનો તો ઘડીકમાં પેલા વહાણનો પક્ષકાર બને, તો વળી કોઈક વાર બેયને પડતા મૂકે, તેમ માધવી ઘડીકમાં મને તો ઘડીકમાં છોટુને ઉત્તેજન આપતી, તો વળી કોઈક દિવસ અમને બેયને પડતા મૂકી દેતી.

માધવી ઉપર મને ચીડ ચડતી. પરંતુ એ ચીડ લાંબી રહેતી નહિ–ટકી શકતી નહિ. મને સૂતાં સૂતાં એની પહોળી આંખોની અંદર નાચતી કીકીનાં સ્વપ્નાં આવતાં. જાગતાં જાગતાં છોટુનો

કરોળિયાના જાળા જેવો હાથ એના અંગ ઉપર ફરતો મને દિવા-સ્વપ્ન જેવો દેખાતો, ને મારું ખૂન ઊકળી આવતું. છોટુ મને મારું ખેતર ભેળવવા આવેલા આડોડિયા જેવો લાગતો હતો.

એક દિવસની વાત છે. રાતના બારેક વાગ્યા હશે. અમુલખ કાંઈક ભારે ઊંડી વિમાસણમાં પડ્યો દેખાતો હતો. સામાન્યતઃ એ ખેતરેથી આઠેક વાગતાં પાછો ફરે છે, ખાઈ લ્યે છે ને થોડી વાર કામકાજનાં માણસની સાથે વાત કરે છે. દસ વાગ્યે તો એ સૂઈ જાય છે. પછી સવારના છ વાગ્યા પહેલાં એ પડખું પણ ફેરવતો નથી. એ સૂતો હોય ત્યારે એના કાન પાસે તમે તોપનો અવાજ કરો તોપણ એ જાગે નહિ, એમ એને માટે કહેવાય છે.

વાત જાણે એમ છે કે મારા બાપ હતા જરા રંગીલા. ને કાંઈક ભંગેરી પણ ખરા. કાંઈક કોઈકને સિસકારે ચડી જાય એવા પણ ચડાઉ ધનેડા જેવાં પણ ખરા. એટલે એમણે તો શિયાળામાં પોંક ને ઊંધિયા આડે, ઉનાળામાં શેરડીના વાઢ આડે ને ચોમાસામાં વરસાદની આડે, ખેતી ઉપર બહુ ધ્યાન આપેલું નહિ, ને વાણિયાઓના ચોપડાનાં પાનાંની વચમાં વધારે વખત ગાળેલો, એટલે અમારી જમીન–જાગીર લગભગ ઘસાઈ ગઈ હતી.

ભાંગ્યું તોય ભરૂચ. ઘસાઈ ગયેલી જમીન–જાગીર બે ભાઈઓનું તો પૂરું કરત. ને 'આપ મૂઆ પીછે ડૂબ ગઈ દુનિયા.' ને એમ તો અમે બે ભાઈઓ પરણત તો વહુઓના બાપો પણ કાંઈક પાઘડીપેહણ પણ આપત કે નહિ ?

મતલબમાં બે ભાઈના જીવતાંજાગત દૂધચોખા ખોટા ન હતા; પછીની વાત કોણ જોવા બેઠું છે?

પણ અમુલખ તો મારવાડના માણસ—રખા ઊંટની જેમ જાતે મરીને પણ બીજાને તારવામાં માનતો હતો. એટલે છૈયાંછોકરાં હેરાન ન થાય,

ધાનધાન પાનપાન થઈને રઝળે નહિ, એ માટે પોતે હેરાનગતિ વહોરતો હતો ને ધાનધાન ને પાનપાન થઈને રઝળતો હતો. સવારથી એ ખેતરે જાય ને દૂબળાની સાથે દૂબળો થઈને કામ કરે; રાતે ઘેર આવે; બપોરે ટાઢોટુકડો ને છાલિયું છાશ પીધી હોય, ને તે ય કાં તો બીજા કોઈકનું ભાત ન આવ્યું હોય તો એને એણે ખવરાવી દીધાં યે હોય. રાતે પાછો જેમતેમ ખાઈ લ્યે, ફોઈબા જોડે દાણાની ને ઘરની વાત કરે, દૂબળાઓ સાથે કાલના કામની વેતરણ કરે ને પાછો સૂઈ જાય.

આમ એ ઘાંચીના બેલની જેમ રોજ રોજ મજૂરીમાં હાડકાં તોડતો સૂવે. ન પહેરે સારું કપડું, ન ખાય ઋતુએ ઋતુનો મેવો, કે ન કોઈ દિવસ ગામતરે જઈને એ દિવસ જવ્યાફેર કરે.

રાતે સૂવે એ તમે જુઓ તો એમ લાગે કે પથરો પડ્યો છે. આમ રાતે એ ગામમાં હાજર હોય કે ન હોય, અમારે મન સરખું જ હતું. એટલે એ સૂઈ જાય પછી મારે માટે માધવીના ઘરના રસ્તા બારે પડ મોકળા હતા.

પણ કોણ જાણે કેમ આજે એ સૂતો નહોતો. રાતના બાર વાગ્યા છતાં એ પોતાના ઓરડામાં આંટા મારતો હતો.

મેં માધવીને આજે વાયદો આપ્યો હતો, પણ અમુલખ હજી સૂતો ન હતો. વખત ઘણો થઈ ગયો.

એટલે મેં તો એને એના ઓરડામાં આકુળા ને ઉતાવળા આંટા મારતો મૂકીને માધવીના ઘરનો રસ્તો લીધો.

માધવી તો તૈયાર થઈને બેઠી હતી, ને અમે બેયે ખેરગામમાં રાસલીલાવાળા રમવા આવ્યા હતા ત્યાં જવાનું નક્કી કર્યું હતું. ખરી રીતે મારે દસ વાગે આવી જવું જોઈતું હતું; તો અમે ખેરગામમાં

રાસલીલા ખરેખરી ચગી હોય ત્યારે પહોંચી જાત. પણ મારે બાર તો ઘેર જ બજી ગયા.

માધવી ચિડાઈને મોં ચઢાવીને બેઠી હતી, ને હું માધવીને મનાવતો હતો. ને બરાબર એ જ વખતે રાહુ જેવો છોટુ આવ્યો.

કોણ જાણે કેમ પણ એ ય ભારે ચીડમાં હતો. મને જોઇને એ તરવાર તાણીને બોલ્યો: ' માળા આ વલ્લભા દાંડના પાડા ક્યાંય જંપવા દેતા નથી. એક મારી બેનને ઉપાડવા આવ્યો ને બીજો મારી રખાતને ઉપાડવા આવ્યો.'

છોટુની આ એક નવી વાત હતી. એની બેન શું ને મારો ભાઈ શું ? પણ આ નવી વાત ઉપર વિચાર કરવાનો મને અવસર ન હતો. માધવી ઉપર એણે સ્થાપેલો માલિકીદાવો એ મારે મન ભારે મોટી વાત હતી.

' હવે જા જા, મોટો રખાતવાળો આવ્યો છે ! ' મેં કહ્યું. ' તારા મોઢામાં તો હજી માનું ધાવણ ગંધાય છે.'

' મારા મોઢામાં મારી માનું ધાવણ ગંધાય છે, એમ ને ? તારો ભાઈ પણ એમ કહેતો હતો ને તું ય એમ કહે છે, એમ ને ? બતાવી દઉં તને આજ મારો હાથ ! '

છોટુએ મને પકડ્યો. પકડીને અચાનક આંચકો માર્યો ને આંચકો મારીને પટકી દીધો.

મને ગુસ્સો આવ્યો. ગુસ્સો તો હતો અમુલખ ઉપર કે એણે મને રોકી રાખ્યો; ગુસ્સો હતો માધવી ઉપર કે એ મારો ખુલાસો માનતી ન હતી. એ ગુસ્સો ઊતર્યો છોટુ ઉપર.

માધવીએ કહ્યું : 'એ ય છોટુ ! એ ય જગુ ! મારી વાત સાંભળો. હું તે શું કાંઈ વાડનું ચીભડું છું કે વાઘરાની જેમ તમે બે ય

આવીને મારા ઘર આગળ વઢવાડ કરો છો ? જાઓ, બેય જણા જાઓ. ને તમારા બેની વચમાં મરજી પડે તેમ આખરી ફેંસલો લાવીને કાલ બેમાંથી એક જણ આવજો. જે એક આવશે એની હું થઈને રહીશ; ને પછી બીજાને કૂતરાની જેમ લાત મારીને કાઢી મૂકીશ.'

આટલું કહીને એ માથા ફરેલી માધવીએ પોતાના ઘરનાં બારણાં બંધ કર્યાં.

મેં કહ્યું : 'છોટિયા ! માધવી મારી છે ને મારી રહેશે. જીવ વહાલો હોય તો આ દિશા છોડી જજે, બચ્ચા !'

છોટુએ જવાબ આપ્યો : 'બાઈડી તો પહેલાં મળી એની નથી; રાખી જાણે એની કે ઝૂંટી જાણે એની. માટે માધવી ઉપરથી હાથ ઉઠાવીને ઘર ભેળો થા. ઘેર દૂબળા જેવો તારો ભાઇ તારી રાહ જોઇને બેઠો હશે.'

મેં કહ્યું : 'માધવીએ કહ્યું એ તેં સાંભળ્યું ? બેમાંથી એક જણ સવારે મારી પાસે આવજો.'

'તે હું આવવાનો છું.'

'આકળો થા મા. અહીં માણસ આવી ચડવાનો સંભવ છે. જરાક વલસાડ તરફ નદીને કાંઠે કાંઠે આપણે આગળ જઈએ. ત્યાં બહુ મજાની જગ્યા છે ને વળી કોઈ રોકનાર પણ નથી. જરા ચાલીશ ત્યાં ?'

અમે તાડીવાડાથી થોડે દૂર એક મજાની જગ્યામાં મળ્યા. મારી પાસે તો છૂરી છે નહિ, પણ અમુલખની છૂરી હું રાતવરતનો બહાર નીકળું ત્યારે પાસે રાખું છું

છોટુએ મારા ઉપર તલવારનો ઘા કર્યો. મેં ઘા ચૂકવ્યો. પોતે

ઉગામેલા ઘાના વેગમાં છોટુ થોડું સમતોલપણું વીસરી ગયો, ને મેં એના પડખામાં છૂરી ઘોંચી દીધી.

ધારિયાના ઘાથી જેમ ઝાડની ડાળી ભોંય ઉપર તૂટી પડે એમ એ તૂટી પડ્યો. સામાન્યતઃ મારી સામે જે કોઈ માણસ હોય છે તે મને નબળો અને વરણાગિયો માને છે. છોટુ પોતે પણ પોતાને મોટો તિસ્મારખાં માનતો હતો, તેમ મને ઘણો ધીમો અને સુસ્ત વરણાગિયો માનતો હતો. એની ભૂલ એને જ્યારે સમજાઈ અને જ્યારે એણે મારા હાથમાં ડંખ મારતા સાપની ચંચળતા જોઈ ત્યારે એ અણધાર્યા દેખાવે એને એટલું તો અચરજ થયું અને એટલો તો હતચેતન રોષ ઊપજ્યો, કે એને કાંઈ બૂમ પાડવાની પણ તત્કાળ તો સુધસાન રહી નહિ; અને પછી તો વખત પણ ન હતો.

મારા માર્ગમાંથી એક કાંટો દૂર થયો. હવે કાલે માધવીને ત્યાં હું એકલો જવાનો. હવે એ મદમસ્ત માનુની મારા ચરણ ચૂમતી થશે. આખરે એ સ્ત્રી જાત છે, ને સ્ત્રી જાત હરહંમેશ ઝનૂની પ્રેમીને પસંદ કરે છે.

એકાએક મેં કાંઈક ખડખડાટ સાંભળ્યો અને મારા હૃદયમાં અપાર ભય એકદમ પેદા થયો. કાલની વાત તો ઠીક, પણ આજની રાત શું ? હીરજી કાકાના પગ પાસે જ્યારે આ લાશ પડશે ત્યારે વાઘના નખનો પહેરનારો એ ખવીસ મને જીવતો કેમ છોડશે ? ને એના તાબાના હજાર મારાઓ પણ પોતાના જુવાન માલિકના મોતને ખાલી કેમ જવા દેશે ?

ને વીરજી દેસાઈવાળા તો વટથી કહે છે કે અમારા જણને માર-નારને અમે ભેગો બાળીએ નહિ ત્યાં સુધી અમે શબને દેન પણ દેતા જ નથી.

આ બધી વાતો મારા મનને ખડખડાવે છે, ને એ બધી વાતોના

આઘાતપ્રત્યાઘાતો શિકારની પાછળ ચિત્તો પડ્યો હોય એવા પદ-સંચાર મારા મનમાં કરે છે. દૂરના ખડખડાટો વધતા જતા વેગથી મારા કાનમાં અથડાય છે. માધવી માધવીને ઠેકાણે રહેશે, ને બચ્ચા જગુ! તારું ગામતરું નક્કી થશે.

હવે હું શું કરું ?

'આ માધવીનું લફરું કોઈક દિવસ તારો જાન જોખમમાં મૂકશે.' સાવ સાચી વાત અમુલખની. એ...... અમુલખ...અમુલખ... મારી તમામ નાની મોટી મુશ્કેલીઓ અત્યાર સુધી એ દૂર કરતો આવ્યો છે ને આમાંથી યે એ મને રસ્તો બતાવશે. ગમે તેમ તો ય મારો ભાઈ છે. ઓરમાન ભાઈ છે, પણ એણે કદી એ વાત મનમાં રાખી નથી. એ હવેથી કહેશે એમ કરીશ. ને એનામાં મારા કરતાં નજરપહોંચ વધારે છે એ વાતનો તો મેં કોઈ દિવસ કયાં ઇન્કાર કર્યો છે?

મેં કયારે દોડવા માંડયું એની મને ખબર નથી. પણ હું દોડતો દોડતો ઘેર આવી પહોંચ્યો. સદ્ભાગ્યે અમુલખ હજી જાગતો હતો. પહેલાંની જેમ જ એ આંટા મારતો હતો.

'જગુ! આ શું?' ઉતાવળો આંટો મારતો એ એકદમ થોભી ગયો. 'જગુ! શું કાંઈ વાગ્યું? કયાંય પડી ગયો?'

અમુલખે મારાં કપડાં સામે આંગળી ચીંધી. પહેલી જ વાર મેં મારાં કપડાં સામે જોયું. કપડાં લોહીલુહાણ થઈ ગયેલાં હતાં.

મારાં કપડાં ઉપર લોહીના લાલ લાલ ડાઘો જોઈને મારી રહી-સહી હામહિંમત જાણે ઊડી ગઈ. એ લોહીના લાલલાલ ધાબામાંથી જાણે છોટુની બે આંખો તગતગતી હતી. અમુલખ ઘણી રીતે વેદિયો છે; જુવાન માણસની જુવાનીના રંગરાગની એને ગમ નથી

એટલે સામાન્યતઃ એની સાથે વિચારીને શબ્દેશબ્દ તોળીને વાત કરવી જોઇએ છે.

પરંતુ મારાં કપડાં, મારાં હાથનાં આંગળાં ઉપરના લોહીએ જાણે મારી બીજી ટેવ સમી આ સાવધાનીને સુધારી દીધી. અને મેં મારા ભાઇના પગમાં પડીને મારી બધી – બધી જ વાત એને કહી દીધી.

અમુલખ...કોઈ કે કહ્યું છે કે : 'કડવા હો યે લીંબડા તો ય શીળી તેની છાંય, બંધુ હોય અબોલડા તો યે પોતાની બાંય.' જેણે એ કહ્યું છે એ સાચું કહ્યું છે. ઓરમાન ભાઈ તોય મારો ભાઈ.

એણે કહ્યું : 'તું બેઠો થા; તારા કપડાં બદલાવી લે; પછી મારી પાસે આવ. જો, જરા યે ધાંધલ કરતો નહિ.'

હું કપડાં બદલાવવા ગયો ત્યારે મને ખબર પડી કે છોટુની તરવારનો ઘા મેં ચુકાવ્યો તો હતો ખરો, છતાં એનો છરકો મને થયો હતો.

હું કપડાં બદલાવતો હતો ત્યાં અમુલખ મારી પાસે આવ્યો. સૌથી પહેલાં તો એણે મારાં બગડેલાં કપડાંની ગાંસડી કરી, અને એને ત્યાં લાકડાના અંગારામાં જલાવી દીધી. પછી એ બધી રાખ એણે કાળજીપૂર્વક એકઠી કરી, ને એક ફાંટમાં ભરી. જ્યાં બળતું કર્યું હતું ત્યાં એણે જાતે ભોંય લીંપી નાખી. 'આમાં આપણે કોઈ કરતાં કોઇનું કાંઈ કરતાં કાંઈ કામ નથી.'

પછી એણે જાતે મારો જખમ જોયો, ધોયો, ને એના ઉપર મલમપટ્ટા કરીને પાટો બાંધી મને સુવાર્યો.

આટલું કર્યા પછી અમુલખે મને કહ્યું : 'તું હવે ઘર બહાર નીકળીશ નહિ. તારી ને છોટુની વચ્ચે તકરાર થઈ છે એ વાત આખા ગામમાં એક માત્ર માધવી સિવાય બીજું કોઈ જાણતું નથી, માટે માધવીને

હરકોઈ ઉપાયે ને હરકોઈ રસ્તે પણ આ ગામમાંથી દૂર કરવી જોઈએ. આટલી આફતમાંથી પણ એક લાભ થાય છે–માધવીનું પાપ તારી જિંદગીમાંથી જાય છે. માધવીની જીભ આપણે આમ બંધ કરી દઈએ પછી તું કોણ, ને છોટુ કોણ, ને તકરાર કોણ? તારે ઘરની બહાર નીકળવું જ નહિ, હાથ સાજો ન થાય ત્યાં સુધી.'

જરા પણ ઉકળાટ વગર અમુલખને આવી ગોઠવણ કરતો જોઈને મને રાહત આવી. અમુલખે મામલો હાથમાં લીધો પછી મારે શી ચિંતા છે?

મારા મન ઉપરનો ભયનો બોજો ઊતરી ગયો. માધવી જતી તો છો જતી. અમુલખને એનો રસ્તો કરવો હોય તે કરે. શિર સલામત તો પઘડિયાં બહોત. માધવીને ખાતર કાંઈ હું મારો જાન જોખમમાં મૂકું?

તમે લોકો જે મારી આ વાત વાંચો છો એને કદાચ મનમાં એમ થાય કે જો માધવીને આટલી નઠોરતાથી તું પછી છોડી શકતો હતો, તો આટલો કજિયો કર્યો જ શું કામ? છોટુને જ સોંપી દેવી હતી ને?

પણ તમે સમજતા નથી. તે વખતે મને એમ લાગતું હતું કે છોટિયો કાંઈ ખરાખરીના ખેલ વખતે ઊભો નહિ રહે. તેમ મારો વિચાર પણ થોડી મારામારી કરી છોટિયાને બેચાર ધોલ લગાવીને કાઢી મૂકવાનો હતો. મને ત્યારે તો ખબર ક્યાં હતી કે આભમાંથી ગગનગોળાની જેમ આ મામૂલી કજિયામાંથી ખૂન ટપકી પડશે?

અને એટલું યે તમે મને કહેજો કે રખાત હોય તો રખાત, પણ કોઈ માણસ કાંઈ એમ માગ્યે પોતાની બાયડી દઈ દે ખરો? આપણી મિલકતનું રક્ષણ તો આપણે કરવું જોઈએ ને? માધવીને મેં ત્યારે ન છોડી એ બાબતનો મારો આટલો થોડો ખુલાસો ઘણો કરીને વાંચજો.

હવેની વાત જ આખી જુદી છે. તમે વીરજી દેસાઈવાળાની વટની વાત તો જાણો છો. એ મારા વાલીડા બધાને 'વદ કે વદનાર દે' એવી એક જ વાત કરતાં આવડે છે. ચોરને જેમ ચોરીમાં મજા પડે, બહારવટિયો જેમ બહારવટામાં મજા માને, ઉસ્તાદ જેમ ગાયનમાં મસ્ત બને, ને અસવાર જેમ ઘોડા પાછળ પાગલ બને, એમ એ લોકો આ કજિયામાં મસ્ત બન્યા છે. કોઈકની જાન મહાલતા હોય એમ એ બધાં આ કજિયામાં મહાલે છે.

એ બધાને છોટુ મરી ગયો એનું જેટલું દુઃખ લાગશે એના કરતાં કજિયો કરવાની એક મહામૂલી તક મળી એની ખુમારી વધારે ચડશે. એમાંથી કોઈ કાં તો વાઘનખ પહેરે છે ને કોઈ કાં તો તરવાર બાંધે છે, ને કોઈ કાં તો જંતર રાખે છે. ને બધા મારા વાલીડા સવારના પહોરમાં દંડ, બેઠક ને મલખમ કરે છે.

એ લોકો મને જીવતો છોડે નહિ. હવે આમ આ વાત જાનના જોખમની આવી. ને જાનના જોખમની વાત હોય ત્યારે તો ડૂબતા વહાણના ખલાસીઓ ભરદરિયે કહે છે તેમ ' આરિયાં પારિયાં ' કરવાં જોઈએ ને? દરેક માણસ પોતપોતાને ઠીક લાગે એમ પોતાનો જીવ બચાવી લ્યે. હવે માધવી એ તો ડૂબતું વહાણ; એને વળગી રહું તો મોતનો મારગ જ મારા માટે ખુલ્લો થઈ જાય છે.

વળી માધવી ક્યાં મારી પરણેતર છે? શા માટે એણે છોટુ ને મારી વચ્ચે કફોડી શરત મૂકી? જો એણે પહેલેથી જ સીધી રીતે છોટુને રવાનગી આપી દીધી હોત તો અમારા બેની વચ્ચે કજિયો જ ન થાત!

સાચું પૂછો તો મારો મત એ છે કે આ ખૂનને માટે મારા કરતાં માધવી વધારે જવાબદાર છે. મારા કરતાં કેમ? મારો કાંઈ

વાંક જ નથી; માધવી જ ખરી જવાબદાર છે. ને માધવીને જો સજા થતી હોય–એટલે સહન કરવું પડતું હોય તો એમાં હું શું કરું ?

આમ મારા મગજ ઉપરથી ભય ઓછો થયો, ઢાંકપિછોડો કરવાની જવાબદારી અમુલખે લીધી, માધવીની પણ વિમાસણ રહી નહિ, એટલે મને નિરાંતે ઊંઘ આવી ગઈ. મારી આંખ મળી ગઈ.

મારી આંખ ક્યાં સુધી મળી ગઈ એનો મને પૂરો ખ્યાલ નથી. મને એક સુંદર સ્વપ્નું આવતું હતું. એ સ્વપ્નામાં ઈશ્વરે બને એટલી શકયતાથી માધવી કરતાં પણ એક વધારે સુંદર સ્ત્રી સરજી હતી. એ કઈ કોમની હતી એનો મને ખ્યાલ નથી; એ પરણેલી હતી કે કુંવારી હતી એનો ય મને ખ્યાલ નથી. પણ એક વાત બરાબર હતી. એ ખરેખર સુંદર સ્ત્રી હતી; ને એ સૌન્દર્યનો અવતાર, હાથીદાંતની એ સજીવ બનેલી પૂતળી, મારા ખોળામાં માથું નાખી સૂતી હતી, ને હું એનું અંગ પંપાળતો હતો.

પરંતુ સ્વપ્નના રંગમાં ભંગ પડ્યો ને હું પથારીમાંથી બહાવરા જેવો ઊભો થયો, ત્યારે અમુલખ બહારથી આવીને ઊભો હતો.

મને પથારીમાંથી સફાળો બેઠો થતો જોઈને અમુલખે કહ્યું: 'તું ગભરાઈશ નહિ; માધવીની વાત મેં પાકી કરી નાખી છે.'

શું અમુલખે માધવીનું ખૂન કર્યું હશે? એ રસ્તો એકંદરે ખોટો તો નહોતો. માધવીને કોઈ સગુંવહાલું નથી. મેં સ્વસ્થ ચિત્તે જો આજુબાજુનો વિચાર કર્યો હોત તો મને આ રસ્તો સૂઝત એમાં શક નથી.

પણ અમુલખે કાઢેલો માર્ગ મારા માર્ગ કરતાં કમતરીન હતો એમ મેં સખેદ સાંભળ્યું.

અમુલખે કહ્યું: 'જગુ ! એક જોગાનુજોગ એવો થયો છે કે જાણે

ભગવાને તને બચાવવા માટે જ ખાસ સંયોગ ઊભો કર્યો હોય નહિ? વાત જાણે એમ છે કે એક પરદેશી અજય સોદાગર કાઠિયાવાડમાંથી કેટલાક ગુલામોને પકડીને મિસર તરફ લઈ જાય છે. એને માર્ગમાં પાણી ખૂટ્યું એટલે ભાગડામાં એ પાણી ભરવા આવ્યો છે. મને લાગ્યું કે માધવીનો નિકાલ કરવાનો આ સારામાં સારો માર્ગ છે. એટલે મેં એ પરદેશીને વાત કરી; અમે બંનેએ વાત કરી. આખરે એમ નક્કી કર્યું છે કે એ પરદેશી હરકોઇ ઉપાયે માધવીને છાનામાના ઉઠાવી જાય ને ગુલામ તરીકે પકડી જાય, ને ગુલામ તરીકે એને દૂર દેશાવરમાં વેચી નાખે. માધવીને પકડીને એ પોતાના વહાણના ભંડકમાં પૂરી દે ત્યારે એ મને જાતે અહીં ખબર કરવા આવે ને મારે એને બસો સૂરતી રૂપિયા આપવા.'

આટલું કહીને મને હવે નિરાંતે ઊંઘવાનું અને નચિંત રહેવાનું કહીને અમુલખ ફરીને બહાર ગયો. મને લાગ્યું કે એ પોતે આ માધવીનું કામ પતાવાતું નજરોનજર જેવા માટે ગયો હશે.

અમુલખ ગયો ને માધવી કરતાં વધારે સુંદર સ્ત્રીના ભંગ થયેલા મારા સ્વપ્નાના તાર ફરી પકડવાની મેં કોશિશ કરવા માંડી.

શરૂ શરૂમાં તો માધવીની મોટી મોટી આંખોથી જ જાણે કે મારો કમરો ભરાઇ ગયો. એની આંખો ભયથી છળેલી દેખાય છે. પણ માધવી જેવી સ્ત્રીને ગુલામીમાં પણ શું દુઃખ હોઈ શકે ભલા? એના જેવી દૂબળીની પાછળ તો ભલભલા મિસરના માંધાતા પણ દૂબળા થઈને ભમે. મારા મનનો આ અંધારો જાણે એની આંખોને પહોંચ્યો હોય એમ એ આંખો આખરે એ ઓરડામાંથી અલોપ થઈ જાય છે, ને ધીમે ધીમે મારી સ્વપ્નાની સુંદરીની મૂર્તિ જાણે અપાર્થિવ માટીથી ભરાતી જાય છે.

...ખરેખર અમુલખ સામા માણસનું મન સમજતો જ નથી. મારે અમુલખ સાથે વાત કરવી નથી, એકાંત જોઈએ છે, એ વાત એને

સમજાતી નથી. ફરીને મહાજનના આંકેલા આખલાની જેમ એ મારી સ્વપ્ના જેવી ખીલવા માંડતી વાડી ચૂંથી નાખે છે.

પરંતુ અત્યારે આવેલો અમુલખ એ પહેલાંનો શાંત અમુલખ નથી. કોઈક વાતે એને ભારે આકળો બનાવી દીધો છે.

એ ઉતાવળો ઉતાવળો અધીરા આંટા મારે છે. એ મનમાં બબડે છે; એનો શ્વાસ વધારે ને વધારે ટૂંકો થતો જાય છે ને ગાજતો જાય છે— જાણે કોઈ કબૂતર પથ્થરના ઘાની કળથી જમીન ઉપર પડયું પડયું કણસતું હોય એમ!

અમુલખ પોતાના મિજાજ ઉપર ભારે કાબૂ રાખી શકે છે. કોઈ કોઈ વાર તો મને લાગે છે કે એ પોતાના માથામાં ઘસેલી સુખડ કે એવું કાંઈ તૈયાર ભરીને જ બેઠો રહેતો હશે; કે કયાંક જરાક પણ માથામાં ગરમી લાગે, તો એ અંદરથી એના ઉપર લેપ કરી લેતો હશે.

એમ તો નહિ હોય ને કે મને કોઈક ભાળી ગયું હોય, પારખી ગયું હોય, અને એને લીધે અમુલખની તમામ તજવીજ એળે ગઈ હોય?

કોઈ ઊંચી જગ્યા ઉપરથી આપણે એકાએક નીચે પડીએ ને પેટમાં જેમ ભારે વહાણ બૂડયાની દહેશતનાં કાળાં કળતર થાય એમ મારા અણુએ અણુમાં નર્યોનીતર્યો ભય વ્યાપી રહ્યો. સોણુલાની સુંદરીનાં ઝાંઝરના ઝંકાર સંભળાતા એકદમ બંધ થયા ને એના બદલામાં હીરજી કાકાના વાઘનખની સાંકળીઓના તીખા લોહીતરસ્યા રણકારા— આખા યે અંગને શીતથી ભરી દે એવા ભણકારા મારા કાનમાં પાડી રહ્યા.

'અમુલખ! અમુલખ!' મેં પથારીમાંથી બેઠા થઈ કાળી ચીસ જેવા અવાજે કહ્યું.

પરંતુ મારો એ અવાજ જાણે એણે સાંભળ્યો નહિ.

'અમુલખ !' મેં એનું કાંડું પકડયું.

થોડી વાર મારા ચહેરા સામે અમુલખ એક ધ્યાને જોઈ રહ્યો. પછી મારા માથા ઉપર હાથ ફેરવીને મહા પ્રયાસે સ્વસ્થ કરેલા અવાજે એ બોલ્યો: 'તને કાંઈ નથી, જગુ ! તું તારે સો મણની તળાઈમાં સૂઈ રહેજે. મારું ગમે તે થાય પણ......પણ......તું સૂઈ જા, જગુ !'

મને આ કાંઈ ન સમજાયું. સાવ સીધી સાદી ને સચોટ તજવીજ હતી મારી સલામતીની; હું મારી જાતને તો કયારનો યે સલામત માનતો થઈ ચૂકયો હતો. એમાં આ નવો ધડાકો વળી શું ? અમુલખના શબ્દોએ મારી બીક ટાળવાને બદલે ઊલટાની વધારી મૂકી.

'અમુલખ !' મેં ફરીને એના નામનો સાદ દીધો. 'મને વાત તો કર ? તું કહેતો હો તો હું અત્યારે ને અત્યારે જ ભાગી જઉં. એમને જો જરા પણ વહેમ આવે, અણસાર આવે, તો પછી મારી જિંદગીની કિંમત ચપટી ધૂળ જેટલી યે નહિ રહે. જે હોય તે મને કહે; હું નકામું જોખમ નથી વહોરવા માગતો !

'તને કાંઈ નથી. પણ...પણ...એ લોકોને મારા ઉપર વહેમ છે.'

'તમારા ઉપર...તારા ઉપર...'

'હા. વાત એમ થઇ કે છોટુને ને મારે તકરાર થઈ હતી. એ તકરાર ઘણા માણસોએ જોઈ છે. તકરારને અંતે અમે એકબીજાને આકરી ધમકી દઇને છૂટા પડ્યા હતા.'

અમુલખના ખુલાસાએ મારા દિલમાં એક નવું જ બારણું ઉઘાડયું. મારા મનમાં કાંઈક નવો આભાસ આવ્યો. પરંતુ એની પાર મને જે કાંઈ દેખાતું હતું એ બધું હજી અસ્પષ્ટ હતું.

પણ એક વાત તો મારા મનમાં ચોક્કસ હતી; અમુલખ પોતાના ઉપરની શંકા કે આપત્તિ ટાળવા માટે મારું નામ આપશે તો નહિ.

'વળી જે છૂરીથી છોટુનું ખુન થયું એ છૂરી ઉપર પણ મારું નામ છે.'

'માશાલ્લા ! છૂરીની વાત તો હું વીસરી જ ગયો હતો ને શું ?'

અમુલખ જરા ફિક્કું હસ્યો. એણે મારા માથાને પોતાની છાતી સાથે દબાવ્યું. પણ ઓ ભગવાન ! એ છાતી કેટલા વેગથી થડકી રહી હતી ! એનો શ્વાસોચ્છ્વાસ કેટલા જોરથી ધમતો હતો ? 'આમ તારી અલાબલા મારે માથે આવી બેસવાના બધા સંયોગો મોજૂદ છે, ને વીરજી દેસાઈવાળા બધા જ માને છે કે મેં અમુલખે જ છોટુનું ખૂન કર્યું છે !'

મહાપ્રયાસે જાળવી રાખેલો સંયમ જાણે એકાએક તૂટી પડતો હોય એમ અમુલખ મને બાજુએ હઠાવીને ઉતાવળા આંટા મારવા ગયો. એનો અવાજ ચીસ જેવો તીણો ને વેદનાભર્યો બની ગયો : 'મને બીજાઓની પરવા નથી. કોર્ટની પરવા નથી. હીરજીકાકાને હું ગણતો નથી, ને વીરજી દેસાઈવાળાના બધા જ દૂબળાઓની પણ મને ફિકર નથી. પણ...પણ...ગોપી પોતે મને ખૂની માને છે ! સમજ્યો જગુ ? મને બીજી વાતનો અફસોસ નથી; એક એ વાતનો અફસોસ છે.'

ગોપી ! આ શું ? બ્રહ્માંડ પૃથ્વી ઉપર આવ્યું કે પૃથ્વી પાતાળમાં પેસી ગઈ ? અમુલખના મોઢામાંથી એક સ્ત્રીનું નામ ? શું અમુલખ પણ મારી જેમ છૂપો રૂસ્તમ નીકળ્યો ? પણ આ ગોપી કોણ ? એને ને ખૂનને શો સંબંધ ? ને એના માનવા ન માનવા ઉપર અમુલખને આટલી વ્યાધિ શાને ? આટલો ઉકળાટ શાને ?

અમારી કેવળ મરદોની ને મરદોએ ખાનગીમાં પતાવી લેવાની વાતમાં એક બૈરીને અચાનક ફૂટી નીકળતી જોઈ ને મને થયેલું અચરજ જ્યારે શમ્યું, ત્યારે મેં અમુલખને પૂછ્યું : 'પણ આ ગોપી કોણ ?'

'ગોપીને તું નહિ ઓળખે. હું પણ એને તાજેતરથી જ ઓળખતો થયો છું.'

મને મનમાં હસવું આવ્યું. સાચે જ અનેક શંકાઆશંકાઓના વાદળોની વચમાં પણ ઘનઘોર આકાશમાં વીજ ઝબકે એમ એક હાસ્ય ઝબકી ઊઠયું. આ શ્રીમાન્ મને માધવી સામે ઉપદેશ દેનારા તે કોઈક ગોપીના પાલવમાં ઝીલાઇ ગયા છે, ને માધવીમાં જેમ નામ પ્રમાણે ગુણ હતા તેમ જો ગોપીમાં પણ નામ પ્રમાણે ગુણ હોય તો પછી એની બંસીની ધૂન ઉપર આ ભાઈ નાચતા યે હોય !

એ તો જે હોય તે હોય. પણ આ મામલામાં લક્ષમાં લેવા જોગ પાત્ર તો ખરું જ; એમાં ના નહિ.

'પણ આ ગોપીને આ ખૂન સાથે નિસ્બત શી ? શું એને પણ છોટુની આશનાઈ....'

'ચૂપ કર, નાદાન ! શું બધાને તું તારા જેવા કે તારી એ બદનામની માધવી જેવા સમજે છે ?' અમુલખ કોઇ દિવસ આવા તીખા ને કડવા અવાજે મારી સાથે બોલ્યો નથી. એટલે હું તો ડઘાઈ જ ગયો. ને પછી મારી કેડના મંકોડા ઉપર જાણે ઠંડું પાણી પડ્યું. ને મારે આખે અંગે શીત વળી ગયા. અમુલખે ગોપીની મને ઓળખ આપી : 'ગોપી એ છોટુની સગી બેન થાય છે, સમજ્યો ?'

હું ચૂપ રહ્યો; મારી વાચા હરાઈ ગઈ. મારી સલામતીના ચંદ્ર

ઉપર જાણે ખગ્રાસ ગ્રહણ લાગ્યું. મારા માર્ગમાં રાહુના અવતાર શી ગોપી ખડી થઈ છોટુની બેન એને ને અમુલખને......

'મને બીજું કાંઈ દુઃખ નથી. એક બાજુ તું છો ને તારા તરફ મારી ફરજ છે. બીજી બાજુ ગોપી છે ને એના તરફ મારું દિલ છે. મને ઉમેદ હતી......મને ઉમેદ હતી કે અમારાં લગ્ન થશે. જૂના કજિયા એ લગ્નની વેદીની અગ્નિમાં ખાક થશે. ગામ સુખે રહી શકશે; ગામ સંપથી રહી શકશે. અને હું અને ગોપી......' હોઠ પીસીને અમુલખ બોલ્યો . ' પણ ગોપી મને ખૂની માને છે. ગોપી માને છે કે મેં છોટુને માર્યો. અરે જેના પગ નીચે કચરાયેલી ધૂળ ઉપર હું પગ પણ ન મૂકું એવો હું બીજા કોઈ ને નહિ ને એના ભાઈ ને મારું ? પણ એને એ વાત નથી સમજાતી. એ મને ગુનેગાર માને છે...'

અમુલખ વિમાસણમાં પડતો હોય, અકળામણમાં અટવાઈ ગયો હોય, એમ અસહાય જેવો એ ઓરડામાં ઘૂમી રહ્યો. ને હું ? મારે તો કાંઈ બોલવા જેવું જ ન રહ્યું. હું તો માત્ર ગોપી પાછળના અમુલખના દીવાનાપણાને બતાવતા એના હૈયાની અકળામણને મૂંગો મૂંગો જોઈ રહ્યો !

' એ મને મળવાની ના પાડે છે.' અમુલખ બોલ્યો. ' પણ કદાચ એ વિચાર ફેરવે; કદાચ એ મારો ખુલાસો સાંભળે; કદાચ એ સ્વીકારે.'

એટલું કહીને અમુલખ ઘરની બહાર નીકળી ગયો.

આ નવી વાતે મને ભારે મૂંઝવણમાં મૂક્યો. છેક છેલ્લી ઘડીએ મારી સલામતીની નાવડી કેવા ભયાનક પવનના ઝપાટામાં ડોલવા લાગી હતી ?

અમુલખ પોતે પોતાના ઉપર ગમે તેવાં સંકટો આવે તો ય મારું નામ ન આપે એવી મને ખાતરી હતી. મને એ બાબતમાં શંકા પણ નથી.

પરંતુ હવે એવી ખાતરી રાખવા જેવું ખરું?

એ પેલા કમજાત છોટિયાની બેનની પાછળ દીવાનો બન્યો હતો. ને એ બેનને એ ખુલાસો શો કરશે? બેનના દિલમાં તો છોટુ ગામને જેવો દેખાતો હતો એવો તો નહિ જ હોય.

અલબત્ત, બેન જો સમજદાર હોય તો તો જાણે પોતાનાં ભાઈનાં બધાં લખણ જાણતી હોવી જોઇએ, ને એમ પણ જાણતી હોવી જોઇએ કે જેટલા દાદાગીરીના ધંધા એ બધા ધંધા આપઆવડતથી કરનારી દેસાઈઓની વસ્તીવાળા આ ગામમાં કોઈક વહેલા મોડું એનું કાત્યાયન કરી નાખશે. એ આજે મારે હાથથી ન મૂઓ હોત તો કાલ કોઈક બીજાના હાથેથી મરવાનો તો હતો જ.

પણ કોણ જાણે કેમ, સંસારનો એક નિયમ જ એવો છે કે ભાઈને બેનનાં લખણ સમજાઈ જાય છે ને બેનને ભાઈનાં લખણ જરા યે સમજાતાં નથી. જ્યારથી લોકકવિઓએ, મરણપરણનાં ગીત લખનારાઓએ, ભાટચારણ વગેરે વગેરે કેવળ જાણ્યા જોયા વગરની વાતો કરનારાઓએ 'સોનાને પારણે, હીરની દોરીએ હિંચાતા દેવના દીધેલા વીર'નું તૂત ઊભું કર્યું છે, ત્યારથી બેનને મન તો એનો ભાઈ રૂપમાં કામદેવ જેવો, બુદ્ધિમાં બૃહસ્પતિ જેવો કે નિર્દોષતામાં ધર્મરાજા જેવો જ દેખાયો છે. ત્યારથી બેનો પણ સમજ્યાકારવ્યા વગર જ 'ભાઈ'ના નામ ઉપર કપાળ કૂટતી આવી છે.

એટલે ગોપીને મન પણ એનો ભાઈ દુનિયામાં દેવ જેવો જ હશે. ને એવા ભાઇના અકાળ મૃત્યુ ઉપર એ અમુલખનો ખુલાસો સાંભળીને શું એને ભૂલી જશે?

ગોપી ને અમુલખની વાત આગળ ત્યારે જ વધે જ્યારે અમુલખ નિર્દોષ હોય.

અમુલખ નિર્દોષ ત્યારે જ દેખાશે જ્યારે ખરો ખૂની પકડાશે.

ખરો ખૂની ત્યારે જ પકડાશે કે જ્યારે એના સાચા રૂપરંગને પારખનાર એક માત્ર અમુલખ એનું નામ આપે ત્યારે.

એટલે કે અમુલખ નિર્દોષ ત્યારે જ ઠરી શકે કે જ્યારે એ છોટુના ખૂની તરીકે મારું નામ આપી દે!

સવાલ એ હતો કે અમુલખને વધારે કોણ લાગે છે? ગોપી કે જગજીવન? બેયને તો એ સાથે રાખી શકે એમ નથી. બેમાંથી કોને રાખશે?

દીકરા જગુ! અમુલખ આ સવાલનો જવાબ આપે ત્યાં સુધી તારે આંહી રાહ જોવી એ ઝેરનાં પારખાં કરવા જેવું છે. તું જ વિચાર કરી લે ને? તારી જગ્યાએ આજે અમુલખ હોય ને અમુલખની જગ્યાએ તું હો, તો તું જાતે શું કરે?

માટે ભાગ!—ભાગવાની વેળા છે ત્યાં.

ત્યાં અમુલખ પાછો આવ્યો. ફરીને આકળા જેવો આમતેમ ભમવા લાગ્યો. 'ગમે તેમ કરીને પણ કાલે સવારના પહોરમાં હું ગોપીને મળીશ...મળીશ...મળીશ.'

મારી સામે જોઈને એ કહે: 'જગુ! તું આરામ કર; મને ઊંઘ નહિ આવે. હું જરા ખેતરે જઈ આવું છું.'

અમુલખ બહાર નીકળી ગયો. થોડી વારમાં એ પાછો આવ્યો. મારા માથા ઉપર હાથ મૂકીને મારા વાળ પંપાળતાં એ બોલ્યો: 'તું તારે ચિન્તા ન કરજે. અને એક વાત હું ભૂલી ગયો; પેલો પરદેશી સોદાગર આવે તો એને પૈસા આપી દેજે.'

અમુલખ ગયો. મને એણે નચિંત રહેવાનું કહ્યું હતું પણ નચિંત રહેવું મુશ્કેલ હતું. એક વાત તો ચોક્કસ હતી; અમુલખના મનમાં ગોપીનો કાબૂ ભારે જબરો દેખાતો હતો. ને બીજી વાત એ હતી કે કાલે સવારે ગમે તે ઉપાયે અમુલખ ગોપીને મળવાનો હતો.

વચમાં મારે ભાગવાનો સમય તો રહેતો હતો. પરદેશી સોદાગરના જહાજમાં માધવી હતી. ને હું ય જો ચડી જઉં તો?......રોકાવાય એવું હોય જ નહિ. ભાગવું જ પડે એમ હોય તો પછી સંગાથમાં માધવી શી ખોટી શું.

એકાએક મારા મનમાં એક નવો વિચાર આવ્યો. વિચારને બદલે જાણે તરવારનો ઝાટકો મારા માથામાં લાગ્યો. હું સફાળો ઊભો રહી ગયો. ભાગવાની તૈયારી હું કરતો હતો એ બધી તૈયારી જાણે મારા હાથમાંથી ખરી પડી! માધવીના અપહરણુના પૈસા? માધવીને દૂર પરદેશમાં ગુલામ તરીકે વેચી નાખવાની પરદેશી સોદાગરની તૈયારી...

જગજીવન! દીકરા જગુ! તને સૂઝવા માંડયો છે એ શું ધૂમાડાનો બાચકો છે? ધૂમ્મસ છે? પ્રકાશ છે?......

હું જ્યાં હતો ત્યાં જેમ હતો તેમ જ બેઠો રહ્યો. ઓરડાની છત ઉપર જાણે કોઈ ચિત્રવિચિત્ર વાતો લખાતી હોય એમ મારી આંખો છત ઉપર જડાઈ ગઈ.

થોડી વારમાં ડેલી ઉપર સાંકળ ખડખડી. મેં વિચારની નિદ્રામાંથી ઝબકીને સાદ દીધો: 'કોણુ છે?'

અંદર એક પડછંદ માણુસ આવ્યો. કોઇ મોટા છાપરાના મોભ જેટલો એ જાડો અને ઊંચો હતો. એના વાળ કાળા ભમ્મર જેવા હતા. એનું મોઢું પાકેલા ટમેટા જેટલું લાલલાલ પીળુંપીળું હતું. એના હાથ જાણે લોઢાના બનાવેલા હતા. એ ચાલતો હતો ત્યારે

ધરતી જાણે ધ્રૂજતી હતી. એની આંખોમાં દરિયાની નઠોરતા હતી. એના ચહેરા ઉપર તોફાને ચડેલા દરિયાનાં મોજાંની ઉજ્જડ ભયંકરતા હતી. એના રોમરોમમાંથી જાણે દરિયાના ખારા પાણીની ગંધ ઊઠતી હતી. એક હાથમાં એણે સોનાની જાડી સાંકળ પહેરી હતી; બીજા હાથમાં દોરી અને પાતળા તારની ગૂંથણી વાળો ચાબૂક હતો. એની કમર ઉપરના પહોળા પટ્ટામાં એક લાંબી છૂરી હતી ને એક નાની પાતળી કુહાડી હતી.

ભૂખરા રંગની ભરાવદાર મૂછમાંથી ગળાઈને ભૂખરા બનતા અવાજે એણે કહ્યું : 'અમુલખ દેસાઈ ક્યાં છે ?'

'તમે પરદેશી સોદાગર છો ને ?'

'હા ! ઘડી બે ઘડીમાં ભરતીનાં પાણી ચડી આવશે ને અમારે અમારું જહાજ ઉપાડવાનું છે. મારે અમુલખ દેસાઈનું ખાસ કામ છે !'

'હું એનો ભાઇ છું. ને તમે જો તમને બતાવેલ કામ પાર ઉતાર્યું હોય તો તમને પૈસા આપી દેવાનું કામ હું કરીશ.'

'તો અમુલખનું મારે બીજું કામ પણ શું છે ? ને મેં બતાવેલું કામ પાર ઉતાર્યું છે એનું એંધાણ આ રહ્યું.' એમ કહીને એણે મારા પગમાં એક પોટકું નાખ્યું.

એ પોટકામાં એક ચોળી હતી, એક સાડી હતી, એક ઘાઘરો હતો. સોદાગર ભયંકર અવાજે હસીને બોલ્યો : 'અમારો ધારો છે કે કોઇ દૂબળાને અમે પકડીને ભંડક ભેળો કરીએ પછી એનું નામ નહિ, ઠામ નહિ; એનાં જૂનાં કપડાં અમે ઉતારી લઈએ. ને અમે એના કપડાં ઉતારીએ ત્યારે સાથે સાથે એનું નામ, ઠામ, ગામ, દેશ, બધું જ ઉતારી લઈએ. હવે એ બાઇ તરફથી તમારે નચિંત

રહેવું. મરેલી ઘોરમાંથી કદાચ કોઈ પાછું ફરતું હશે પણ જીવતી ઘોરમાંથી તો કોઇ પાછું નીકળે જ નહિ. તમે સો મણની તળાઈએ સૂજો. ને હવે મારા પૈસા મને આપી દો.'

મેં કહ્યું: 'એક પૈસા તો આપી દઉં. પણ તમારે બીજા પૈસા પણ કમાવા છે?'

'પૈસા કમાવાની તમામ વાતને માટે મારા કાન ઉઘાડા જ છે, મહેરબાન!'

'તો એક કામ છે. મારો ઓરમાન ભાઈ છે, આ જેણે તમારી સાથે સોદો કર્યો તે. અમારા કુટુંબમાં એ...એ...એ...તમને શું કહું વાત, ભાઈ! ને હમણાં જ એણે એક જુવાન માણસનું ખૂન પણ કર્યું છે. અમને ભારે બટ્ટો લગાડે એવું કામ એ કર્યા જ કરે છે. જો તમે એને પણ......'

'સમજ્યો. હું તો દૂબળાનો સોદાગર. માણસને ઢોર બનાવવાનો ધંધો કરનાર. તમારા કુટુંબને એણે બટ્ટો લગાડ્યો હોય તો હું તમને જિંદગીભરનું સુખ કરી દઉં. જીવતાં સુધી તમે એનું નામ પણ ન સાંભળો ને દર્શન પણ ન કરો એટલું કરી દઉં. પણ રૂપિયા?....... રૂપિયાનું શું?'

મેં સોદાગરના હાથમાં માધવીના રૂપિયા મૂકયા. બીજા ત્રણસો રૂપિયા મૂકયા ને કહ્યું: 'આ કામ પતે ત્યારે તમે બીજા ત્રણસો લઈ જજો.'

'ભલે. પણ વાત એમ છે કે ભરતી આવવાની વેળા છે; અમારે લાંબે ગયું પોસાય એમ નથી. એટલે જો એ ભાઈને તમે કાંઇક પણ નિમિત્તે અમારા વહાણ તરફ મોકલો તો સારું.'

'ભલે; ભાગડામાં હનુમાનનું મંદિર છે એ જોયું છે?'

'હા.'

'તો એ મંદિરનાં પગથિયાં ઉપર તમને એ માણસ મળશે.'

'બસ, તો ખુદા હાફિજ.'

'ખુદા હાફિજ.'

માધવી જાય છે. ને સાથોસાથ અમુલખ પણ જાય તો મારે જિંદગીભરનું સુખ. પછી ગોપીનું યે કાંઈ નહિ; અમુલખની યે દહેશત નહિ. છોટુના ખૂન ઉપર કાયમી પડદો પડી જાય.

કેમકે ગોપી ને એનો કાકો જો અમુલખને ખૂની માનતાં હોય તો એ લોકો સમજશે કે પોતાના પાપના બદલામાંથી બચવા માટે એ રાત લઇને ગામ છોડી ભાગી ગયો! એકાદબે સ્થળે હું પોતે જો આ ખુલાસાની શરૂઆત કરું......ભલા હું પોતે સવારે ગોપીને ઘેરથી જ કેમ શરૂઆત ન કરું?

પણ એના પહેલાં અમુલખને ખેતરેથી લાવીને ભાગડાના હનુમાનના મંદિરમાં મોકલવો જોઈએ.

ઘર બંધ કરીને ટોપી પહેરીને હું નીકળ્યો. બહાર નીકળીને મેં શંકર માળીને બોલાવ્યો.

'શંકર!' મેં કહ્યું; 'શંકરા?'

શંકર બહાર આવ્યો. 'કેમ ભાઈ?'

મેં કહ્યું : 'શંકર! મોટાભાઇ ખેતરે ગયા છે; લીલાપુર તરફના વડવાળા ખેતરમાં મઢીમાં હશે. એટલામાંથી શોધી કાઢજે.'

'ભલે. મોટાભાઈ રાતે ખેતરે જાય તો મઢીમાં જ હોય. જઇ ને શું કહું?'

'કહેજે કે ગોપીએ તમને પહેલાં મળવા ના પાડી હતી ખરી, પણ હવે તમને મળીને તમારી વાત સાંભળવા માગે છે.'

શંકર અટક્યો : ' હું નહિ જઉં. '

' માળા રોંચા તે રોંચા ! આ અમે તમારા માટે રાતદિવસ મરીએમથીએ, ને તમે ભૂત જેવા સમજો નહિ ને ઝટ ભસી મરો, હું નહિ જઉં !'

' પણ......પણ...... '

' મૂરખ ! તારી છોકરીને અફીણ ઘોળીને સોડ તાણવાની ફરજ પાડનારનું નામ તારે જોઈએ છે કે નહિ ? '

શંકરની આંખ અંધારામાં સળગી ઊઠી. ' એટલા માટે તો હું જીવું છું. '

' તો એ નામ મેળવવાની અમે કોશિશ કરીએ છીએ, મેળવવાની તજવીજ કરીએ છીએ; ને મળવાની વેળાએ તું અક્કડીને ઊભો છો, તો કાંઇ નહિ. '

' ના, ના, ભાઈ ! પણ...પણ... '

' ગાંડા ? તારી છોકરીને એ લોકોએ સોડ તણાવી એ તો આપણું બધાનું નાક કપાયું છે ને ? છોકરીના બદલામાં છોકરી. આ ભાઈએ મૂંગા મૂંગા પણ ગોપીને મખમલ જેવી સીધી બનાવી દીધી છે. તે એટલે સુધી કે હવે તો પોપટની પેઠે વાતો કરી દ્યે છે. એણે આજ નામ મેળવ્યું છે ને એ નામ એ ભાઈને છાને ખૂણે કહેવા માગે છે. ને કદાચ નામ કહેતા પહેલાં કે પછી ભાઈ જરા દિલ્લગી કરે તો એમાં તારા બાપાનું જાય છે શું ? તારી છોકરીની સામે ગોપી કાલ સોડ તાણતી હશે તો આજ તાણશે. '

' હું જઉં છું. ' શંકરનો દિદાર અંધારામાં પણ મને લોહીતરસ્યા વરુ જેવો બની ગયેલો દેખાયો.

માણસ પોતાની સલામતી માટે જાણે જોખમ લ્યે, તીખો અને,

એ તો સમજાય એમ છે. પણ બીજું કોઈ માણસ હેરાન થાય તો એવી હેરાનગતિનું વેર લેવા માટે શા માટે ખુવાર બનતો હશે એ મને સમજાતું નથી.

'શંકર ! જો, મારું નામ ન આવે હો !'

'પણ ભાઈ પૂછે તો ?'

'ભાઈ પૂછવા તો નહિ રોકાય; પણ રોકાય તો કહેજે ને કે ગોપીએ તને જ સીધો સંદેશો મોકલ્યો છે ! સમજ્યો ?'

'ના...ના...'

'તું તો સાવ જડ જેવો રહ્યો. ગોપીનું ખેતર જો ભાઈ ભેળે તો પછી મારો શું ગુનો, હેં ? પણ ભાઈને જો એ વાતની ખબર પડે તો નકામો બે ભાઈઓ વચ્ચે ઝઘડો થાય.'

'સમજ્યો !' વેરની પાંખ ઉપર શંકરિયો ઊપડ્યો.

હું ઘરમાં પાછો ગયો. મારા મનમાં હવે મારે કોઈ વિચાર જ ઊભા થવા દેવા ન હતા. આજની રાત સંબંધે આજ કે ભવિષ્યમાં જરા સરખો યે પાછલો કાંઈ વિચાર નહિ કરવાની પ્રતિજ્ઞા જ લીધી છે. પણ ભવિષ્યમાં ધારો કે શંકર......શંકર...

ઘર બંધ કરીને હું બહાર નીકળ્યો અને વડવાળા ખેતરની મઢી તરફ જતા મારગમાં જ એક વંકી જગ્યાએ ઊભો રહ્યો.

થોડી વાર થઇ ત્યાં શંકર પાછો વળ્યો.

'કેમ શંકર ?'

'તમે અહીં ?'

'હા. શું કરી આવ્યો ?'

'મોટાભાઈ તો વાત સાંભળતાં કાંઈ વધારે પૂછવા રોકાયા વગર જ ચાલી નીકળ્યા.'

'ઠીક તું જા; હું ખેતરે જઈ આવું.'

શંકર જવા નીકળ્યો. એણે મારા તરફ પીઠ ફેરવી, ને મેં એના પડખામાં છૂરી પહેરાવી દીધી. ક્યાં કેવી રીતે ઘા મારવો હતો એ મેં અગાઉથી નક્કી કરી રાખ્યું હતું. છોટુને જ્યાં છૂરીનો અનાયાસે પણ જખમ થયો હતો એ જ જગ્યાએ ઘા કરવામાં લાભ હતો. પાછળથી પાંસળાં વચ્ચેથી આખી છૂરી ચડાવી દીધી હોય તો જખમી થનારને બૂમ પાડવાનો ય અવસર મળતો નથી; એનો મને એકવાર અનુભવ થયો હતો. આ બીજી વાર થયો.

શંકરની લાસને નદીના ઊંડા કોતરામાં નાખી દીધી. જો કે અગાઉ કરેલી શરતચૂક આ વખતે મેં નહિ કરી; છૂરી મેં કાઢી લીધી હતી.

ઘેર આવીને મારા બધાં કપડાં—લોહીના ડાઘવાળાં હોય યા ન હોય તોપણ તમામ પહેરેલાં કપડાં મેં જલાવી દીધાં. છૂરી ઘસીઘસીને સાફ કરી નાખી.

અને પછી હું ધરાય એટલી સ્વસ્થતા ધરીને બેઠો.

મારા મનમાં તો ઘણો અજંપો હતો ? મારી ધારેલી વાત છેલ્લી ઘડીએ વણસી તો જશે નહિ ને ?

પણ ઈશ્વરની દયાથી મારી ગણતરી બધી જ સાચી પડતી આવી. અમુલખ આંધળો થઈને હનુમાનના મંદિર તરફ ચાલી નીકળ્યો હતો. શંકર—બેવકૂફ શંકર જીવનો જઈને નદીનાં ઊંડાં કોતારાંમાં ઊંધે માથે પડ્યો હતો.

અને પરદેશી સોદાગર પણ ત્યાં આવી ચડ્યો. એ કાંઈ બોલ્યો

નહિ; માત્ર પૈસા લેવા માટે એણે હાથ લાંબો કર્યો. ને મેં એના હાથમાં કાંઇ બોલ્યા વગર પૈસા મૂકી દીધા.

સોદાગર ગયો; મેં ઘર બંધ કરી દીધું.

મારા હાથ ઉપર છોટુની તરવારથી થયેલો જખમ જરા દુખતો હતો, પણ છતાં મનનો બોજો હળવો થવાથી હું ઊંઘી ગયો.

સવારે સૂર્યના ઉદય પછી મારી આંખો ઊઘડી.

હું ભાગડા બંદર ગયો. મેં જોયું કે સોદાગરનું જહાજ ઊપડી ગયું હતું.

હું નદીના કોતરામાં ગયો ને જોયું કે શંકરની લાસ ભરતીના પાણીમાં તણાઈ ગઈ હતી.

મેં મારા મનને કહ્યું: 'બચ્ચા જગજીવન! હવે તારા સુખના સૂર્ય ઉપર કોઈ રાહુના પડછાયા નહિ પડે. તારી સામે હવે આખી દુનિયા પડી છે. ને દુનિયા ઝૂકતી હે, ઝુકાનેવાલા ચાહીએ!'

ઘેર આવીને મેં નાસ્તો કર્યો. હવે મારે કરવા જેવી થોડી જ વાત હતી. અને એ હું સવેળા પતાવી દઉં તો પછી મારે હવે માલમિલકત, જરજમીન વગેરે સંભાળી લેવા સિવાય બીજું કાંઈ ના રહે. મારા માથે હવે જોખમ રહ્યું ન હતું. અને હવે હું આસપાસના પંથકમાં એક ઘણો શ્રીમંત માણસ થયો હતો. ગઇ કાલ રાતના મારા સાહસે મને નવો જીવ અને નવું જર આપ્યું હતું.

અમુલખ મને પૈસા આપતો ન હતો એમ ન હતું. અલબત્ત એણે કોઇ દિવસ પણ મને માગ્યા પૈસા આપવામાં જરા ય આનાકાની કરી નથી. છતાં માગીને પૈસાદાર થવું ને ખુદ પોતાના હક્કમાં પૈસાદાર થવું એ બે તદ્દન નિરાળી વાત છે.

આજથી હું મારા પોતાના હક્કથી પૈસાદાર થયો હતો. મારે

ત્યાં બસો તો દૂબળા હતા. ડાંગમાં ઇમારતી લાકડાનાં જંગલ હતાં. વલસાડમાં હજાર તો આંબા હતા. ઉપરાંત ચોખા, ઘઉં અને જાતભાતના મેવાનાં ઝાડોનાં સુમાર વગરનાં ખેતરો હતાં. એક ઘોડા ઉપર બેસીને સવારમાં તપાસ કરવા જો નીકળું તો છેક સાંજે ઘેર આવું એટલી મારી જમીન હતી.

મેં વિચાર કર્યો, અમુલખ જેવી કંજૂસાઈ હું નહિ રાખું. હું પોતે એક નવી હવેલી બનાવીશ. તીથલમાં ને એના ચોકની દીવાલ સાથે દરિયાનાં મોજાં અફળાતાં હશે. ઘરમાં રાચરચીલું ભભકાદાર વસાવીશ. અરબસ્તાનનાં પાણીદાર ઘોડાં રાખીશ મારી ઘોડારમાં, અને એક ઘોડાગાડી રાખીશ. વલસાડમાં હજી કોઈએ ઘોડાગાડી રાખી નથી. ઘણાખરા બળદિયાંના એક્કાથી જ ચલાવે છે. હું બે ઘોડાની ગાડી રાખીશ. આગળ હાંકનારો હાંકતો હશે, પાછળ એક છડીદાર ઊભશે, અને એમ હું, ગામનો મોટો જમીનદાર જગજીવન શેઠ સવારસાંજ બહાર નીકળીશ. દેવદર્શનનો નિયમ રાખ્યો હોય તો ફાયદા બે. લોકો માનશે કે શેઠ ભારે ધર્મિષ્ઠ છે ને આપણે જાણીએ કે રોજ આપણો દબદબો લોકોની આંખ સામે ધરવાનો આપણને મોકો મળે છે.

પરંતુ મુગલાઈ......હા...મુગલાઇ ઠાઠથી જ હું રહેવાનો હવે. પરંતુ એ ઠાઠના દિવાસ્વપ્નમાં મારે પતાવવાનાં એક બે કામ ખોટી થાય છે એ પતાવી લઉં.

પહેલું કામ છોટુના ખૂનનું પ્રકરણ માંડી વાળવાનું. એને માટે અમુલખ હવે વલસાડમાં છે નહિ એની જાહેરાત કરવાનું. મારે તો એ ગામમાં છે નહિ એમ જ કહેવાનું રહ્યું; પણ એ મારે એવી રીતે કહેવું જોઇએ કે સાંભળનારાં મારે જોઇએ છે એ જ અનુમાન કરે.

આને માટે સરસ રસ્તો એક જ છે. ખુદ ગોપીને જઇને કહેવું કે અમુલખનો પત્તો નથી. સાથે સાથે આડે લાકડે આડા વહેર જેવું

પણ કરવું. એમ જ કહેવું કે અમુલખને હાથે છોટુનું કમોત થયું એટલે તમે - તમારા લોકોએ જ એનું વેર લેવા અમુલખને ગુમ કર્યો છે. આમ વાત કરવામાં મને બે લાભ દેખાય છે. એક તો અમુલખને હાથે જ છોટુનું ખૂન થયું છે એ વાત નક્કી થતાં છોટુના ખૂનની તપાસ કરવાની એ લોકોને જરૂરત લાગશે નહિ; બીજી વાત એ છે કે અમુલખને એ લોકોએ કાંઈ કર્યું નથી એ વાત તો એ લોકો સમજે છે, એટલે જ્યારે હું એમને અમુલખને ગુમ કરવામાં એમના ઉપરનો વહેમ બતાવું તો એ લોકો સમજશે કે અમુખલને અમે ગુમ કર્યો નથી તેમ અમુલખની હિલચાલની જગજીવનને કાંઈ ખબર લાગતી નથી. સબબ પોતે કરેલા ખૂનના અંજામથી ભય પામીને જગજીવનને પણ કાંઈ કહ્યા વગર જ અમુખલ ભાગી ગયો લાગે છે. એટલે કે છોટુનું ખુન કરીને અમુલખ ભાગી ગયો છે, અને એ ખૂનની સાથે જગજીવનને સીધો કે આડકતરો કાંઈ સંબંધ પણ નથી.

આટલી ગાંઠ મનમાં ગોઠવીને મારે શું કહેવું છે એ શબ્દો મનમાં ગોખીને અને મારે મારો ચહેરોમહોરો કેવો રાખવો એની આયનામાં પાકી પતીજ કરીને પછી હું બહુ જ કાળજીથી બેકાળજી-પણાનો ડોળ કરીને સીધો ગોપીને ત્યાં ગયો.

આકુળતા, વ્યગ્રતા, ચિંતા, રોષ અને ઉશ્કેરાટ એ તમામનો મારો સ્વાંગ મેં એવો તો આબાદ ભજવ્યો કે ગોપી સુધી પહોંચતાં મને કોઈ રોકી શક્યું નહિ. બહારથી મારી ભવાઈનો રંગ ભારે ઘેરો હતો. અંદરથી આ બધા લોકો મારી ચાલનાં કેવા પ્યાદાં બને છે, ને એ બધાંને હું કેટલી આસાનીથી બેવકૂફ બનાવું છું એ વિચારે હસતો હતો.

રાસલીલાની શરૂઆત પહેલાં જેમ પાઠ કરનાર તરગાળો પોતાના

પાઠને મનમાં ગોખતો રહે તેમ હું પણ પાઠને મનમાં ગોખતો ગોખતો ગોપીની રાહ પેખતો હતો.

ત્યાં ગોપી આવી : ગોપી આવી કે હું પોતે ગોપી પાસે ગયો એનો મને ખ્યાલ નથી. ખરું પૂછો તો ત્યાર પછી શું બન્યું, હું શું બોલ્યો, ગોપી શું બોલી, બીજા કોઈ હોય તો તે કોણ હતા ને શું બોલ્યા, એનો મને કાંઈ જ ખ્યાલ નથી.

ગોપીને મેં જોઈ...અને હું જોઈ જ રહ્યો.

માશાલ્લા ! કનૈયાની સાથે રંગરાત ખેલતી જ જાણે કો ગોકુળ-ગામની ગોપી વલસાડમાં ભૂલી પડી ગઈ કે શું ?

એ ઊંચી હતી – મારા કાનની બૂટ લગોલગ એનું માથું આવે એટલી. એના લાલ હોઠ સહેજ ઉઘાડા રહેતા હતા ને એ ઉઘાડા હોઠમાંથી બીજની ચંદ્રલેખા જેવા એના દાંતની બે હારની ઉપલી કિનારીઓ ચળકતી હતી. એનું બદન એકંદરે પાતળું હોવા છતાં અંગેઅંગમાં ભરચક હતું, ને એની શ્યામસુંદર ચમકતી ચામડીની નીચે બહારની આંખે જાણે દેખાય એવું લાલ લોહી વહેતું હતું. કમર ઉપરના એના લથબથતા અંગના ભારથી એ જાણે સહેજ વાંકી વળેલી લાગતી હતી. એની આંખો જાણે કો દેવમૂર્તિમાં જડેલા હીરાની જેમ પાણીદાર ચમકતી હતી. એનું મોઢું લબગોળ હતું ને એનું એકએક અંગ પૂરું સપ્રમાણ, ભારે કુમાશદાર, છતાં સશક્ત લાગતું હતું : દેખાવમાં નાજુક, ચાલમાં રુઆબદાર, મૂરતમાં રોનકદાર અને ભાવમાં ભભકદાર !

હરકોઈ સ્ત્રી કોઈ ને કોઈ હથિયાર જેવી હોવાનો પહેલી નજરે આભાસ આપે છે. કોઈ બંદૂક જેવી હોય છે, કોઈ દારૂ જેવી હોય છે, કોઈ બરછી જેવી હોય છે, કોઈ કટકી જેવી લાગે છે, કોઈ ભાલા જેવી

લાગે છે. કોઈ–કોઈક વીરલી બદસૂરત ને કમસૂરત હથિયારોના જમેલામાં નાજુક પણ પાણીદાર કટારી જેવી ઓપે છે. ગોપી જાણે માધાપુરના માલમના મશહૂર કારખાનાની નીલા લોખંડની ને સોનાની મૂઠવાળી કટારી જેવી હતી. હથિયારોમાં એક માત્ર કટારી રૂડી રૂપાળી ને જીવલેણ હોય છે. ગોપી પણ જાણે કોઈ મરદના કલેજામાં હુલાવી દેવાની કટારી જેવી હતી.

એને મેં જોઈ. ને હજી મારી આંખો એની મૂરતને તથા એના ખૂબસૂરત અંગને પૂરાં પારખે એ પહેલાં તો એ મારા કલેજામાં પેસી ગઈ.

એક હજાર માધવીઓ પણ જેના માથાના એક વાળ ઉપર ઓળઘોળ થાય એવી એ ગોપીને મેં જોઈ અને પછી તો હું શું કરું છું, હું શું બોલું છું, એનું મને ભાનસાન ન રહ્યું. માત્ર ઉપર ટપકે એટલું મને યાદ છે કે હું કાંઈક બોલ્યો. એ કાંઈક બોલી અને અમારી વાત પૂરી થઈ. અને હું બહાર નીકળી ગયો.

છોટુના કલેજામાં મેં છૂરી મારી, ને છોટુની બેને મારા કલેજામાં છૂરી મારી. એ છૂરી મારા અંગમાં પેઠી. હવે એ નીકળશે નહિ–કેમ કે મારે એ કાઢવી નથી.

અમુલખ પણ નિશાનબાજ ભારે; એમાં જરા ય ના નહિ. સ્ત્રીઓથી દૂર રહે; ઘરમાં પણ કોઈ બાઈ માણસને નોકર ન રાખે. દૂબળાની દૂબળી પછી ભલે ઉંમરે પહોંચેલી છતાં કાચીકુંવારી હોય તો ય એના સામે નજર પણ ન નાખે. પોતાની આસપાસમાં તો શું, પણ વીરજી દેસાઈવાળા જેવા વિરોધીઓમાં પણ 'જોગી'ની આબરુ ભોગવે. છતાં મારે વહાલે નિશાન પાડયું ત્યારે આબાદ પાડયું !

હું મારા મનમાં ખાંડ ખાતો હતો કે વલસાડમાં રતન એક માધવી, ને એ મારા પગ ચાટે છે. નહિ, વલસાડમાં સાચું રતન તો આજ મેં જોયું કે જેની પાસે માધવી જેવીઓ તો કથીરના ટુકડા સમી લાગે છે.

અમુલખ ભાગી ગયો. મારે મારા અંતરના અંતરમાં પણ અમુલખ ભાગી ગયો છે એમ જ વાત કરવાની કે વિચાર કરવાની આદત પાડવી જોઈએ—અમુલખ ભાગી ગયો. પાછળ જે કાંઇ રહ્યું એનો વારસદાર તો હું જ રહ્યો. હું ય એના બાપનો જ દીકરો છું ને ?

તો અમુલખના અંતરની મહોબ્બતનો પણ વારસદાર હું. આવા ગામમાં નવરા બેઠા રહેવાને બદલે કેવળ ખેતરામાં આંટા મારીને જિંદગી પૂરી કરવાને બદલે એક રંગીલું કામ મને જડયું.

ગોપી મારી થવી જોઇએ—ગોપી મારી જ થશે. મારા પોતાના સુખ ને શોખ સાધવા માટેના સચોટ રસ્તા મને લેતાં આવડે છે. આ વાત કપરી છે પણ મારા જેવા માણસની શક્તિની બહારની તો નથી.

હાલ તુરત તો મારે જેટલું કહેવા જેવું હતું એટલું મેં કહી દીધું. તુંડે તુંડે મતિર્ભિન્નાની જેમ કદાચ કોઇકને મારી વાત નહિ સમજાય, ને કોઇકને મારા રસ્તા નહિ ગમે.

પણ હું આ દુનિયામાં કોઇકને રાજી રાખવા માટે જીવતો નથી, ને કોઇકની સમજણ ઉપર હું મારું કામ કરતો નથી. હું મારાં સુખ ને સલામતી માટે જીવું છું અને એને માટે તમામ રસ્તાઓ લેવા એ મારી જાત પ્રત્યે મારો ધર્મ છે.

અલબત્ત, મારા જેવા સ્થિતિસંયોગોમાં મુકાયા ન હોય એવા માણસો અમુક સિદ્ધાન્તોની તર્કબાજી ચલાવીને મને દોષ દે કે મારી દયા ખાય. મને કોઈ દોષ દે એની શરમ નથી, ને કોઇ મારી દયા ખાય એની લાજ પણ નથી.

હમણાં તો મેં મારી વાત કહી દીધી. વધારે હાલ કાંઈ કહેવા જેવું રહ્યું નથી. હવે મારે થોડુંક કરવાનું રહ્યું છે.

ગોપી સુંદર છે. ગોપી મારી થવી જોઇએ ને એ મારી થશે. મને શ્રદ્ધા છે કે ગોપીને મારા હાથમાં પાંખ હણાયેલાં પંખીની જેમ પડતાં કોઈ કરતાં કોઇ રોકી નહિ શકે.

## ૪

# માધવી પોતાના જીવનની કહાણી કહી જાય છે.

હું પોતે નાતજાતમાં કાંઈ સમજતી નથી. નાતજાતના ફાયદા કાંઈ હોય તો મને દેખાયા નથી, ને ગેરફાયદા કાંઈ હોય તો મને નડયા નથી. કેમકે મારી પોતાની જાત એવી છે કે જે જાતનાં કદમ હરકોઈ જાતે અનાદિ કાળથી ચૂમ્યા છે. હું આખા ગામની લગ્ન વગરની વહુ છું.

લોકો કહે છે કે મારી નાત ભાડેલાની છે; ભાડેલા કહે છે કે મારી નાત દૂબળાની છે; દૂબળા કહે છે કે મારી નાત કોઇક દેસાઇની છે. ને ગામમાં એકબે જણ એવા છે, જે મને વલ્લભા દાંડની દીકરી સમજે છે; ને બીજા એક બે એવા પણ છે કે જે મને વીરજી દેસાઇની દીકરી સમજે છે. કોઇક એવા પણ છે, જે કહે છે કે મારી મા ચૂડેલ હતી ને બાપ ખવીસ હતો. ને એ બેએ ભેગાં મળીને મને વંતરીને જન્મ આપ્યો.

હશે; મારો બાપ જે હોય તે, ને મારી મા જે હોય તે. મને પોતાને એ બધા સાથે કાંઈ કામ નથી. હું પોતે મારી જાતને સવા લાખની માનું છું; ને જે લોકો મારી જાતને મારી કિંમતે આંકે એને જ મારા ઘરના ઉંબરમાં આવવા દઉં છું.

મારા બાળપણનાં સંભારણાં તો જેટલાં પાછળ જાય છે એટલાં પાછળ લઇ જોઉં છું, ત્યારે હું એક અકાળવૃદ્ધા નારીને અને એક નશામાં ચૂર થયેલા પુરુષને જોઉં છું. એ એના અંદર અંદરના વ્યવહારમાંથી મેં મારું પોતાનું જ્ઞાન ને મારો વ્યવહાર દોર્યો છે. મતલબમાં ઘણી મોટી ઉંમરની છોકરી પણ જે વાતો ને જે ભાષા નથી સમજતી, એ વાત ને એ ભાષા હું ચારપાંચ વરસની થઈ ત્યારથી સમજતી થઇ હતી.

પછી એ પુરુષને હું નથી જોતી; બીજા કેટલાક પુરુષોને થોડા વધતા દિવસો માટે વખત કવખતે હું જોઉં છું.

મારા એ ઘરમાં એ અકાળવૃદ્ધા નારીનો કાયમી વાસ છે; પુરુષનો હંગામી વાસ છે. ને એમ ને એમ વધારે ને વધારે સમજતી, વધારે ને વધારે જોતી, ભાગડામાં મારા દિવસો વહી જાય છે.

આવી મા જેવાં કામ કરાવે એવાં કામ કરતાં કરતાં મારી ઉંમર અઢારેક વરસની થઈ; અને કેટલીક વાર માની ઉપરવટ હું મારી મેળે છાનાં કામ પણ કરતી થઇ. ત્યાં મારી મા મરી ગઇ. મારી મા ખરે સમયે મરી ગઇ. હું એનાથી કંટાળી ગઇ હતી; મારે ને એને ઉઘાડી તકરાર થવાની વેળા મને દૂર નહોતી લાગતી. ત્યાં મારી મા મરી ગઇ, અને હું એકલી પડી.

હું એકલી પડી હતી, પણ મને કદી એકલાપણું લાગ્યું નથી. મારી મા દેખાતી હતી ગરીબ ને રહેતી હતી ગરીબ. પણ એના મૂઆ પછી એની પાસેથી સારો જેટલો દાગીનો ને ઠીક પ્રમાણમાં દાટેલું ધન નીકળ્યું.

વળી મને જ્યારે જરૂર પડે ત્યારે એક જ સીસકારે હું ગમે તેને મારી પાસે ગમે તે વખતે બોલાવી શકતી હતી. મને એકલા લાગવાનું ખરું પૂછો તો કાંઈ કરતાં કાંઇ કારણ ન હતું.

ભાગડાબંદર એટલે ગુજરાતનું લાકડાના વેપારનું મોટું મથક. ભાગડામાં આમ દેશપરદેશનાં વહાણો અવારનવાર આવતાં. કોઇ કોઇ-વાર દૂબળાઓના સોદાગરો પણ દિવસ બે દિવસ માટે આવી ચડતા. કાંઠે ઊતર્યો ખલાસી જેવો થોડામાં સંતોષ માનનારો ને પૈસા ખર્ચનારો બીજો કોઇ માણસ મળવો મુશ્કેલ છે. મને રંગરાગની કમીના ન રહી. ઘરની શોભાની ચિત્રવિચિત્ર પરદેશી ચીજોની ભેટસોગાદની ઊણપ ન રહી. મહોબ્બતના રંગરાગ ને મહોબ્બતના વેપારની કમીના ના રહી.

એવામાં મને જગજીવન મળી ગયો. બાપકમાઉ, હીણકમાઉ, ઉડાઉ છોકરા તરીકે એની ખ્યાતિ હતી. અને આવો કોઇક જુવાન મારા પાલવને પછેડે વળગેલો હોય તો કાંઇ ખોટું નથી એમ સમજીને મેં એક વાર એને સામે ચાલીને ઇશારાથી બોલાવ્યો. એ આવ્યો.

આવા જુવાનોના મનમાં એક જાતનું અરમાન હોય છે. ઉકરડા ઉપર બેઠેલા કૂકડાની જેમ એમના બોલવાથી સવાર પડે છે એમ એઓ માને છે; એ એમ માને છે ને તમે પણ જો બહારથી એમ માનતાં દેખાઓ, તો પછી તેઓ તમારા ગુલામ પણ બની જાય છે. જગજીવન પાસે પૈસા હતા; ને દેખાવમાં એકંદરે એ કામદેવનો અવતાર નહોતો, તો ય કાંઇ ખોટો નહોતો. વળી દેસાઇના વસીલાનો. એટલે એનો પડછાયો થોડોઘણો રાહત આપનારો ય હતો.

આમ ગામમાં મારી રાડ જેવું હતું નહિ, ને મારી સામે રાડ ઊઠે એવું કાંઇ કરવા સામે હું સાવધ રહેતી હતી. મારો વહેવાર ઘણો-ખરો દરિયાના માણસો સાથે હતો.

વળી જે ગામમાં મારે રહેવું એ ગામની આંખે ચડવામાં સાર નહિ એમ હું સમજતી હતી. એટલે કોઈ લાગવગવાળા માલદાર, વગદાર કે અમલદારની નજર મારા ઉપર પડી ન જાય એની હું કાળજી રાખતી.

છતાં પડી જાય તો પછી હું મારા મનની અંદર પણ કચવાટને જાગવા દેતી નહિ. હું એવી વાતોને એવે સમયે ગામમાં રહેવાના ભાડાના ચુકાવા જેવી માની લેતી.

મેં મારી માનું જીવન જોયું હતું ને મેં મારી માના બોલ પણ સાંભળ્યા હતા; મેં મારી માના સહવાસીઓના મોં આગળના ને પીઠ પાછળના બોલો પણ સાંભળ્યા હતા. અને એ બધાની મેં એક તારવણી કરી કાઢી હતી. એ તારવણી એ હતી કે સ્ત્રીનું દિલ એ સ્ત્રીનો જીવલેણ દુશ્મન છે.

એ દિલ ભાડે દેવાના મકાનની જેમ ખાલી પડયું રહે છે. કોઈક વેળાએ કોઈ હરામજાદો આવી એમાં ચોરીચુપકીથી પેસી જાય છે. પેસીને પછી એ પગ પહોળા કરે છે. આખરે એક નાની ઓરડીનો એ ભાડૂત આખી હવેલીનો ધણી બની જાય છે. અને 'ઘરધણી શિયા-ળવાં'ની જેમ, શરીરની માલિક સ્ત્રી એની ગુલામ બની જાય છે— અને ગુલામ બનાવે છે. અને પોતાની મિલકત પારકો જણ વાપરે એ એને જોઈ રહેવું પડે છે.

પોતાનું શરીર એ સ્ત્રીની મોટામાં મોટી મૂડી છે. ને સ્ત્રી જો એનો સ્વતંત્ર રીતે કેવળ પોતાના જ સુખસગવડ માટે ઉપયોગ કરે તો પુરુષ એનો ગુલામ બને છે; ને પછી મદારી જેમ માકડાને નચાવે એમ એ પુરૂષને નચાવી શકે છે.

આ રમત છે આગના ખેલ જેવી. પણ જેમ જાદુગર સળગતી આગને પણ સહેલાઈથી ખાઈ શકે છે તેમ સ્ત્રી પણ એ આગને ખાઈ જઈ શકે છે. એમાં તકેદારી એક જ વાતની રાખવાની. આ રમત એ રમત જ છે, એ વાત ભૂલવી જ નહિ. એ રમતને જીવન સમજવા બેઠા તો પછી મદારીને બદલે સ્ત્રી પોતે માકડું બની જાય, ને મરદ માકડાને બદલે મદારી બની જાય.

તમે એમ કહેશો કે તારી વાત બહુ ખરાબ છે. પરંતુ તમારી નજરે જે બધું ખરાબ છે એ બધું કાંઈ મારી નજરે પણ ખરાબ હોવું જોઈએ, એવું થોડું જ મેં લખી દીધું છે?

દુનિયા આખીમાં જ બતાવવાના દાંત ને ચાવવાના દાંત જુદા જુદા છે. માણસની પણ દુનિયાને દેખાડવાની નીતિ એક છે, ને પાળવાની નીતિ બીજી છે. માણસને તો દુનિયામાં બીજાને ભોળવી, ફોસલાવી પટાવીને બીજાઓના ભોળપણ ઉપર જીવવું પડે છે, એટલે એને પોતાની ને દુનિયાની વચ્ચે પડદો રાખવો પડે. મારે તો કોઈનો ભોળપણ ઉપર જીવવું નથી, ને મારા ભોળપણ ઉપર કોઈને જીવવા દેવા નથી. એટલે હું મારી જાતને સાચવીને, મારી જાતને સમજણપૂર્વક વટાવીને, મારા દિલના દરવાજાને બરાબર વાસીને, ભાગડામાં બેઠી હતી.

જગુ મારી પાસે આવ્યો ને આવતો ગયો. ને મને ઘણી વાર એની બડાઈ ઉપર હસવું આવતું. એક વાર મને આ માકડાને નચાવીને જરા દિલ્લગી કરવાનું મન થયું.

એટલે મેં છોટુને બોલાવ્યો. છોટુ આવ્યો. છોટુ ને જગુના કુટુંબ વચ્ચે બહુ જૂનો કજિયો છે. એ કજિયો મારા આંગણામાં લાવી આ બે ય મરઘા હવે કેમ લડે છે એનું નાટક મેં ગોઠવ્યું. એક દિવસ મેં જગુને મારે ત્યાં આવવાનો વખત આપ્યો. ને એ જ વખત છોટુને પણ આપ્યો. પરિણામે બે ય જણા મારા ઘર આગળ ભેગા થયા.

અને બેમાંથી એક જણ સવારે મારે ઘેર આવે, એમ કહીને મેં મારી ડેલીનાં બારણાં બંધ કર્યાં. વાત એમ હતી કે એ સમયે એ બેમાંથી કોઈ અંદર આવે એ મને પાલવે એમ ન હતું, કેમકે અંદર મલબારનો એક ચેટિયાર પોતાના વહાણમાં ભરેલાં લાલપેનનાં લાકડાંનો ભારે ફાયદાથી સોદો કર્યા પછી ધનની છોળ ઉછાળતો બેઠો

હતો. ને કોઈ બીજા પાસે જ્યારે હું પૈસો જોઉં છું ત્યારે એ પૈસો મારો પોતાનો ન બને ત્યાં સુધી મને ચેન પડતું નથી.

થયું. પાંખો પહોળી કરીને ઠિંગુજી જેવા છતાં ડુંગર જેવા દેખાતા મરઘાની જેમ છોટુ અને જગુ બે ય બડબડતા ફડફડતા ગયા. મેં મારું બારણું બંધ કર્યું.

મારા મુલાકાતી આખરે વિદાય થયા, અને મને આજની રાતના સોદા વિષે બહુ અફસોસ કરવા જેવું રહ્યું નહિ.

એ ગયા. એમના ગયા પછી એમની હાજરીની કોઇ દેખાઇ આવે એવી વાત ન રહે એ રીતે બધું સાફ કરીને મારી ખૂબખૂબ પેટ ભરાવાથી દૂબળી જેવી બનેલી નોકરાણી કંકુબાઇને મેં એને ઘેર જવાની રજા આપી. દીવો બંધ કરીને, બારણા બંધ કરીને હું મારી પથારીમાં સુતી.

જરા ઉકળાટ હતો. હજી આખર બેઠી હતી નહિ, પરંતુ દરિયા તરફથી આવતા પવનમાં આખરના આગોતરા ભણકારા મૂંગામૂંગા કાનમાં વાત કરતા હતા. બારી મેં ઉઘાડી રાખી. અને બારીમાંથી ચંદ્રમા મારા સૂવાના ઓરડામાં તેજ અને છાયાની જાળી વણી રહ્યો હતો, અને એના પ્રકાશમાં આવતી ચીજવસ્તુને હાથીદાંતના રંગથી રંગી રહ્યો હતો.

ઓરડામાં મારી આંખો ઊંઘથી અલગી પડીને આમ તેમ હળવે હળવે ફરતી હતી, અને ચારપાંચ વર્ષના મારા વેપાર દરમિયાનના મારા વછિયાતોની ભેટ સોગાદની એ ઓરડામાં થયેલી સજાવટ ઉપર મારી આંખો ઠરતી હતી.

કોઇ સટ્ટોડિયા કે જુગારીની જેમ હું એકસાથે જિંદગીનો વેપાર ખેડવામાં માનતી નથી. મારી માના ખોળામાંથી જ હું કેટલીક વાતો

શીખી છું. અલબત્ત મારી મા પોતે પોતાના અનુભવનો લાભ ઉઠાવતી નહોતી. એટલે જ એની સાચી વહેવારની વાતો વીસરી જવાનું પરિણામ શું આવશે એના જાણે એ જીવતા નમૂના રૂપ મારી સામે જીવતી હતી.

મારી માની કેટલીક વાતો જે મેં હૈયામાં ભરી રાખી હતી ને જેને આડે એ હૈયામાં કોઇ એકાદ પુરુષને પણ પગપેસારો કરવા જેટલી યે જગ્યા નહોતી રહી, એમાંની મુખ્ય મુખ્ય વાત એ હતી કે 'ઉતાવળા સો બહાવરા ને ધીરા સો ગંભીર.' બીજી વાત એ હતી કે 'જેની જુવાની ટૂંકી એનું આવરદા બહુ લાંબુ ને બુઢાપો એથી યે લાંબો.' 'દુનિયામાં કોઈ કમાતું નથી. જુવાની જ કમાય છે.'

જુવાની જાળવી રાખવી હોય તો મારી મા નીચેની જડીબુટ્ટી બતાવતી: 'સ્ત્રીના હસ્તિની, ચિત્રિણી, પદ્મિની ને શંખિની' એવા જુદા જુદા વર્ગ છે એમ લોકો કહે છે. પરંતુ લોકો જે કાંઈ કહે છે એ કદી સાચું હોતું નથી, એમ આ વાત પણ સાચી નથી. હકીકત તો એ છે કે દરેક સ્ત્રી પોતપોતાની મેળે જ વહેલી કે મોડી આ ચારે ય ચાળણીમાંથી પસાર થાય છે.—એટલે વહેલી મોડી દરેક સ્ત્રી જિંદગીમાં એક વાર પદ્મણી જેવી થવાની જ છે. લેખાવાની છે, ને વહેલી મોડી શંખિની તરીકે ધિક્કારાવાની પણ છે.

સાધારણ રીતે તો પુરુષ જ સ્ત્રીને પદ્મણીમાંથી શંખિની બનાવે છે. શું પરણેલી, શું વિધવા, શું કુલવધુ કે શું ગામવધુ, સૌના ઉપર આ એક આફત છે. ને સૌનો કમાણી કરવાનો કાળ જુવાનીનો જ છે.

એટલે સ્ત્રીની જુવાની ઉપર સ્ત્રીનો પોતાનો હક્ક હોય તો એ એને વધારેમાં વધારે જાળવી શકે. પુરુષે સ્ત્રી માટે ઘડેલા નિયમોનો હેતુ એની જુવાનીનો વહેલામાં વહેલો ને વધારેમાં વધારે ઘસારો

કરવાનો; ને સ્ત્રીનો ધર્મ જો એને દુનિયામાં આપબળે જીવવું હોય તો એ કે એણે એની જુવાનીને વધારેમાં વધારે વખત સુધી જાળવી રાખવી.

જુવાની જાળવવાના મુખ્ય રસ્તા એ કે : કોઈની સાથે સંબંધ બાંધવો નહિ ને બાંધેલો સંબંધ તોડવો નહિ. હિન્દુ અને મુસલમાન જેમ પાકા ભાઈબંધ હોય તો ય એમના સંબંધ વચ્ચે જીવતી જાગતી મર્યાદા; તેમ પુરુષને પણ ભાઈબંધ માનવો હોય તો ય મુસલમાન ભાઈબંધ જ માનવો. કોઈને આંગણે આવતો રોકવો નહિ, ને રસોડા સુધી જવા દેવો નહિ. પુરુષ જેમ પોતાના ધંધામાં લાગણી, દયા, માયા ને સ્થાન આપતો નથી અને વેપાર અને વહેવારને બરાબર અલાહેદા રાખી શકે છે, તેમ સ્ત્રીએ પણ પોતાના ધંધામાં દયામાયાને સ્થાન આપવું નહિ.

હું પોતે આ બધી વાત પૂરેપૂરી શ્રદ્ધાથી માનતી હતી. એટલે જેમ મારા સંબંધ હું નવા બહુ ઓછા વધારું છું, તેમ એકવાર જેટલા બાંધેલા સંબંધો હોય તેને ઓછા કમી કરું છું, આમ કરવામાં મને જોઈએ છે એ મને મળી રહે છે, ને બીજાને જોઈએ છે એ એને મળી રહે છે. ને મને કદી યે પાછલી કોઈ વાતનો પસ્તાવો કરવાનો રહેતો નથી.

પણ આ જગુ આવ્યો એણે મારી આ રસમ પલટાવાની ધમપછાડ કરવા માંડી. મૂળ મારા મનમાં એમ કે છોકરો હજી અલડ છે, હજી એના મોઢામાં માનું ધાવણ ફોરે છે. પણ નાને મોંએ એને મોટી વાત કરવાનો શોખ છે. વળી લોકવાયકા પ્રમાણે એનો મોટોભાઈ કોઈક અમુલખ નામે છે. એ ભોળો છે, ગમાર જેવો છે, ગધેડાની જેમ જમીનજાગીરનો ભાર તાણવામાં રચ્યોપચ્યો રહે છે, ભારે કંજૂસ પણ છે. પણ જગુને એ જોઈએ એટલા પૈસા આપે છે. એટલે જગુ

પાસે બાપકમાઉ દીકરાને હોય એટલી જ પૈસાની છૂટ છે ને એટલી જ ઉડાઉગીરી પણ છે.

મને થયું કે બેઠા કરતાં બેગાર ભલા. જગુ ને એની ઉડાઉગીરી બેયને હું જાળવી શકીશ. એટલે મેં એક વાર એ અક્કલમઠાને ઇશારો કર્યો ને ધારેલું નિશાન પડે એમ એ ચાલ્યો આવ્યો.

એમાં જગુને લાભ હતો કે નહિ એની મને ખબર નથી. પણ મને ખાસ ગેરલાભ પણ ન હતો ને તકલીફ પણ ન હતી.

પણ એ છોકરો મારા ઉપર માલિકીનો હક્ક કરવા બેઠો. હજી એના મોઢામાં માનું દૂધ ફોરતું હતું એ છોકરો, મારા—માધવી ઉપર હકુમત ચલાવવાનો શોખ બતાવવા લાગ્યો. મને થયું કે આ અક્કલના ઓથમીરને માધવીના આચારવિચાર સમજાવી દેવા જોઇએ છે.

એકદા મને એ તક મળી ગઇ. જગુના બીબામાંથી જ ઘડયો હોય એવો ગામમાં જગુ જેવડો જ એક બીજો છોકરો હતો. છોટુ એનું નામ. આ છોટુના કુટુંબને ને જગુના કુટુંબને ભારે જબરી વઢવાડ હતી. ખૂન, ચોરી, આગ, મારફાડ, અપહરણ જેવી અનેક બાબતો આ બે કુટુંબ વચ્ચે થઈ હતી. એટલે જગુ સામેના ઉકાસ તરીકે મેં છોટુને ય મારી આંખોના પંજામાં લીધો.

એક દિવસે મારે ત્યાં મહેમાન હતા. એ મહેમાન હતા મલબારના. ભેગા રૂપિયાની કોથળી ફેરવતા હતા. એ બપોરના આવ્યા હતા ને રાતની વેળમાં જવાના હતા.

જગુને મેં આવતો જોયો. આ નાદાન છોકરો કાંઇક નકામું ધાંધલ કરશે ને મારા સુખનો સમય કારણ વગરનો ઉપાધિનો બનશે, એમ સમજીને મેં પાછલે બારણેથી કંકુબાઇને મોકલી. છોટુ આવ્યો.

મારાં બે ય માંકડાં આવી ગયાં એટલે મદારીની અદાથી ને મદા-

રીની છટાથી મેં એમને નચાવ્યાં. બેયને કહ્યું: 'તમે બેમાંથી એક જણુ નક્કી કરો ને એ જણુ સવારે મારે ત્યાં આવે.'

જગુને એમ કે માધવી તો મારી જ છે, ને છોટુ જૂના કજિયાને આગળ કરીને એની આ રંગતમાં વિઘન નાખે છે. છોટુને એમ કે માધવીએ પોતે મને બોલાવીને મારી કદર કરી છે, પણ જગુ જૂના કજિયાને આગળ કરીને એની રંગતમાં વિઘન નાંખે છે. એટલે ઉકરડે ચડેલા બે ય કૂકડાની જેમ એકબીજા સામે ઘુરકતા તેઓ ચાલ્યા ગયા.

પછી મહેમાન ગયા. હું એકલી પડી. મારા સૂવાના ઓરડામાં પડેલી જુદી જુદી સોગાદો ચંદ્રના ચળાતા તેજમાં નાહી રહી હતી ને મારા વેપારના વિસ્તાર ને પ્રકારની જાણે પ્રતીક બની રહી હતી.

બહુ જ શાંતિથી હું સૂતી. મારી આંખો મીંચાવા માંડી. સમય કેટલો ગયો એનો મને ખ્યાલ ના રહ્યો.

ત્યાં મારી ડેલી ઉપર ટકોરો પડયો. મારું બારણું ખડખડાવનાર કોઈ હોય તો ગમે તે સમયે ઉઘાડતાં મને સંકોચ થતો નથી. મેં બારણું ઉઘાડયું.

ઉઘાડેલા બારણા સામે એક ઘણો ઊંચો, પહોળો ને આંખો ભરી દે એવો કદાવર માણસ ઊભો હતો. ચંદ્રના પ્રકાશમાં એ જાણે આરસમાંથી પરસોતમની કંડારેલી મૂર્તિ સમો દેખાતો હતો.

આ માણસ ધારે તો એક લાતે ભીંત પાડી શકે, એક મુક્કાએ પાતાળમાં ચાંપી નાખી શકે; આ માણસ ધારે તો હથેલીમાં ફૂલની જેમ ચોળી નાખી શકે. એની સામે મારી ડેલી જાણે ઘણી ઘણી નાની બની ગઇ. જિંદગીમાં પહેલી જ વાર મને કોઇ માણસની શેહ લાગી હોય, કોઇ માણસ પાસે નાનમ લાગી હોય, તો આ માણસ સામે.

મેં ઘણા ઊંચા ને પડછંદ ને કદાવર ને એવા એવા ડુંગર જેવડા દેહવાળા માણસો જોયા છે, ને એમને મારી હથેલીમાં નચાવ્યા છે. આકાશમાં ઊગતા પૂનમના ચાંદથી યે વધારે શોભાવાળા લાગે એવા હથેલીના ચાંદ બતાવ્યા છે. પણ આ માણસ કોણ જાણે કેમ મારા ઉપર શેહ પાડી શક્યો. કાંઈક હતું એનામાં. કદાચ એની આંખમાં હોય, કદાચ એના ચહેરામાં, કદાચ એના કરડા બનેલા હોઠની કમાનમાં હોય. ગમે તેમ, પરંતુ મને પહેલી જ વાર એક પુરુષની શેહ લાગી ગઈ એ વાતનો ઈન્કાર હું કરતી નથી.

કાંઈ પણ બોલ્યા વગર એ ડેલીની અંદર આવ્યો, ને કાંઈ પણ બોલ્યા વગર એણે ડેલીનાં બારણાં બંધ કર્યાં. કદાચ આ માણસને પણ ડેલીનાં બારણાં બંધ કરવાનું બીજા માણસોને જે કારણ હતું એ જ કારણ પણ હોય. પણ એને જોતાં એ વાત મારા માન્યામાં આવી નહિ. સાથોસાથ મારા મનમાં અસઝ ચીડ ઉભરાઈ. આવા માણસનું અહીં શું કામ છે ?

'તમારું નામ માધવી કે ?'

'હા; કેમ, તમારું નામ શું ?' મારા અવાજમાં પ્રયાસે તોછ-ડાઈ લાવવાની મેં કોશિશ કરી.

'મારું નામ અમુલખ.'

'અમુલખ ? અમુલખ કોણ ?'

'અમુલખ. જગજીવનનો હું ભાઈ.'

હું ક્ષણભર મૂઢ જેવી બની રહી. અમુલખ વિષે મેં જગુ પાસેથી, છોટુ પાસેથી ને બીજા પાસેથી થોડુંઘણું સાંભળ્યું હતું. એના ઉપ-રથી એના રૂપરંગની જે છબી મારી આગળ ખડી થઈ હતી એનાથી

આ છબી તદ્દન જુદી હતી. મને મારા મનમાં લાગ્યું, હું ક્યાંક, કોઈના હાથે, કોઈક રીતે છેતરાઈ છું.

'તમારા આવવાથી મને બહુ આનંદ થયો. ચાલો અંદર બેસીએ.' મેં કહ્યું.

'હું તમે માનો છો એવા કોઈ કામ માટે નથી આવ્યો. તમારી પાસે એક માગણી કરવા આવ્યો છું.'

કોણ જાણે કઈ વાનરવૃત્તિ મારા મનમાં ઊછળી પડી; કોણ જાણે કેમ, પણ મારો સ્વભાવ મારા કાબૂમાંથી છટક્યો. મેં તોછડાઈથી જવાબ દીધોઃ 'હું બીજાઓની જેમ જરા પણ કંજૂસ નથી; ઉદાર દિલની છું. મારી પાસે કોઈ માણસ માગણી કરે તો હું એ પાછી ઠેલતી નથી. માત્ર સામા માણસે કિંમત આપવી જોઈએ.'

'હું કિંમત આપીશ.' એણે હજી પણ પહેલા જેટલા જ સ્વસ્થ અવાજે કહ્યું. 'મારી માગણી એ છે કે મારા ભાઈનો સંગ તમે મૂકી દો.'

'તમારા ભાઈને મેં બોલાવ્યા નહોતા.'

'એ વાતનો વિચાર આપણે કિંમત ઠરાવવામાં કરીએ તો ઠીક નહિ?'

'એટલે?'

'કદાચ એમ માનો કે મારા ભાઈએ તમને બોલાવ્યાં હતાં; તો હું મારા ભાઈની બેવકૂફી બદલ તમને વધારે કિંમત આપીશ.'

'મને બોલાવવી એ બેવકૂફી; એમ કે?'

'આપણે શબ્દોને માટે નકામો કજિયો કરીએ એ શું બરાબર છે? મુદ્દાની વાત એ છે કે હું મારા ભાઈને તમારી પાસેથી ખરીદી લેવા આવ્યો છું, એમ માનો ને?'

જગુને કોઈ ખરીદી લ્યે ! ને ખરીદે તો એ દોઢિયાથી કોઈ વધારે શું આપે? મને જગુના ખરીદવેચાણના ખ્યાલ ઉપર હસવું આવ્યું.

'તમને હસવા જેવું શું લાગે છે?'

'હસવા જેવું તો એમ કે જગુને પોતાને જ જો ખરીદવો હોય તો એની કિંમત કરતાં ગધેડાની કિંમત પણ વધારે ઊપજે.'

'હશે. પણ તમે એક વાત ભૂલી જાઓ છો; એ મારો ભાઈ છે. એટલે એની લાયકાત નાલાયકીનો કાંઈ જ સવાલ મને તો લાગતો નથી. મારી માગણી એ છે કે તમે જો જગુનો સંગ સદંતર છોડી દ્યો, એને અર્થે અત્યારે ને અત્યારે જ આ ગામથી ઓછામાં ઓછા સો ગાઉ દૂર ચાલ્યાં જાઓ ને આ ગામમાં ફરીને કદી યે ન આવો તો....તો'

'મને હદપાર કરવા માગો છો તમે? મોટો ચમરબંધી શહેનશાહ પણ કોઈ નાચીજમાં નાચીજ બાંદીને હદપાર કરે છે તો કાંઈક પણ વખત આપે છે.'

'હું શહેનશાહ નથી, અને તમે કોઈ નાચીજ બાંદી પણ નથી. હું તો માત્ર મારા ભાઈનું સુખ મેળવવા મથતો એક મોટો ભાઈ છું. મારી એટલી વાત તમે સમજીને મારા ઉપર મહેરબાની કરો. અને તમને હું કંપની સરકારની છાપના રૂપિયા પચીસ હજાર રોકડા આ ઘડીએ જ આપીશ.'

હું તો સડક થઈ ગઈ. પેલા અક્કલમૂઠા જગુની આ માણસ રૂપિયા. પચીસ હજારની કિંમત આંકે છે! વણપૂછ્યો મનમાં એક મૂંગો વિચાર પેદા થયો. જગુની જો આ માણસ રૂપિયા. પચીસ હજારની કિંમત આંકે તો પછી પોતાની ખુદની જાતની એ કેટલી કિંમત આંકતો હશે?

'મારી વાત તમને કદાચ મનાતી ન હોય તો જુઓ!' એમ કહીને એ માણસે–અમુલખે પોતાની બગલમાંથી એક થેલી કાઢી. 'આમાં બે હજાર ગીની છે.'

સોનાની થેલી જોઈને મારે શો જવાબ આપવો એ મને સમજાયું નહિ. છેવટે મેં જવાબ આપ્યો : 'તમારી થેલી લઈ લ્યો. મારા ધંધાને તમારા જેવા માણસો કયો ધંધો કહે છે એનાથી હું અજાણી નથી. અમે લોક પરધનનાં ભૂખ્યા છીએ ને પરપુરુષનાં યે. જગુને હું છોડી દઉં – એક શરતે. જગુની જગ્યા એનો મોટો ભાઈ સંભાળી લ્યે.'

એના ચહેરા ઉપર ધૂંધળી રતાશ જોઈ. મને લાગ્યું કે આ માણસ અંદર ક્રોધથી સળગી ઊઠયો છે, અને હમણાં જ્વાલામુખીની જેમ ભભૂકી ઊઠશે.

એણે થેલી ઉપાડી લીધી, ને બગલમાં હતી ત્યાં ગોઠવી દીધી. જતાં જતાં મને એ કહેતો ગયો : 'હું તમારી પાસે દયા માગવા આવ્યો હતો. તમે એ ન બતાવી શક્યાં. આપણા બેમાંથી કોને એ વિષે વધારે પસ્તાવો થશે એ રામ જાણે.'

આટલું કહીને એ ચાલ્યો ગયો.

એના ગયા પછી જાણે આખું ઘર ખાલી થયેલું મને લાગ્યું. મને મારા મનમાં, કાયામાં, બધું જ એકદમ ખાલી ખાલી થઈ ગયેલું લાગ્યું. આ માણસ આટલે ટૂંકથી વાત પતાવી દેશે એની મને કલ્પના પણ નહોતી આવી. મને એની સાથે વાત કરવી ગમતી હતી; ને એની સાથેની વાત આગળ ચાલે; જરા વધારે ચાલે–એટલે મેં જ જાણે એક આડી વાત કાઢી હતી. બાકી મારા ઘરમાં આવી ચૂકેલી સોનાની થેલી પાછી જ ચાલી જાય એ તો મેં મારા ધંધાની

નજરે ખોટ ખાધી—ખત્તા ખાધી કહેવાય. શું મારી જુવાનીનું જાદુ હવે સંકેલાવા માંડ્યું હતું? ધાર્યાં નિશાન પાડવાની શું એનામાં હવે ત્રેવડ નહોતી?

પોતાના ભાઈનો સંગ હું છોડી દઉં. જે માણસ મને ગેરહાજરીમાં યાદ પણ નથી આવતો એને હું ભૂલી જઉં તો એને માટે પચીસ હજાર રૂપિયા-બે હજાર કંપની સરકારની છાપની ગીની ખર્ચવા નીકળેલો માણસ એમને એમ એ વાત સંકેલી નહિ લે. પાછો તો આવશે જ!

કદાચ એ પાછો આવે......ને કદાચ એ મારી વાત કબૂલ કરવા આવે તો......તો......તો......

તો એ સારું થશે કે ખોટું થશે એ હું નથી કહી શકતી. પુરુષો પાસેથી મેં મારી જાતની કિંમત લીધી છે. કોઈવાર ખોબે ભરીભરીને લીધી છે ખરી, પણ હજી સુધી કોઈ પુરુષની જાત માટે મેં બે હજાર ગીની તો શું, પણ જરા સરખી યે કિંમત ચૂકવી નથી. એવો ધંધો હું તો શીખી જ નથી. કોઈ એક પુરુષને માટે નાનો સરખો પણ ભોગ આપવો એ તો ખુવારીનું પહેલું પગથિયું છે. એ આપઘાતનો માર્ગ હું લેતી નથી. મારે હજી ઘણું જીવવું છે ને ઘણું ભોગવવું છે.

પણ કોઈક વાર......એકાદ અપવાદ......

એકાએક એ ઓરડામાંથી કોઈક ખડખડાટ હસતું હોય એવી મને ભ્રમણા થઈ. જાણે મારી માનું પ્રેત તિરસ્કારથી હસતું હતું: 'નાદાન! નાદાન! દળી દળીને ઢાંકણીમાં ઉધરાવવું છે?'

સાચે જ મને અંગેઅંગ પરસેવાનાં ટીપાં લાગી ગયાં. ન જાણું કેમ, પણ મને પાકો ભરોંસો બેસી ગયો – એકાએક, કે અમુલખ પાછો આવશે જ. આવીને શું કહેશે, શું કરશે, એ હું કહી શકું એમ નહોતું. પણ આવી વાતને આટલી ટૂંકી રીતે એ કાપી નાખીને બેઠો નહિ

રહે. એ મને ફરી વાર મળશે તો ખરો જ. ને મળે ત્યારે......ત્યારે... કોણ જાણે કેમ આ મુલાકાતની મને પ્રગટ સત્યસમી લાગતી કલ્પનાથી એક અંશ પણ આગળ હું વિચાર કરી શકતી નથી. મને એક વાત મારી સમજાઈ. મારા જીવનની એક પરમ વિષમ પળે હું ઊભી હતી; ને એ પળનો કશો જ તોલ-નિર્ણય કરવાની મારામાં હામ નહોતી રહી !

એ આવ્યો ! ડેલી ખડખડી. બસ આવો ખડખડાટ એના જેવો જ કદાવર માણસ કરી શકે. બીજો કોણ કરી શકે ? અંગેઅંગમાં કાંપતી, શું કરવું એનો કશો જ તોલ ન કરી શકતી, હું ડેલી ઉઘાડવા ગઈ.

મેં ડેલી ઉઘાડી...ઉઘાડી ને કોઈક ભારે જોરવાળો પંજો મારી ગરદન ઉપર પડ્યો ને હું ધકેલાઈને આગળ પડી. તરત જ બીજો પંજો મારા મોં ઉપર પડ્યો ને મને લાગ્યું કે મારા દાંત બહાર નીકળી પડશે. અંધારામાં મારા મોઢામાં કોઈકે લૂગડાના ડૂચા જેવું ભર્યું. મને ઉપાડીને એક કોથળામાં નાખી દીધી. મારા મનમાંથી, મારા કંઠમાંથી, મારા રોમરોમમાંથી કાળી કારમી ચીસો ઊઠવા માંડી પણ મોઢામાંથી એ બહાર નીકળી શકી નહિ. અને ગૂંગળામણ અનુભવતી હું સાવ બેભાન થઈ પડી.

મને ક્યારે ભાન આવ્યું તે હું બરાબર કહી શકતી નથી. પણ એક વાત હું બરાબર કહી શકું છું. ભાન આવ્યા પછી મને સૌથી પહેલો વિચાર આવ્યો અમુલખનો. ઘનઘોર અંધકારમાં—અંધકાર પણ જાણે નાચતો હતો—એવા અંધકારમાં મને એની ડરાવે એવી પડછંદ આકૃતિ દેખાઈ. જિંદગીમાં પહેલી જ વાર મને એક માણસની હૈયું હચમચાવી નાખે એવી કાળી બીક લાગી.

પણ મને બધું હાલતું, નાચતું અને અસ્થિર લાગ્યું. હું પોતે જાણે ઊંચીનીચી આડીઊભી થતી હોઉં એમ મને લાગ્યું. મારી

આસપાસ મારો હાથ પણ ન દેખાય એવો ઘનઘોર અંધકાર પણ જાણે નાચતો હોય એમ મને લાગ્યું. મારી સામે દેખાતી આકૃતિ પણ જાણે નાચતી હોય એમ મને લાગ્યું.

અને મને લાગ્યું કે હું હજી પણ ભાનમાં આવી નથી. બેભાન હાલતમાં જ સ્વપ્નું જોઈ રહી છું.

એકાએક મેં મારી આસપાસ એક બિહામણો અવાજ સાંભળ્યો. ભીની ખાડીના ફોડામાં દરિયાનાં પાણી શોષાતાં તમે કદી સાંભળ્યાં છે? એના જેવો ગમગીન અને ભયંકર અવાજ આ અવનિ-તલ ઉપર બીજો કોઈ નથી. સ્મશાનમાં મધરાતે કોઈ ગભિના બચ્ચાને રોતું સાંભળ્યું છે? એના જેવો અસહાય વેદના સૂચવતો અવાજ આ ધરતીપટ ઉપર બીજો કોઈ નથી. પરંતુ એ બે ય કરતાં પણ મેં સાંભળ્યો એ અવાજ વધારે ગમગીન, વધારે કરુણ હતો. મને લાગે છે કે જીવીશ ત્યાં લગી એ અવાજ મારા કાનમાંથી ખસશે નહિ!

મને ખરેખર લાગ્યું કે હું ભાનમાં નથી જ; બેભાનમાં જ છું.

એકાએક કોઈ કાળું લૂગડું ધીમે ધીમે ફાટે એમ અંધકાર ધીમે ધીમે ફાટયો. સફેદ તલવાર જાણે આવી પડી હોય એમ પ્રકાશનો એક લાંબો પટ પથરાયો.

મારી આંખો નર્યા ત્રાસથી ફાટી ગઈ. એ પ્રકાશના પથરાયેલા પટમાં મેં શું જોયું?

પંદરથી વીસ સ્ત્રી, પુરુષ ને બાળક ઢગલો થઈને પડયાં હતાં. એમના હાથ અને પગ બાંધેલા હતા. નર્યો ત્રાસ એમના ચહેરા ઉપર છાયો હતો. એમની આસપાસ એમના પેશાબના, મળમૂત્રના,......

ઢોર જેમ પોતાની ખોડમાં પડ્યાં હોય એમ એ બાંધેલાં પડ્યાં હતાં, ને ઢોરની જેમ એમનાં અંગ ધાન અને મળમૂત્રથી ખરડાયેલા હતાં.

હું ફાટી આંખે જોઈ રહી. પ્રકાશના પટમાં મને એક નાનો ફાળકો દેખાયો. ફાળકા ઉપરથી બે ત્રણ માણસો પગે લોઢાની સાંકળ બાંધેલાં ઊતરતાં હતાં. ને એની પાછળ એક પડછંદ માણસ ઊતરતો હતો.

સૌથી પાછળ ચાલ્યા આવતા પડછંદ માણસે મને જોઈ. થોડી-વાર એ મારી સામે ધ્યાનથી જોઈ રહ્યો. પછી એણે પોતાની પીઠ પાછળ નજર કરી ને એ કાંઈક જોરથી બોલ્યો.

તરત જ ત્રણ ચાર માણસો દોડતા આવ્યા ને એમણે મને ઉપાડી. ને વાંદરું જેમ કોઈક ચીજ સાથે ઝાડ ઉપર ચડવાને ભાગે એમ એઓ પાછા ઉપર ભાગ્યા.

ઉપર એમણે મને એક જગ્યાએ મૂકી. મૂકીને તેઓ ચાલ્યા ગયા. ઘડી ભર મને કાંઈ ન સમજાયું. અંદરના ઘોર અંધકાર-માંથી ઉપરના તીખા ઉજાસમાં નીકળતાં મારી આંખો અંજાઈ ગઈ. માત્ર મને સફેદ સફેદ આકાશ દેખાયું. પણ આકાશ પણ જાણે આડું પડ્યું હોય એવું લાગતું હતું. ને વારે વારે એ સફેદ આકાશની આડે બીજી કોઈ સફેદ ચીજ આવતી હતી.

ધીમે ધીમે મારી આંખો ટેવાઈ ને મેં સમજણપૂર્વક ચોપાસ નજર કરી.

માશાલ્લા ! હું એક વહાણ ઉપર હતી ને વહાણ ચઢાવાય એટલા સઢ ચડાવીને આડે પડખે પડીને તીરના વેગે દરિયામાં ચાલ્યું જતું હતું.

ગઈ રાતે હું મારા ઘરમાં હતી. આજે આ વહાણ ઉપર છું. કાંઈ ના સમજાયું.

થોડી વારે પેલો પડછંદકાય પુરુષ મારી પાસે આવ્યો. આવીને થોડી વાર મારી સામે ધ્યાનથી જોઈ રહ્યો. જોઈને હસ્યો.

જવાબમાં હું હસી. એ માણસ ભલે વહાણ ઉપર હોય એટલે કે પોતાની મનપસંદ ભૂમિકા ઉપર હોય; પણ હું ય મારી મનપસંદ ભૂમિકા ઉપર હતી. એ માણસે દરિયો ગમે એટલે ખેડયો હોય પણ હજી સ્ત્રી ખેડી લાગતી ન હતી. ને મેં ?—મેં તો એના જેવા કંઈક પુરુષો ખેડી નાખ્યા હતા ને ખાતર પણ કરી નાખ્યાં હતાં. હું ગમે ત્યાં હોઉં પણ મારી સામે પુરુષની માટી હોય તો એમાં ઊગી નીકળ્યા સિવાય રહેવાની જ નહિ. એ હસ્યો. હું હસી.

એનું હાસ્ય મને ને દુનિયાને બેઉને કહી રહ્યું કે હું આ વહાણ ઉપર એકલી છું. આ વહાણ નરકાગાર છે. એમાં તારે માટે સ્વર્ગ બનાવવું કે નરક વસાવવું એ કેવળ મારા એકના અધિકારની વાત છે. તું મારા કબજામાં છે ને મારા કબજામાંથી તારો કોઈ ઉગાર નથી એમ સમજી લે. ને એમ સમજીને મારી સાથે વર્તન કર.

પુરુષ દુનિયા અને સ્ત્રી સાથે એક જ હાસ્યમાં જુદી જુદી વાત કરી શકતો નથી. એ એકમતિયું જનાવર છે. સ્ત્રી એક જ હાસ્યમાં પુરુષ અને દુનિયા સાથે જુદી જુદી વાત કરે છે. માટે જ સ્ત્રી સાથેના જંગમાં કોઈ મરદ ફાવ્યો નથી ને ફાવવાનો ય નથી.

મારા વળતા હાસ્યથી મેં એ પહાડી દેહના પુરુષને કહ્યું : ' તમારી વાત સાચી છે. તમે ધણી છો; હું તમારી બાંદી છું. હું દુઃખ વેઠી શકું એમ નથી ને તમારા સિવાય અહીં મને કોઈ સુખ આપી શકે એમ નથી.' એ જ હાસ્યથી દુનિયાને મેં એમ કહ્યું : ' આ જડભરત બૈરીને વહાણની જેમ સમજ્યો છે. જેમ કોઈ ચાંચિયો વહાણને લઈને ભાગે ને પછી વહાણનો ધણી થઈ જાય, તેમ આ ગમાર એમ માને છે કે બૈરીને લઈને એકલી અટૂલી વહાણ ઉપર

ચડાવી દીધી એટલે બેરીના ધણી થઈ ચૂક્યા ! એ મૂરખને ખબર નથી કે સ્ત્રીની નિર્બળતા જેવું કાતિલ ખંજર આ જગતમાં બીજું કોઈ નથી. '

એ મારો હાથ ઝાલીને પોતાની બેઠકઊઠકની ઓરડીમાં લઈ ગયો. અને મને કહ્યું: ' કાલે જ્યારે તને ઉઠાવી જવાનો અમે ઇરાદો કર્યો ત્યારે મને ખબર નહોતી કે તું આટલી સુંદર છે. આજે સારું થયું કે તને જોઈ. નહિ તો તારી સુંદરતા નાહકની બીજા ગુલામોની સાથે વેડફાઈ જતે !'

' ગુલામોની જેમ ? '

' હા ? આ વહાણ ગુલામો પકડવાનું છે. અમે જ્યાંત્યાંથી લાગ ફાવે ત્યાંથી દૂબળાઓ પકડી લાવીએ છીએ અને એને મિસર, મોરોક્કો, ટ્યુનીસ અને હબસીનિયાની ગુલામ બઝારમાં વેચીએ છીએ. મારો તો એ બાપદાદાનો ધંધો છે. મારું નામ નોશેરવાન. આ વહાણનું નામ ' રૂસ્તમ પહેલવાન. ' અને મારી મોટી બજાર મિસરમાં.'

મેં ભાગડામાં મારા ખલાસી મુલાકાતીઓ મારફત ગુલામ બઝારની ને દૂબળાઓની વાતો સાંભળી હતી; એ મને યાદ આવી. મેં નીચે જે દેખાવ જોયો હતો એનાથી મને કમકમાં આવ્યાં. શું મારી પણ એ જ સ્થિતિ થવાની હતી? એ સ્થિતિ મારી ન થાય એટલી મારામાં આવડત હતી.

એ ત્રણ દિવસ એમ વીત્યા. ને અજમ – ઇરાની ખલાસીઓ અજમના નામથી જ ઓળખાય–સોદાગર મારા ઉપર મહેરબાન થયો. એની મહેરબાની મેળવવી ને મેળવી રાખવી એ મારું અત્યારે કર્તવ્ય હતું. એ મહેરબાનીનો ભવિષ્યમાં કેમ લાભ લેવો એ વિષે મારો કોઈ ખાસ પાકો ઇરાદો ન હતો. હમણાં તો જેમ કોઈ કંજૂસ

નજરે દેખાતું ધન સંઘરે તેમ અજમની મહેરબાનીનો મેં સંઘરો કરવા માંડયો.

બે ત્રણ દિવસ ગયા પછી અજમે મને કહ્યું: 'ચાલ જરા નીચે.' નીચે જવાના ખ્યાલથી મને કંપારી આવી, કેમકે નીચે શું હશે એ મેં ક્ષણભર જોયેલું દૃશ્ય સમજાવી ગયું હતું, ને અજમ સાથેનો મારો બે ત્રણ દિવસનો સહવાસ પણ એ દિશામાં મારી માહિતીની પૂર્તિ કરનારો નીકળ્યો હતો.

મેં આનાકાની કરી એટલે અજમે કહ્યું : 'જો મેં તને ના જોઈ હોત તો તારા દિવસો કેવા જાત એ તો જો?'

મારે વશે કવશે જવું પડયું.

તમે હબસીઓના વહાણનાં ભંડક નહિ જોયાં હોય. ભગવાન કરે ને તમે ન જોયાં હોય. ને ભગવાનની તમારા ઉપર મહેરબાની હોય ને તમે કદીયે ન જુઓ! તમે કોઈ પાંજરાપોળમાં ખોડાં ઢોરના વાડા જોયા હશે; તમે ઓખરમાં આળોટતાં ઢોર જોયાં હશે. એ ઢોરની જગ્યાએ તમે જીવતાં બેપગાં ઢોર કલ્પી લ્યો.

એમાં સ્ત્રીઓ હોય છે, પુરુષો હોય છે ને બાળકો પણ હોય છે. મચ્છર, માખી ને ઉંદર તો એમની ઉપર જીવલેણ વેરી જેવા ભમતા હોય છે. એમને વહાણના ભંડકની દીવાલ સાથેનાં કડાં સાથે દોરડાંથી બાંધી રાખવામાં આવે છે. એટલે એમનો ખોરાક એ મોઢેથી ખાય છે, ને એમના અંગ ઉપર એ આમતેમ ચોંટે છે. એમને મળમુત્ર પણ ઢોરની જેમ કરવાનાં હોય છે; એનાથી પણ એનાં અંગ ખરડાય છે. ભંડક આખો દિવસ બંધ રાખવામાં આવે છે એટલે સૂર્યનો પ્રકાશ ત્યાં પહોંચતો નથી. આમાંથી કોઈ મરી જાય તો એને દરિયામાં ફેંકી દેવામાં આવે છે.

ફાળકાના ઉઘાડા બારણામાંથી અંદર પ્રકાશ આવતો હતો અને હું અજમની સાથે નીચે ગઈ. ભંડકને એક છેડેથી બીજે છેડે હું મારી આંખો બંધ કરીને જ અજમની પાછળ પાછળ ચાલી. પરંતુ મારી આંખો મારી ઇચ્છા ઉપરવટ જાણે પરાણે ઊઘડી જતી હતી, અને ઢોર જેવાં દેખાતાં માનવીઓની આંખો તરફ ખેંચાતી જ હતી. મારે ઉપર ભાગી જવું છે. ક્યારે આ પૂરું થાય ?

એકાએક હું થંભી ગઈ. આ કોણ ? આ કોણ ? જમુનો મોટો ભાઈ ? અમુલખ ?...અમુલખ...

હું ઊભી રહી. અમુલખ સામે ધ્યાનથી જોઈ રહી. મારી ભૂલ તો થતી નથી ને ? અમુલખ અહીં ક્યાંથી ?

બે કડાં સાથે એને હાથે ને પગે બાંધ્યો હતો. એના માથામાં જખમ હતો ને જખમમાંથી વહેતું લોહી સુકાઈ ને કાળું થઈ ગયું હતું. એની સામે ખાવાનું પડ્યું હતું પણ એને એ અડ્યો નહતો. એની આંખો ભોંયતળિયા સામે જાણે જડાઈ હતી; એ ઊંચું પણ જોતો ન હતો.

'અમુલખ !'

મારો અવાજ સાંભળીને અમુલખે ઊંચું જોયું. એક ક્ષણ જાણે એ મને ન ઓળખતો હોય એમ મારી સામે તાકી રહ્યો; બીજી ક્ષણે એના ચહેરા ઉપર નિરાશ સ્મિત આવ્યું. આવી સ્થિતિમાં આ માણસ હસી શકતો પણ હતો !

' સમજ્યો ! મારા ખાડામાં હું પોતે પડ્યો ! '

મને કાંઈ ના સમજાયું. ' શાનો ખાડો ? '

' અજમની પાસે તારું હરણ મેં કરાવ્યું. મને ખબર નહિ કે અજમને ને તારે ભાઈબંધી છે ને હું તારે બદલે મારા અપહરણનો

સોદો કરી રહ્યો છું ! મને હસવું એ આવ્યું કે મારા પૈસાથી હું મારું જ અપહરણ કરાવતો હતો.'

મને આમાંથી બહુ સમજાયું નહિ, પણ એક વાત સમજાઇ. અજમ જે વાત નહોતો કહેતો તે મને અમુલખ પાસેથી મળી ગઈ. મારી અત્યારની હાલત માટે મારે આ મહેરબાનનો જ ઉપકાર માનવાનો છે.

મને આહીં ઊભેલી જોઈને અને અમુલખ સાથે વાત કરતી જોઈને અજમ જરાક આગળ નીકળ્યો હતો તે પાછો વળ્યો, ને મારા તરફ શંકાથી જોઈ રહ્યો. 'શી વાત કરે છે ?'

'વાત ?' મેં કહ્યું.' 'આની સાથે વાત ? અરે, આ તો મારો દુશ્મન છે !'

'દુશ્મન તો છે. મને એ વાતની શરત પણ નહોતી રહી.' અજમે કહ્યું.

'પણ મને બરાબર છે. હું એને એમ કહેતી હતી કે માણસ ધારે છે કાંઈ ને ખુદા કરે છે કાંઈ !'

'હા; એ વાત પણ સાચી. એની મુરાદ તને ગુલામ બનાવવાની હતી. ખુદાએ તને દરિયાની મહારાણી બનાવી !'

'આ માણસને શું તમે આમ ને આમ નવરો બેસારી રાખશો ? અરે એને કામે વળગાડો. નાખો એને બેડીમાં, કરાવો એને મજૂરી. એની પાસે સઢ ચડાવો, સઢ ઉતરાવો; એની પાસે વહાણ હંકારાવો. એની પાસે ચોકી કરાવો. આવા જાડા પાડા જેવા માણસને બેસારીને આપણે ખવરાવવું ને બીજા એની તાકાતનો લાભ લ્યે એમ કેમ ? કરાવો મજૂરી ને કાઢો કસ !'

આટલું બોલીને હું મોઢું ફેરવીને સડસડાટ આગળ ચાલી ગઈ.

મારી પાછળ અજમ અર્ધો દોડતો આવ્યો. પહેલે દિવસ હું એની પાછળ દોડતી હતી; હવે એ મારી પાછળ દોડતો હતો.

મારા અવાજને મેં ઇરાદાપુર્વક તીખો બનાવ્યો હતો, મારા અવાજમાં મે ઇરાદાપૂર્વક કઠોરતા આણી હતી, કેમકે અજમને કાં પણ શંકા હોય તો દૂર થાય

બાકી મારા જેવીને ઇશ્વિર હોતો નથી એમ ઘણા કહે છે. હશે, નહિ હોય. પણ મારું મન સાક્ષી છે. મારા મનમાં અમુલખ તરફ ચીડ નહોતી, દુશ્મનાવટ ન હતી; કેવળ અપાર એક દયા હતી. સભાન હાલતમાં આવતાંવેંત, ને ભંડકમાં એક છેડેથી બીજે છેડે જતાં સુધીમાં મેં જે દૃશ્ય જોયું હતું એ કેવળ નરકાગારનું દૃશ્ય હતું. એમાંથી માણસ જીવતાં કેમ રહેતાં હશે એ જ મારે મન નવાઈનો વિષય છે. મારો ઇરાદો અમુલખને એ નરકાગારનો કીડો બનતાં ઉગારવાનો હતો. ખુલ્લી હવામાં એ ખલાસીનું કામ કરશે તો એને વાંધો નહિ આવે ને વહેલો મોડો પોતાનો માર્ગ કરી લેશે. પરંતુ આ ભંડકમાં તો એ કસાઈખાનામાં ઊકળતા પાણીના પીપમાં કોઈક ઘેટું બફાઈ જાય તેમ બફાઈ જશે. એની આ કદાવર કાયા, એનો આ પહેલવાની દેખાવ, એની આ પહોળી આંખો, એની આ ભીમસેની છટા તમામ નાશ પામશે!

પરંતુ મારો આ ઇરાદો મારે પ્રગટ કરવો ન હતો. કેમકે એ પ્રગટ કરું તો એક પક્ષે અજમ એ કબૂલ રાખે કે નહિ એની મારા મનમાં આશંકા હતી; બીજે પક્ષે અમુલખ પોતે એ કબૂલ રાખે કે નહિ એની મારા મનમાં દહેશત હતી. આણુસના માથામાં જ્યારે સ્વમાનનું ભૂત ભરાય છે, ત્યારે એની પાસે એ કેવા કેવા નાચ કરાવે છે.

અજમને મારી વાત ગમી ગઈ. મને સતાવવાની ધૃષ્ટતા કરનાર

માણસ બેઠો બેઠો ખાય એ એને દુઃસહ લાગ્યું, ને મને એ દુઃસહ લાગે એ એને સમજાયું.

સાંજ પડી ત્યારે મેં અમુલખને અજમના ગુલામી જહાજ ઉપર ખલાસી તરીકે કામ કરતો જોયો.

એને ફરી વાર જ્યારે મેં જોયો ત્યારે મને એના ઉપર આવી દયા બતાવવા માટે પસ્તાવો થયો. મારા મનમાં એમ હતું કે બીજા કોઈ કરતાં કોઈ મારા મનની વાત જરા પણ ન સમજે, પણ અમુલખ તો સમજે—અને ન પણ સમજે.

અલબત્ત અમુલખ જેવા નસીબના લાડકવાયાને મારા જેવી એક ડામાંજ અને નાચીજ અબળાનો અહેસાન સ્વીકારતાં ભારે દુઃખ થાય ખરું. એ લોકોનું ચડતર જ એવું હોય છે. એઓ તમારા ઉપર ઉપકાર કરે છે, દયા કરે છે, મહેરબાની કરે છે, એવો બુરખો જો તમે સજ્જ રાખો તો તમે કહો એટલા ઉપકાર, કહો એટલી દયા ને બતાવો એટલી મહેરબાની સ્વીકારવાને એઓ તત્પર હોય છે. એઓને અમારા જેવીઓનાં રાંધેલાં ધાન ખાવામાં વાંધો નથી; અમારા જેવીની ખરા પરસેવાની કમાણી ખાઈ જવામાં વાંધો નથી. એઓને હાડમાંસ ચૂંથવામાં વાંધો નથી. પરંતુ એ બધું કામ તેઓ મસાણનાં મુડદાં ચૂંથતાં ગીધડાંની જેમ નથી કરતા પણ નદીને કાંઠે બેસીને શ્રાદ્ધ સરાવતા બ્રાહ્મણની પરોપકારવૃત્તિથી જ કરે છે એમ તમારે માનવું રહ્યું.

અમુલખે મને ગુલામી આપી હતી, કારમું નગકાગાર આપ્યું હતું, જીવતું મોત આપ્યું હતું, હદપારી આપી હતી. એના બદલામાં મેં એને નગકાગારમાંથી છોડાવ્યો, અંધારાને બદલે ઉજાસ આપ્યો, મોતને બદલે હવા આપી, ઢોરના વાડામાં પુરાઈ રહેવાને બદલે ખલાસીઓના ચૂલામાં પડયા રહેવાની જોગવાઈ કરી આપી. તક મળે તો પોતાનો ઉગાર કરી લેવાની મોકળાશ કરી આપી.

એ તમામના બદલામાં એણે મને શું આપ્યું? એક નજર પણ ન આપી. હું પસાર થતી તો એ પોતાની આંખો ઢાળી દેતો; હું બોલતી તો એ ચાલ્યો જતો. અને ખાસ અફસોસની વાત તો એ હતી કે એની હું અજમની પાસે ફરિયાદ પણ કરી શકતી ન હતી.

જો કે અજમને અમુલખ સાથે કામ પાડવામાં મારી ફરિયાદોની ઊણપ રહેતી દેખાતી નહોતી. અમુલખ કોણ જાણે શા માટે, પણ જાણે આભમાંથી કે આભની કોરમાંથી ભગવાન નીકળી આવવાના હોય એમ કેવળ આભ સામે કે આભની કોર સામે તાકી રહેતો હતો.

અજમના વહાણનો માલમ હતો નામે શાવૃક્ષ. કોઈ ઊંચા ઝાડ જેવો અને એક આંખવાળો હતો. એ પોતાના હાથમાં સોટો લઈને જ ફરતો ને કોઈ માણસ કામ કરવામાં ઢીલ કરે તો એ કામ એને આવડે છે કે નહિ એની તપાસ કર્યા વગર જ એ પોતાનો સોટો ફેરવતો.

આ સોટો અમુલખને ઘણી વાર વાગી ચૂક્યો હતો, અને મારે કહેવું પડશે કે બીજા ખલાસીઓના હિસાબમાં અમુલખ તદ્દન જરઠ ને જડ જેવો લાગતો હતો.

એ ઘણી વાર મારા સામે જોઈ રહેતો હતો અને એની આ ટેવને કારણે અજમ પણ એના ઉપર ખિજવાયેલો રહેતો હતો. માલમ પણ એના ઉપર ખિજવાયેલો રહેતો હતો કેમકે માલમ એને કોઈ કામ બતાવી શકતો નહોતો.

એને સઢનાં દોરડાં તાણવા આપે તો સઢને તાણવાને બદલે એ પોતે સઢની સાથે તણાઈને હવામાં ધજાગરાની જેમ ઊડતો હતો. એને જો સુકાન આપે તો વહાણને ઊંધું વળી જવાનો ભય રહેતો હતો. એને ચૂલાનું કામ સોંપવામાં આવે તો રોટલા બળી જતા હતા.

આંવડો બધો પહાડ જેવડો ઊંચો ને પહોળો ને પહોંચતો માણસ જેમાં રોજ નાનાં મોટાં હજાર કામકાજ રહેતાં એવા વહાણમાં સદંતર નકામો જ હતો !

હકીકતમાં મારે ઘણા વહાણવટીઓ ને સારંગો ને માલમો સાથે કામ પડ્યું હતું છતાં વહાણમાં આટલું બધું કામ રહેતું હશે એનો જાણે મને ખ્યાલ ન હતો.

એ તો વાત જાણે ઘર જેવી હતી. મરદ માણસને નાનકડા ઘરમાં તે શું કામકાજ હોય ને રહે, એનો જેમ ખ્યાલ નથી રહેતો, તેમ જમીન ઉપર વસતા માનવીઓને એક વહાણ ઉપર શું કામ રહે એનો પૂરો ખ્યાલ નથી રહેતો. મને પણ ન હતો. પણ આખો દિવસ કાંઈ ને કાંઈ કામ તો પહોચતું હતું.

એક વાત મને સમજાઈ હતી. જો કે મને સમજાયેલી વાતને જાહેર કરવા જેટલી હું નાદાન ન હતી. તે એ કે અજમને પોતાને વહાણનો ઝાઝો અનુભવ દેખાતો ન હતો. અલબત્ત એ બધું જ સમજવાનો ડોળ કરતો ને શાત્રક્ષ જે કહે તેમાં મૂંગા મૂગાં ગંભીરપણે માથું ધુણાવતો. પણ શાત્રક્ષની સામે એ કદી સવાલ કરતો નહિ ને બીજા કોઈ સવાલ પૂછે તો શાત્રક્ષને પૂછવાનું કહેતો.

અને પછી એ મારી સાથે વાતો કરવા લાગતો. એ કંઈ કંઈ કવિતા ગાતો. કોઈક ઉમર ખીમજીની કવિતા વારંવાર ગાઈને મને એ દ્રાક્ષના વેલાની વાત કરતો અને કહેતો કે કાંઠે ઊતરીને આપણે શરાબની શીરાઝી બરણી ભરીને કોઈક દ્રાક્ષના જંગલમાં ચાલ્યાં જશું.

આમ વહાણ મજલ કાપતું હતું ને દિવસો ઉપર દિવસો જતા હતા. મને મનમાં આ દ્રાક્ષના વેલા ને શરાબના શીરાઝી શીશા ને સાકી ને જામના ગાનારા ઉપર ભારે કંટાળો આવ્યો હતો. વહાણના એકરાગી જીવનમાં મારો એક માત્ર રસ હતો, અમુલખને જોવાનો.

અમુલખ માર ખાતો હતો. શાવૃક્ષ ખરેખર રાક્ષસ જેવો હેવાન હતો. એક આંખવાળા ઢુંઢિયા રાક્ષસની કલ્પના કોઈકે શાવૃક્ષને જોઈને જ કરી હોવી જોઈએ. આવા હરામી માણસને બિલાડીને રમવાને જેમ એકાદ ઉંદર જોઈએ તેમ એકાદ હત ચેતન માણસની જરૂર પડે છે. ને અમુલખ શાવૃક્ષની એ ભીડ ભાંગતો હતો. તમે જ્યારે જુઓ ત્યારે શાવૃક્ષ કોઈ ને કોઈ વાત માટે અમુલખની વાંસે પડ્યો જ હોય.

મારા મનમાં સાથેસાથ વિચાર થયો કે અમુલખને ઉપર લાવીને શાવૃક્ષને સુપ્રત કરવામાં મેં અમુલખ તરફ ખરેખાત દુશ્મનાવટ તો બતાવી નથી ને? ખરેખર અમુલખની હાલત નીચેના ભંડક કરતાં ઉપરના તૂતક ઉપર વધારે સારી છે? મને લાગ્યું કે અમુલખને મારી મહેરબાનીની કદર નથી. મેં એને જરા આરામ આપવાની કોશિશ કરી એ એને ગમતી નથી, એ એને પસંદ નથી ને એ રીતે સીધી રીતે પોતાનું જીવન ગુજારીને માફક આસાયેસ ભોગવવાની એ સાફ ના પાડે છે.

તો ભલે એને નાક કાપીને અપશુકન કરવાં હોય તો ભલે કરે. એ હેરાન થાય ને કમોતે મરી જાય તોય મારી બલા જાણે! મારે શું? એણે મારા ઉપર જુલમ કર્યો હતો; હું એનું ભલું કરવા ગઈ. હવે જો પોતાને હાથે જ એને પોતાનું બૂરું કરવું હોય તે એ જાણે ને એની વાત જાણે.

બાકી આમ ને આમ તો એ શાવૃક્ષને હાથે મરી જવાનો છે.

એકદા મધરાત થઈ હતી. શરાબના શીરાઝી નશામાં અજમ જનાવરની જેમ બેભાન જેવો પડ્યો હતો ને હું તૂતક ઉપર આવી. ચાંદની રાત ઊજળા દૂધનો વરસાદ વરસાવતી હતી અને દરિયો ચંદ્રમાને જાણે ડોલરના ફૂલની માળા પહેરાવવાનો ઊમળકો ધરી રહ્યો હતો.

શાંત આકાશમાં ચોખ્ખા તેજમાં નાના મોટા તારાઓ હજાર આંખથી જાણે અમારા વહાણને આ અખૂટ એકલતામાં, આ અતાગ એકરાગમાં એકલપંથ કાપતું જોઈ રહ્યા હતા.

વહાણ સહેજ આડે પડખે પડયું હતું ને એના બે ય સઢો અમદાવાદી કાગળ જેવા સખત બે'ચાઇને જાણે ધીમે ધીમે બાળક જેમ સુખથી ઊંઘમાં હસે એમ હસતા હતા. માના ખોળામાં બાળક જેટલા સ્વસ્થ ભરોંસાથી સૂઈ જાય એમ દરિયાના ખોળામાં જાણે વહાણ બેઠું હતું ને દરિયો જાણે પોતાનો ખોળો હલાવીને એને ગતિનો આભાસ આપી રહ્યો હતો.

વહાણના આગલા મોરાના તૂતકની રાંગને અઢેલીને હું ઊભી હતી, ને દરિયો હસી હસીને ફૂલ વેરતો વેરતો જાણે અમારા વહાણને માર્ગ દઈ રહ્યો હતો એ જોઈ રહી હતી.

ચોપાસ નજર કરતાં કોઈ દેખાતું ન હતું; હું તદ્દન એકલી જ હતી. ને ન જાણું શાથી, મારું મન અત્યારે ભાગડા ગામ તરફ દોડતું હતું. ભાગડાની યાદ મારા અંગમાં અત્યારે જાણે લોઢાના ડામ જેવી ચંપાતી હતી. ભાગડા પાછળ રહ્યું હતું, ખૂબ પાછળ રહ્યું હતું. અનેક દિવસો વહી ગયા હતા ભાગડાને મૂકયે—છતાં જે દિશામાંથી અમે આવતાં હતાં તે તરફ મારી આંખો મંડાઈ હતી ને જાણે દરિયાની કોર ઉપર મારા એ નાનકડા વતનની દૂધભરી રેખાઓ મને દેખાઈ—ન દેખાઈ.

મારું હૈયું ભરાઈ આવ્યું. હું પાછી ફરી. ને લાંબા ઊંચા સઢના અંધકારમાં કૂવાથંભને અઢેલીને બેઠેલા એક માણસ માથે મારો પગ અથડાયો.

'કોણ?' મેં પૂછયું.

'કોણ ?' એ માણસે વળતો સવાલ પૂછયો.

એ અવાજ મેં એક વાર સાંભળ્યો હતો ! બીજી વાર પણ સાંભળ્યો હતો. આજે ત્રીજી વાર સાંભળ્યો. સાંભળતાંવેંત પારખ્યો. એ માણસ અમુલખ હતો.

એ અમુલખ હતો એટલે હું ત્યાં થોડી વાર સુધી ઊભી રહી. મને લાગ્યું કે અમુલખ કાંઈક બોલશે, પણ એ કાંઈ બોલ્યો નહિ. નિરભ્ર આકાશમાં જડાયેલી ચાંદની સામે એ એકીટસે જ જોતો બેઠો. છેવટે મારી ધીરજ ખૂટી. આવી અતાગ એકાંતે અખૂટ રાતે એકાદ માણસ ધીમે ધીમે અવાજે મારી સાથે વાત કરે, એ મને જોઈતું હતું !

અમુલખ ઉપર શું મારો હકક પહોંચતો ન હતો ? શાસ્ત્રની મોટી મોટી વાત કરનારાઓ ને પુરાણમાંથી મોટી મોટી હરિકથા કહેનારાઓએ જણાવ્યું છે એના કરતાં પણ વધારે નઠોર એવા નરકમાંથી મેં એનો ઉગાર કર્યો હતો ને ?

કોઇ પણ પુરુષની વગર વળતરે જરા સરખીયે વાત નહિ સાંભળવી એ ગુરુજ્ઞાન તો મારી માના દૂધમાંથી હું પામી હતી.

અમુલખે મને વળતર આપવું જોઈએ ને ? નોશેરવાનને કરેલી મારી અરજ—નોશેરવાનને ચડાવેલી મારી ચાવીની શું કાંઇ જ કિંમત નહોતી ?

ને એ મારી સામે પણ જોતો નહોતો. મારા મોઢા કરતાં ચાંદમાં વિશેષ શું હતું કે તે એને નકામો તાકી રહેતો હતો ?

'કેમ કાંઇ બોલતો નથી ?'

મારા તરફ એક પણ નજર એણે નાખી નહિ. માત્ર કોઈ પૂતળામાંથી અવાજ આવતો હોય એમ એના મોઢામાંથી શબ્દો નીકળ્યા: 'મારા બોલવાથી શું વિશેષ છે ?'

'મારી સાથે વાત કરવા જેવો કોઈ વિષય તને નથી દેખાતો?'

'ના.'

એ એટલો તો પરાયો થઈને બેઠો હતો કે એને પરાણે મારી સાથે વાત કરાવવાનું મને મન થયું. હું એની સામે બેઠી.

હું પણ એની સામે ચૂપ બેઠી.

મને સોગિયલ માણસ નથી ગમતો. માથે આફત આવી પડી હોય ત્યારે ભૂતકાળનાં સુખસગવડને ફરીફરીને યાદ કરીને જે માણસ બેઠો રહે અને આજની આફતમાંથી તાગ કાઢવાનો કાંઈક પણ રસ્તો ન વિચારે એ માણસ મને તો ગમે નહિ. હું તો એને માણસાઈનાં લક્ષણ પણ ન કહું.

માણસને આ દુનિયામાં પોતાના પગ ઉપર જ જીવવું છે ને પોતાનાં જ આંખકાન ને જીભથી જીતવું છે. એવો માણસ માથે હાથ દઈ બેઠો રહે એ જીવવાને કે જીતવાને લાયક નથી. જીતવાનો તો એ નથી જ; પણ જીવતો ય નકામો રહે છે.

મારો પોતાનો જ દાખલો લ્યો. આ મારી સામે જ જે માણસ બેઠો હતો—અને માથે હાથ દઈને બેઠો હતો એણે જ મને ખરેખરી મુશ્કેલ સ્થિતિમાં મૂકી દીધી હતી. પરંતુ એના મનમાં એણે મારે માટે જે કાંઈ બુરાઈ ધારી હશે એમાંથી એ કાંઈ પણ કરી શક્યો નહોતો. કેમકે હું મારી ભાગડા ગામની ભાગોળની મારી હવેલીની મારી સાહ્યબી ઉપર રોવામાં નકામો વખત ગુમાવવા નહોતી રહી. આ વહાણ ઉપરની વિપરીત સ્થિતિને બને એટલી સાનુકુળ બનાવવામાં જ મેં મારી તમામ તાકાતનો ઉપયોગ કરવા માંડયો હતો!

પરિણામ? પરિણામ મને શું પૂછો છો? તમે જ નજરે જોઈ

શકો છો ! ભાગડાની મારી હાલત અને અત્યારની મારી હાલત વચ્ચે ઝાઝો તફાવત મેં રહેવા ન દીધો.

સ્ત્રીમાં જો આવડત હોય, પોતાના કામણનાં તમામ સૂત્ર એના હાથમાં હોય—પોતાના રૂપ, રંગ ને જોબનના બધા જ દોર એના હાથમાં અનામત હોય તો પછી કોઈ કરતાં કોઈ પુરુષ એને સતાવી શકે નહિ.

એ પોતાની ઇચ્છાથી, મનના તોરથી કે કોઇ પુરુષ સાથે મરજિયાત સહવાસ સાધે કે માથે આવી પડેલી આફતથી કોઇ પુરુષ સાથે ફરજિયાત સહવાસ સાધે એ વાત મહત્ત્વની નથી રહેતી. બેઉનાં આખરનાં પરિણામ એક જ હોય છે.

જો એમ ન હોય તો આપણા દેશાચાર ને લોકાચાર પ્રમાણેના લગ્ન પછી, કોઈ પણ સ્ત્રી પારકાઓએ એના ઉપર લાદેલા ગધેડાના બોજ નીચે જીવતી જ કહી શકવી ના જોઈએ. પણ ખરી વાત એ છે કે બોજો માથે આવી ચૂકયા પછી, બોજો માથે ક્યાંથી આવ્યો એ વાત બહુ અગત્યની નથી રહેતી. માથે આવી પડેલો બોજો જે સ્ત્રી હસતાં હસતાં ઉપાડી શકે છે અને હસતાં હસતાં ફરી પણ શકે છે, એ આ દુનિયામાં ક્યાંય દુઃખી નથી. કેમકે સ્ત્રી અને પુરુષનો સહવાસ જ કુદરતે એક એવી ધાટીનો ઘડયો છે કે એમાં પુરુષ પહેલેથી હારની બાજી ખેલે છે અને સ્ત્રી પહેલેથી જ જીતના દાવ ખેલે છે. બેવકૂફ પુરુષ એ નથી જાણતો કે એનો પ્રત્યેક જુલમ સ્ત્રીને પ્રમાણમાં વધારે બળવાન બનાવે છે, ને એટલા જ પ્રમાણમાં પુરુષ પોતે કમજોર બને છે. જુલમગારી અને બેવકૂફી એ બેને મ્યાન અને તલવાર જેવો સંબંધ છે.

એટલે આ વહાણની મારી સફરનો આદર મારી પસંદગીનો હોય યા ન હોય, તોપણ એનો અંત તો મારે માટે કેવળ એક સહેલગાહની જ ગરજ સારવાનો હતો.

હવેથી આ વહાણની હું એકલી કુલમુખત્યાર માલિક છું એ વિષે મારા મનમાં લગીરે શંકા નહોતી; ને વહાણના ખલાસીઓને પણ ના રહે એવો મારો વર્તાવ હતો.

હું ગરીબ ગાય જેવી ને ભલીભોળી અબળા પણ જો જાલીમોની જમાતની વચ્ચે મારો માર્ગ કરી શકી હતી, તો પછી આ ઘણખૂંટ જેવો પૂરો પહોંચતો આદમી આમ રાંડીરાંડની જેમ માથે હાથ મૂકીને કેમ બેઠો છે?

ઈશ્વરે દરેકને પોતાનો બચાવ કરવાને માટે ને આફતને વખતે માર્ગ કાઢવાને માટે કુદરતી સાધન આપ્યાં છે. નાગને ફેણ, વીંછીને ડંખ, બિલાડીને નહોર, શેળાને કાંટા. દરેકને એણે કાંઈને કાંઈ આપ્યું છે. સ્ત્રીને એણે કામણ આપ્યું છે, તો શું પુરુષને કાંઈ નથી આપ્યું? ને આપ્યું હોય તો જરા મને સમજાવશો કે આ મારી સામે આભના ચાંદામાં પોતાના ભૂતકાળની જાહોજલાલીનાં ખાલી સોણલાં જોઈને માથે હાથ દઈને બેસી રહ્યો છે તે પુરુષ કોણ છે? આ ગમાર ઊઠતો કાં નથી? એને આ અસહાયતાના નરકાગારમાં એક આંગળી મળી ગઈ છે–મેં આપી છે. હવે પોંચો કાં પકડવા મથતો નથી? આંગળી દીધા પછી પોંચો પકડવા ન મથે એ તે કાંઈ માણસ કહેવાય ખરો કે?

મને એક રીતે આ પામરતા બતાવતા માણસની દયા આવી. દેશમાં, પોતાના ગામમાં, પોતાની સીમમાં, પોતાનાં ખેતરમાં એ માણસ ખરે સ્થાને ખરા લોઢાના સળિયા જેવો હતો! ને ત્યારે મારાં આજ સુધીમાં કોઈએ મૂલ નથી આંક્યાં એટલાં એણે આંક્યાં હતાં, ને મને એ એક જ છોળમાં પચ્ચીસ હજાર રૂપિયા પણ આપવા આવ્યો હતો! એનો વસવાટ જમીન ઉપર હતો. ધરતીનાં ધાવણ

એના હાથ, પગ અને આંખમાં હતાં. ત્યારે...ત્યારે...ત્યારે એ બળવંતા ભીમ જેવો કો ભારથી ભાસતો હતો !

પણ આંહીં તો નીચેની ભોંય સ્થિર નથી, ઉપરનું આકાશ પણ સ્થિર નથી, જ્યાં દિવસનો વહેવાર નાની મોટી પરાઇ વાતો ઉપર નભે છે, ત્યાં એની હાલત પાણીમાં પડેલા બિલાડા જેવી જ થઈ દેખાતી હતી.

કહે છે કે પાણીમાં પડેલા બિલાડાને ઉંદર મારી નાખે છે. પહેલાં હું એ વાત નહોતી માનતી. મને લાગતું હતું કે મારી નોકરાણી કંકુબાઈ ગપ મારે છે; પણ આ વહાણ ઉપર અમુલખની હાલત જોયા પછી મને લાગ્યું કે એ વાત સાચી ન હોય તોપણ સાચી હોવી જોઈએ ખરી.

પડયું પાનું નિભાવી લેવું જ રહ્યું. મોટા મોટા રાજા મહારાજા ને ચમરબધ ને ખુદ ભગવાનનો ય એમાં તો કોઈ છૂટકો રહ્યો જ નથી. હવે તો કાં તો કળે, કાં તો બળે, અને કાંતો વળે કરીને પણ કોઇક રસ્તો જ કાઢવો જોઈએ.

આવી સીધી વાત એને કેમ સૂઝતી નહિ હોય? હાથ જોડીને એ કેમ બેઠો રહ્યો છે ? મરદ જેવો મરદ, પૂરો છ હાથ...

કદાચ એ છ હાથ ઊંચો નહિ હોય. લાવ જરા માપી જોઉં. મેં મારા હાથની વેંતથી એને માપવા માંડયો.

એ ઝબકી ગયો. અચાનક અંગાર અડકી ગયો હોય એમ એણે પોતાની કાયા સંકોરી લીધી. પહોળી આંખે મારી સામે એ જોઈને બોલ્યો. ' એ...એ...કોણ છે ? ગોપી ?'

'ગોપી વળી કોણ ?' મેં પુછ્યું.

'કોઈ નહિ, કોઈ નહિ. તું કોણ છે? શું કરે છે?'

'હું તને માપી જોઉં છું.'

'માપી જુએ છે? શું કામ?'

'નાનપણથી સાંભળતી આવી છું કે મરદ છ હાથ ઊંચો હોય. તો તું છ હાથ ઊંચો છો કે નહિ એ મારે જોવું છે.'

'કેમ?'

'તું જો છ હાથ ઊંચો હો તો મરદ હો; મરદ હો તો આમ માથે હાથ દઈને બાધા જેવો બેઠો ન હો. એટલે મને અચરજ થયું કે તું કેટલો કમતર છો એ માપી જોઉં.'

એ ઊભો થયો. એની કદાવર કાયા લગભગ અરધા કૂવાથંભને જાણે આવરી રહી. 'માપી લે, ને પછી તું જા.'

મેં એનો હાથ પકડ્યો : 'અરે ઓ પુરુષ! હું અબળા મારી જાતને નથી લજાવતી ને તું તારી જાતને લજાવ ના. કાં તો તારી મરદાનગી બતાવી દે. ને કાં મારાં આ બલોયાં પહેરી લે!'

એક પણ શબ્દ બોલ્યા સિવાય એ પાછો નીચે બેઠો. પાછો એ આભને જોઈ રહ્યો.

મારા દિલમાં સાચેસાચ રોષ સળગ્યો. આ માણસને પોતાના જોડીદારો તરફથી હડધૂત થતો હું જોતી હતી. આ માણસ દિવસ અને રાત એક પણ શબ્દ બોલ્યા સિવાયનો હું જોતી હતી. મને એની એકલતા ને અસહાયતા ઉપર દયા આવી. હું એની સાથે વાત કરવા ગઈ; એ મારો ઊલટાનો તિરસ્કાર કરે છે. તો મરવા દો એને. મારે શું? આજકાલના માણસ જે કાંઈ ભોગવે છે, એના એ લાગના જ હોય છે. દયા તો ડાકણને પણ ખાય!

તો ભલે ઢોરની જેમ ઉપર માર ખાતો કે ઢોરની જેમ પાછા નીચે પુરાઈ જતો !...

નીચે?...નીચેની કલ્પના આવતાં જ મને જાણે એકાએક તમ્મર આવ્યાં. નીચે...નીચે...

હું દોડીને તે વખતે મારી પથારીમાં સૂઈ ગઈ. શરાબના નશામાં ચકચૂર બનેલો સોદાગર એ પથારીમાં ખોડાં ઢોરની જેમ પડયો હતો. મેં મારા હાથવતી એ દુર્ગંધ મારતા દેહને પથારીમાંથી નીચે હડસેલી દીધો, ને હું પથારીમાં સૂઈ ગઈ.

હું સૂઈ તો ગઈ પરંતુ મને ઊંઘ આવી કે નહિ એ હું નથી કહી શકતી. વહાણ ઉપર ચોકીદારીની આલબેલના બધા ડંકા મેં સાંભળ્યા હતા. છતાં એ ડંકાઓની વચમાં વચમાં હું કાંઈક ભયંકર વસ્તુ કે બનાવ જોતી હોઉં એવી મને ભ્રમણા થતી હતી. મને લાગે છે કે મને થોડીક પણ ઊંઘ આવી હોવી જોઈએ, અને ઊંઘમાં કાંઈક કાંઈક સ્વપ્નાં પણ આવ્યાં હોવાં જોઈએ.

થાકેલો માણસ ઊંઘે એ બરાબર છે. પણ ઊંઘેલો માણસ થાકે એ તો ભારે કૌતુકની વાત કહેવાય.

મને પણ એટલો બધો થાક લાગ્યો કે હું પથારીમાં રહી શકી નહિ. હું ઊઠી ગઈ. કોડિયાના પ્રકાશમાં મને લાગ્યું કે હજી અંધારું છે. પણ રાત હો કે દિવસ, હું પથારીમાં એક ક્ષણ પણ વધારે કાઢી શકું એમ ન હતું. પથારીમાં જાણે કોઈએ ગોખરુના કાંટા પાથર્યા હોય નહિ ? હું સફાળી ઊઠી. મારા પગ સાથે કાંઈક અફળાયું, ને મારા હોઠમાંથી મૂંગી ચીસ નીકળી ગઈ. પછી મને ખ્યાલ આવ્યો કે એ તો પેલો દારૂડિયો સોદાગર પડી રહ્યો છે. ક્ષણભર મને મારી દુર્દશા ઉપર પારાવારની આત્મદયા આવી. ક્ષણભર મારી અસહાયતા ઉપર

મારા મનમાં અપાર પામરતા આવી. બીજી ક્ષણે મારી જાતને મેં ખંખેરીને સાવધ કરી

બેભાન પડેલા શેરવાન ઉપર પગ દઈને હું ઊભી. હોઠ પીસીને હું બોલી : ‘ આજ તો તું બેભાન છે. અને હું બહાવરી છું. પણ એક દિન એવો આવશે જ્યારે તું બેભાન નહિ હો ને હું યે બહાવરી નહિ હોઉં. અને હું તારા ઉપર આમ પગ મૂકીને ઊભી રહીશ. આજે જેમ મને મારી દયા આવે છે તેમ જ એક દિન જો તને તારી જાત પર દયા ન આવે તો મારું નામ માધવી નહિ, ને ભાગડા ગામની હું ભાઠેલી પણ નહિ ! ’

મને ચડેલું શૂર તો તરત ઓસરી ગયું, ને મને મારી જાત ઉપર હસવું આવ્યું. કોઈ જોતું નથી, કોઈને પરવા નથી ને આ બધી મોટી મોટી પ્રતિજ્ઞાઓ શા કામની ? કોઈ જોતું નથી તો તું કોને બતાવવા માગે છે ? કોઈ તારું સાંભળતું નથી તો તું કોને સંભળાવવા માગે છે ? કે પછી સાચોસાચ કોઈક જોતું હશે—ને સાંભળતું યે હશે ?

દોડીને હું ઉપર ગઈ, ને તૂતક ઉપર ઊભી રહી.

ઉપર નિરભ્ર આકાશમાં હજારો લાખો તારાઓ ચમકી રહ્યા હતા. જાણે હજારો લાખો મૃતાત્માઓની આંખો પોતાનાં અસહાય સંતાનોની ચોકી કરતા હોય એમ ! ભલા, એમાં મારા બાપની આંખો પણ હશે કે કેમ ? ને હશે તો મને અત્યારે જોતી હશે કે કેમ ? કોણ જાણે. મારા બાપને મેં જોયો નથી; ને એણે પણ મને કદી જોઈ હોય એમ હું જાણતી નથી !

ઉપર આકાશમાં આછો પાતળો મોતીભૂરો રંગ છાયો હતો. શ્યામ નીલા પટમાં ભૂરા રંગના જાણે પાતળા દોરા પડતા હતા.

નીચે દરિયાની નીલી સપાટીની છાતી કો સૂતેલી વનિતાની છાતી જેમ ધીમેધીમે એકધારી ઊંચીનીચી થતી હતી.

ને ચારેકોર નજર પડે ત્યાં સુધી જળ, સ્થળ ને અંતરિક્ષમાં નીલ રંગની છાંય ઊભરી રહી હતી.

કૂવાથંભને અઢેલીને હું ઊભી રહી. માણસના વિચાર બંધ થાય, જબાન બંધ થાય એવો એ સમય હતો. જગતની નિશ્ચેષ્ટ શાંતિમાં નિશ્ચેષ્ટ થઈને એકાકાર થઈ જવાની એકમાત્ર વૃત્તિ સિવાય બીજો કોઈયે ખ્યાલ ન આવે એવો એ સમય હતો.

ધીમેધીમે મારી નજર મેં ફેરવી. ને મેં જોયું કે અમુલખ હજી પણ બેઠો છે. મેં ધ્યાનથી જોયું તો મને જણાયું કે ગઈ કાલ રાતે જે જગ્યાએ મેં એને છોડ્યો એ જ જગ્યાએ એ બેઠો હતો. એ ગઈકાલ રાતની જગ્યાએથી એક તસુ પણ ખસ્યો લાગતો ન હતો.

ને એની આંખો મંડાઈ રહી હતી કેવળ આભની સામે. મને આકાશમાં તારા સિવાય કાંઈ દેખાતું નહતું, એને શું દેખાતું હશે કે ગઈ કાલ રાતથી એ આભ સામે મીંટ માંડીને બેઠો રહ્યો છે?

મેં કહ્યું: ‘ તમે હજી પણ સૂતા નથી?’

એણે મને કાંઈ જવાબ ન આપ્યો. એના ચહેરા ઉપર નજર કરતાં એણે મારો સવાલ જાણે સાંભળ્યો યે નહોતો.

મને મનમાં એક તરફથી ચીડ ચડી; બીજી તરફથી દયા આવી. આ માણસમાં માથે પડેલી આફતને જીરવી લેવાની તાકાત નથી. ખમીર વગરનો માણસ એ પાણી વગરની માછલી જેવો છે. માણસ આખો વખત કેવળ લાગણીઓનો ગુલામ બની રહે એમાં કાંઈ ભલીવાર વળે નહિ. માણસે પોતાના શરીરના પણ માલિક બનવું જોઈએ; સંજોગને પોતાના તરફ વાળવા જોઈએ.

કદાચ એને નાનપણમાં મા નહિ હોય, બેન નહિ હોય. ઘરમાં કોઈ પણ સ્ત્રી હોત તો એણે એને આ તાલીમ આપી હોત.

હું એની પાસે જઈને ઊભી. મેં જોયું કે એ સદંતર જડવત બેઠો હતો. એ હાલતો નહોતો, ચાલતો નહતો. એના હોઠ તો બોલતા ન હતા, પણ મન પણ બોલતું નથી. માણસ ઘણી વાર બહારથી મૂંગો હોય પણ મનમાં એ કોઈની સાથે કાંઈ ને કાંઈ વાત કરતો હોય છે. એ વાતના ઓછાયા આછા કે પાતળા પ્રમાણમાં પણ એની આંખ કે ચહેરા ઉપર પડે છે. મને ખાતરી થઈ કે આ માણસ એના મનથી યે બોલતો નથી!

કદાચ ઠંડી પડે છે. આખી રાત એ આમ ને આમ ઉઘાડો બેઠો રહ્યો છે, એને ટાઢ ચડી ગઈ હશે! મેં મારી ઓઢેલી કામળી એના અંગ ઉપર નાખી.

એ એકદમ છળી ઊઠયો. મારા સામે એણે જોયું. મહાપ્રયાસે એ બોલતો હોય એમ એ બોલ્યો : 'આ તમારી કામળી છે?'

'હા.' મેં જવાબ આપ્યો. મારા મોઢા ઉપર એ સમયે કાંઈક સ્મિત છવાયું હોય તો ય ના નહિ.

'મારે જરૂર નથી' એણે કહ્યું ને કામળ મને આપવા માંડી.

મેં કહ્યું : 'તમારી પાસે ભલે રહી. મારી પાસે તો બીજી પણ છે.'

'તમારે આ નથી જોઈતી કે?'

'ના.'

'ત્યારે સારું.

એટલું કહીને એણે એ કામળી દરિયામાં ફેંકી દીધી!

મને ભારે ગુસ્સો આવ્યો. આ માણસ મારા હાથની કોઈ સેવા લેવા માગતો નથી, મારી કોઈ વાત કબૂલતો નથી, મારી સાથે એક વાત પણ એ કરવા માગતો નથી !

ભલે એને કદાચ ખબર નહિ હોય કે આ વહાણની માલિક હું છું. એને કદાચ ખબર ન હોય તો કાંઈ નહિ; મને તો એ વાતની પૂરી ખબર છે ને ?

## ૫

# સોદાગર નોશેરવાનની ગવાહ.

**ખરેખરી** રીતે જો તમે મને પૂછો કે સોદાગરનો ધંધો સારો છે કે ખરાબ, તો હું તમને ખાતરીપૂર્વક કહી શકું નહિ.

જ્યારે જ્યારે એ ધંધો મને સારો લાગ્યો છે ત્યારે ત્યારે કાંઈક ને કાંઈક વિઘ્ન આવ્યા જ કર્યાં છે, ને મને આ ધંધા ઉપર ભારે કંટાળો ઊપજ્યો છે. જ્યારે જ્યારે એ ધંધો મને ખરાબ લાગ્યો છે ને જ્યારે જ્યારે એને છોડી દેવાનો ને વતનમાં થોડી ખેડાણ જમીન લઈને જંગલમાં મંગલવાસ કરવાનું મેં નક્કી કરી મૂક્યું હોય છે, ત્યારે ત્યારે કાંઈક ને કાંઈક એવું બનતું આવ્યું છે કે મારો એ વિચાર ફરી જાય છે ને મને આ સોદાગરનો જ ધંધો ભારે આકર્ષણ જગાવે છે.

આ જ મોસમમાં મેં આ સોદાગરનો ધંધો તજી દેવાનો પાકામાં પાકો મનસૂબો કર્યો હતો. એ ઇરાદો એટલો બધો પાકો હતો કે આકાશમાંથી ખુદ ખુદા ઊતરીને મને સમજાવે તોપણ હું નથી ચળવાનો એમ હું બરાબર માનતો હતો.

આકાશમાંથી ખુદા તો ન ઊતર્યો, પણ પાતળમાંથી એક સુંદરી મારા જહાજ ઉપર ચડી આવી ખરી; અને મારા તમામ વિચારો, ઇરાદાઓ, મનસૂબાઓ, વગેરે પાણીની જેમ ગળી ગયા.

આપણે જ્યારે સાવ સાજા, તાજા ને માજા હોઈએ ત્યારે તો આપણે શું કરીએ છીએ એ બીજા જાણતા હોય તો ય આપણે પોતે નથી જાણતા. ત્યારે કેટલીક વાતો જાણે સાવ સાદી સીધી ને ચોખ્ખી લાગે છે; ત્યારે આપણી વાતમાં વાંકું જોનારની આપણને મૂર્ખતા લાગે છે. ત્યારે તો આપણે કેટલી સ્વચ્છંદતા માણી, કેટલા ટકા ઉડાવ્યા, કેટલા દામ ભેગા કર્યા અને કેટલી મજા લૂંટી, એવા ઉપર જ આપણે આપણી જિંદગીનો સરવાળો બાંધીએ છીએ. પણ...પણ......

જે આંખો ઉપર આપણો મદાર છે, જે હાથમાં આપણી તાકાત છે ને જે છાતીમાં આપણું જોમ છે, એ આપણા કબજામાં ન રહે, જ્યારે શરીર માંદગીમાં કણસતું હોય ને આપણા હાથ માખી ઉડાડવાને ય ઊપડતા ન હોય, જ્યારે આપણી આંખો ખરાબ સ્વપ્નાંઓ સામે પણ બંધ થવાને લાચાર હોય, ત્યારે જેને આપણે આપણાં મહા કામ માન્યાં હોય એવાં તમામ કામકાજોની યાદગીરી સાવ ભુલાઈ જાય છે ને જેને બીજાઓએ આપણાં બદકામ માન્યાં હોય છે એનાં ભૂત આપણી આંખો સામે નાચવા માંડે છે.

મેં સેંકડો માણસોને એમનાં વતન ને કુટુંબમાંથી ઉઠાવીને પરદેશમાં ઢોરની જેમ વેચી દીધાં છે. મેં બાપને એનાં સંતાનોથી, માને એનાં બચ્ચાંઓથી ને બાળકોને એનાં માબાપથી બળજોરીથી જુદાં પાડયાં છે. મેં વૃદ્ધોને સખત ટાઢતડકામાં મજૂરી કરવાને મોકલી દીધા છે. મેં જુવાન છોકરાઓના હાડકાં ચામડાના જેરબંધથી ભાંગી નાખ્યાં છે. મેં બારબાર તેરતેર વર્ષની છોકરીઓને ટ્યૂનીસ, મિસર ને મોરોક્કોના જનાનખાનામાં ને કુટ્ટણખાનામાં મોકલી આપી છે. મેં હિન્દી મહાસાગરને બંદરે બંદરે ખેતરોના માલિકોમાં, કુટ્ટણખાનાંની કુટ્ટણીઓમાં, સુલતાનોના જનાનામાં, અરબસ્તાનની રેતીના

રણમાં ને મોરોક્કોની સાઠમારીઓમાં સોદાગર નોશેરવાન અજમનું નામ ચાલતું કર્યું છે ને જેને જે માલ જોઈએ તે પૂરો પાડ્યો છે.

પણ...મેં કહ્યું તેમ હું બિમાર પડયો ને મારા બિછાનાની આસપાસ મારી ઓરત ને મારી બચ્ચીને મારો બૂચો રડતાં રડતાં રાતના ઉજાગરા કરવા માંડ્યા ત્યારે એમના આંસુઓમાંથી કંઈ કંઈ બિહામણાં પ્રેતો ખડાં થયાં હતાં. કોઈ બાર વરસની બાળકીની ચીસો મારા કાનમાં ભરાઈ જતી, કોઈ બુઢ્ઢાના છેલ્લા શ્વાસ જાણે મારા બિછાના ઉપર ઠલવાતા હતા, હજારો સાંકળોના ખડખડાટ જાણે મારા કાનમાં ભરાતા હતા...

ને મેં આકરામાં આકરા કસમ ખાધા હતા ત્યારે કે હવેથી હું આ ધંધો નહિ કરું. બસ, છેલ્લા હિસાબકિતાબ સમજવાને માટે છેલ્લી સફર કરી લઉં. પછી ઇરાનમાં તબ્રીજ કે તેહરાન કે શિરાઝમાં ક્યાંક એકાદ બગીચો ખરીદી લઈશ ને કેવળ દ્રાક્ષ ને ગુલાબ વચ્ચે જ મારી જિંદગી ખતમ કરીશ ને રોજ સવારસાંજ ખુદાનું નામ લઈશ.

પણ...પણ...હું સાજો થયો. જરાક વિચાર ફર્યો. લાવ ને, છેલ્લી સફર સાવ ખાલી કરવાને બદલે ખરચ કાઢવા જેટલો ધંધો કરી લઉં? બસ, એક આ છેલ્લી જ વાર! પછી આપણે ક્યાં ધંધો કરવો છે?

વલસાડના ભાગડા ગામમાંથી મને એક સુંદરી મળી આવી.

હવે તો આ ધંધો કર્યા વગર ચાલે એમ નથી. છોડી પણ શા માટે દેવો? તમારા હિન્દુઓમાં જ એક કથા નથી કે એક કસાઈ હતો એ પરમ ભક્ત હતો? કસાઈનું કામ પણ કરતો હતો ને ભગવાનની ભક્તિ પણ કરતો હતો. કસાઈ તરીકે એને આવક સારી થતી; ને ભગવાન એને પોતાનો ભક્ત માનતા હતા, એટલે એને મૂઆ પછી સ્વર્ગ મળવાનું હતું!

તો હું તો સોદાગર છું. મારો ધંધો કસાઇનો તો નથી જ ! ને હું મેં થોડીઘણી ખેરાત પણ કરીશ.

હું આ આટલું બધું અત્યારે શા માટે લખું છું ? લખું છું ત્યારે પાપછૂટી વાત લખું છું કે એક વાર મારા વિચાર આવા હતા. આજે આવા છે ને હવે પછી કેવા થશે. કેટલીક રોમાંચક ઘટનાઓ મારી આસપાસ એવી બની ગઈ છે કે મને સમજ નથી પડતી કે શું થઈ ગયું ને, કેમ થઈ ગયું !

એક રીતે તો ઉપરની બધી વાતોને આજે વરસો થઈ ગયાં છે ને હું આજ તો સાવેસાવ વૃદ્ધ બન્યો છું. આજ મને લખતાં–વાંચતાં આવડે છે. ને શિરાઝના મારા બગીચામાં મારાં નાનાં નાનાં પોતરાં મારી આગળ જ્યારે કૂતરાંના ગલુડિયાંની જેમ કૂદાકૂદી ને દોડાદોડ કરી રહ્યાં છે, ત્યારે મારી આંખો બંધ થાય છે ને વર્ષો પહેલાં બની ગયેલા બનાવો વહેતી નદી ઉપર ઢોળાયેલા શરાબની જેમ નિત્યનવા રંગ પકડતા મારી આંખ સામેથી એક પછી એક પસાર થઈ જાય છે.

ત્યારે જાણે અનંત સાગરમાં એકલા જહાજ ઉપર હું ઊભો છું, ત્યારે જાણે માધવીની ગોદમાં માશાલ્લા ! એ પણ એક હૂરી હતી !

પણ જવા દો ! મારા અત્યારના કામની હકીકત કાંઈ કામની નથી. ને જ્યારે ભુતકાળને હું સંભારું છું ત્યારે એની ઝીણામાં ઝીણી વિગત મારી આંખ સામે એક કાબેલ ચિત્રકારની પીંછીની તિખાશથી ખડી થાય છે, ને એ વિગતો સાથે જ તમારે કામ છે. આજના નોશેરવાનની ફકીરની આબરૂ સાથે તમારે કાંઈ કામ નથી. તે દિવસના સોદાગર નોશેરવાનની નામચીનીની જ વાતો

તમારે સાંભળવી છે. ને મારા જીવનની એ કાળી કથાનાં કાળાં પાનાં મને બરાબર વંચાય છે. હું વાંચું છું ને તમે ય વાંચી જુઓ.

ત્યારે વાત આમ બની.

વલસાડના ભાગડા ગામમાં મેં મારા વહાણનું લંગર નાખ્યું. વલસાડમાં પહેલાં તો વલ્લભો દાંડ મારો મોટો આડતિયો હતો. પણ એ મરી ગયા પછી એના છોકરા નાલાયક નીકળ્યા, એટલે હીરજી નામના એક બીજા દેસાઈ દલાલ સાથે મારો આડતિયાનો સંબંધ બંધાયો. હું જ્યારે પણ ભાગડામાં નાંગરું ત્યારે દર વખતે એ મારે માટે કાંઈને કાંઈ માલ રાખતા.

આ હીરજી કાકો પણ એક મહા નંગ હતો. એ હજાર જાતના જાકુબના ધંધા કરતો. ને દરેકેદરેક ધંધામાં એને કોઈ ને કોઈ માણસ છુપાવવાનાં જ હોય. એણે કોઈકને લૂટયા હોય, કોઈ બાઈની આબરૂ લીધી હોય, કોઈ છોકરી ઉપર બદફેલી કરી હોય ને એ બધાં કામોની એના સાથીદારો પાછળથી એને એક યા બીજી રીતે કનડતા હોય ! એની એવી અનેક કનડગતોની વખાર એટલે મારું જહાજ રૂસ્તમ પહેલવાન.

મારા ભંડારમાં એક માણસ પડયું ને મારા લુહારે એને ગળે લોઢાનો પટ્ટો નાખ્યો ને મારા માલમે પટ્ટાની કડીમાં સાંકળ ભરાવીને એને કડાની સાથે બાંધ્યો એટલે બસ ! સિવાય મોત, એને કોઈ બહાર કાઢી શકે નહિ.

છેલ્લી વાર જ્યારે હું ભાગડા ગયો, ત્યારે મારા જહાજ ઉપર વલ્લભા દાંડનો મોટો છોકરો આવ્યો. એણે મને કહ્યું : 'મારે આંહીંથી એક હલકટ છોકરી ગૂમ કરવી છે, ને હું તમને એના પૈસા આપીશ.'

મને થયું કે ચાલો આ પણ એક રીતે ઠીક કામ થાય છે. વલ્લભા દાંડનો છોકરો પણ આખરે આપને મારગ ચાલતો થયો. છોકરી હલકટ હોય કે ન હોય એની સાથે મને તો જાણે કાંઈ લેવા દેવા નહિ; એ તંદુરસ્ત હોય તો બસ. ને જો જુવાન હોય તો જુવાનીમાં તો ગધેડી પણ ખૂબસુરત લાગે છે.

વલ્લભા દાંડના છોકરાને પણ આ છોકરીને ખસેડવાનું કારણ તો હશે જ ને ? વલભા દાંડને અને હીરજી કાકાને આવી છોકરીઓને વગેસગે કરવાની ઘણી વાર જરૂરત પડી હતી, ને એમાંથી એ બે મારાં પાકાં ઘરાક હતાં. ને આ છોકરાની પણ જો આપણે જરૂરત સાચવી લઈએ તો છોકરો પણ કાં મારો ઘરાક ન થાય ?

એટલે મેં કહ્યું : 'હશે ભાઈ! તારાં કારણ તારી પાસે રાખ. મને તું નાણાં આપી દે ને છોકરી બતાવી દે એટલે તું છુટ્ટો.'

પણ એમાં એક નવું તૂત નીકળ્યું. વલભા દાંડનો નાનો છોકરો મારી પાસે આવ્યો ને મને કહે કે મારો મોટો ભાઈ ખરાબ છે; એને તું લઈ જા તો હું તને પૈસા આપું.

મને નવાઈ તો લાગી, પણ હું ચૂપ રહ્યો. મનમાં થયું કે આ બીજો છોકરો એ વલભા દાંડનો છોકરો સાચો કે એને મોટા ભાઈની પણ રહમ નથી આવતી !

મેં કહ્યું: 'લાવ પૈસા તારું કામ પણ મારે કરવું.'

સોદાગરને માલ કયાંથી મળે એ જાણવા જોવાની જરૂર શી ? એવી પંચાતમાં જો અમે પડીએ તો પછી ધંધો માંડી વાળવો જ પડે ને ? આંહીં તો પોઈસ; તો કે માલ ભાઈ પોઈસ !

આમ આ છોકરી મારા વહાણ ઉપર આવી !

ઇન્શાલ્લા ! આ તો માધવી ! ભાગડા ગામમાં કંઈકના એણે આશીર્વાદ લીધા છે, ને કંઈકના માલથાલ લિલામ કરાવ્યાં છે.

આ કાંઈ કાચીપોચી માયા નહિ. આ તો પાકો દલ્લો !

ને મારે ને એને થોડીક જૂની મીઠી ઓળખ પણ ખરી !

એક પુરુષ હજાર વાર પોતાની સાથે સૂતેલી પોતાની પત્નીને વીસરી જશે; પણ એક વાર પણ પોતાની સાથે સૂતેલી પરનારીને કદી નહિ ભૂલે. નઠોરમાં નઠોર પુરુષના દિલમાં એવી નારી પ્રત્યે થોડોક પણ સમભાવ હશે.

એટલે મેં માધવીને ભંડારના કડામાંથી કાઢીને ઉપર મારા ભંડકિયામાં બોલાવી લીધી.

આ ખારવણ પણ ખારવણ હતી ! કંઈક દરિયા ડહોળીને જાણે એની માએ એને જણી હતી. મિસર ને મોરોક્કો ને ઓમાનની ભલભલી ગુણિકાને ભૂ પિવરાવે એવી આ છોકરી કરાફાત હતી.

મોંઢે ઉને કલેજે ભલભલા રાક્ષસને પણ મચક આપ્યા સિવાય પોતાની બથમાં ભીડી લ્યે ને મોંઢે ઠંડે કલેજે પચાસ જુવાનની કતલ આંખનું પણ મટકું માર્યા વગર જીરવી લ્યે એવી એ ભયંકર સ્ત્રી હતી.

ને એની સુંદરતા એટલે શું ? હું ઈરાનનો સોદાગર છું. ચીનથી માંડીને મોરોક્કો સુધીનાં હજાર હજાર શહેરો ને દેશોની જોબનવંતી નાર મેં જોઈ છે.

સળગતી આંખો ને ઊછળતી કેડે ચાલતી સરસવરંગી સ્પેનિશ નારીઓને સરવર કાંઠે પ્રીતમની રાહ જોતી મેં જોઈ છે.

બુરખામાંથી પાતળું મોં ને પહોળી આંખો બહાર કાઢીને આભની

વીજળી જેવી ચમકથી પરદેશીને ઇશારા કરતી મિસરની જનાનાની હૂરી પણ મેં જોઈ છે.

શરાબના જામ સમી છલકતી, ચંચળ ને નશાખોર એવી શ્યામ ગુલાલ ઈરાની સુંદરીને સાકીને હાથે શરાબમાં ચકચૂર બનેલી પણ મેં જોઈ છે.

સંધ્યાકાળે દીવાટાણે પિતાને ઘેરથી પતિને ઘેર જતી નાજુક નવોઢા ગુજરાતણને પણ બીતી બીતી ચોપાસ નજર કરતી મેં જોઈ છે.

મધરાતના વાયદા પૂરા કરવાને માટે મરદના વેશમાં છાતી કાઢીને નીકળતી મેં ચીની અમીરની સુંદરી પણ જોઈ છે.

અને એ બધા કરતાં માધવી ખૂબસુરત હતી. એને રાજની રાણી માનો તો ગુણિકા જેવી લાગે, ને ગુણિકા માનો તો રાજાની રાણી લાગે, એવી એ દેખાવડી ને જાતવાન હતી.

એની નજીકમાં જ, એની આસપાસ, એની આંખમાંથી, એના હાથના લહેકામાંથી, એના વસ્ત્રની ઝાપટમાંથી, એના જલતરંગના ટકોરા જેવા અવાજમાંથી જાણે કો એવો નશો પેદા થતો હતો કે તમને તમારી આસપાસનું વાતાવરણ, અંદરની મનોદશા, બધું જ પલટાઈ ગયેલું લાગે. એ એક એવી બાઈ હતી કે દિલ ચાહે ત્યારે પોતાની સામેના પુરુષને માટે આંખને ઇસારે સ્વર્ગ કે નરક ખડું કરી શકતી.

ખરેખર એ સુંદર સ્ત્રી હતી. હું–જેણે એક નહિ પણ હજાર જાતની હજાર સુંદરીઓ જોઈ કાઢી છે એ છાતીને તમને કહું છું.

આવી માધવી મારા વહાણ ઉપર એકલી ને અટૂલી ગુલામ તરીકે વેચાઈને આવી હતી! મારા સોદાગર તરીકેના અત્યાર સુધીના જીવનના વલોણાની એ મલાઈ હતી. ને એ મલાઈ મારે માટે જ

હતી ! શાહોનો શાહ ભલે હોય, પણુ નોશેરવાન પાસેથી એ મલાઈ કદી નહિ લઈ શકે !

ગુલામ બનીને આવેલી એ છોકરી મારી માલિક બનીને બેઠી. અને મને કહેવા દો કે માલિક તરીકે મારા જેવા સોદાગરને પણુ બે નવા રસ્તા બતાવી શકે એવી હતી.

પહેલેથી જ એને વલભા દાંડના છોકરા સાથે પાકી ગાંઠ પડી ગઈ હતી. ગાંઠ પડે એ હતું તો જાણે સ્વાભાવિક, કેમકે ભાગડા ગામમાંથી એનું અપહરણુ કરાવનાર પણુ એ જ છોકરો હતો. અમુલખ સાથે એને બનવાનું કાંઈ કારણુ ન હતું. પરંતુ જે વૈમનસ્ય, જે ઉકળાટ એ અમુલખ ઉપર ઠાલવતી હતી એ તો જાણે સમજાય એમ જ ન હતું.

પહેલે જ દિવસે જ્યારે હું એ ચાંદના ટુકડાને મારા ભંડકિયામાં લાવ્યો ત્યારે જ એની આ અદાવત દેખાવા માંડી. એની અદાવતમાં મને કાંઈ વાંધો ન હતો; બલકે એનું મન રાજી રાખવાનો મને તો એક રસ્તો મળતો હતો.

ગુલામોના ભંડકમાંથી એણે એને બહાર કાઢયો. નીચે પુરાયો પુરાયો બકરાની જેમ ખાણુ ખાત એના કરતાં એને અપાતા ટુકડે-ટુકડા ભોજન માટે એની પાસે તનતોડ મજૂરી કરાવવી જોઈએ એમ માધવીએ કહ્યું; અને મને એ ખોટું ન લાગ્યું.

બીજે દિવસે સવારે હું ઊંઘમાંથી ઊઠયો ત્યારે આગલી રાતના નશાથી મારું માથું દુખતું હતું. માધવી જાતે શરાબ પીતી નથી... પીતી નથી કે પીએ છે ? મેં એને પીતાં જોઈ તો નથી. પણુ જો એ શરાબ ન પીતી હોય તો એની આંખમાં, એના રોમેરોમમાં શરાબનો નશો કયાંથી ભરાતો હશે ? એ પીતી હોય કે ન હોય, તો ય પાઈ તો જાણે છે.

તે રાતે મેં શરાબ એટલો બધો પીધો કે...રહેવા દો. મૂળ મુદ્દાની વાત એ છે કે મેં ઘણો શરાબ પીધો હતો ને સવારે મારું માથું સખત દુખતું હતું. શરાબનો સ્વાદ માણનારને એની વેદના પણ વેઠવી પડે છે. તમને એ વાતની ખબર ન હોય તો હું એ વાતનો પાકો અનુભવી હોવાને દાવે તમને કહું છું. શરાબની મજા કેવળ એકરંગી નથી; એની મજાનો રંગ ગુલાબી છે ખરો, પણ એની મજાનો એક બીજો પણ રંગ છે અને તે કાળો છે.

હું પથારીમાંથી ઊઠયો ત્યારે મારો મિજાજ ઠેકાણે નહતો. વધારામાં માધવી પણ ત્યાં નહોતી. એ ક્યાં ગઈ હશે?

હું બહાર નીકળ્યો ને ભંડકની સીડી ચડીને સથા ઉપર આવ્યો.

મેં જોયું કે માધવી એક બાજુ ઊભી હતી, ને વહાણના પાટિયાની કાવરાનને અઢેલીને અમુલખ બેઠો હતો.

માધવીનું મોઢું લાલચોળ હતું; અમુલખનું મોઢું દરિયા તરફ હતું.

મેં કહ્યું: 'કેમ રે માધવી!'

માધવીએ મારી સામે જોયું, અમુલખ સામે જોયું, અને મને કહ્યું: 'આની પાસેથી તમે કામ કેમ લેતા નથી?'

'કામ? શાનું કામ?' મેં પૂછ્યું.

'મજૂરી કરાવો. એની પાસે સઢ ઉપર ચડાવરાવો, નીચે ઉતાવરાવો; એની પાસે હલેસાં મરાવો, વહાણનાં તૂતક ધોવરાવો. એની પાસે કામ કરાવો. એવું કામ કરાવો કે એના શરીરમાં ફાટી જતું લોહી ઠંડું પડે, એનું વતન ભૂલી જાય, એનાં સગાંવહાલાં ભૂલી જાય. ચોવીસે કલાક ઊંઘતાં ને જાગતાં આ વહાણ–કેવળ આ વહાણ એના રોમરોમમાં આગના તણખાની જેમ બળે!...'

ઉતાવળમાં હાંફતી હાંફતી માધવી વધારે કાંઈ ના બોલી શકી.

માધવીનો ઉકળાટ જોઈને હું સહેજ હસ્યો.

માધવી મારા ઉપર ગુસ્સે થઈ. 'આમ બબૂચક જેવા હસો છો શું ?'

બબૂચક ? મને ? મારા પોતાના વહાણ ઉપર ? મેં જરા આંખો ખેંચીને કહ્યું : 'માધવી !...'

'બસ કરો !' માધવીએ મને કહ્યું. 'મારી સામે આંખો નહિ કાઢો. એક વાર મનમાં વિચાર કરો; ખૂબ વિચાર કરી લ્યો. કહો, આ વહાણનો માલિક કોણ, તમે કે હું ?'

'વહાણનો માલિક ? માલિક તો...તો...'

વહાણનો માલિક તો હું હતો. પણ માધવીને એ જવાબ નહોતો જોઈતો લાગતો. કદાચ અમુલખ ઉપર એ પોતાની છાપ પાડવા માગતી હશે. ભલે પાડે. એ એની અદાવત વધે કે ઘટે એમાં મારે શું ? મેં કહ્યું. 'માલિક તો તું. હું તો તારો...તારો...તારો...ગુલામ છું !'

'તો બસ !' એનું અરમાન સંતોષાયું હોય એમ એના ચહેરા ઉપર લાલી ચડી આવી. એનું મોઢું એ કાળે એવું બની ગયું, જાણે શરાબનો જામ ! મોઢે માંડીને પી લઉં ! 'તો બસ; આ માણસને કામે ચડાવો. એને એક ઘડી પણ નવરો ન બેસવા દો. એની આગળની કે પાછળની કાંઈ વાત એને યાદ ન આવે.'

'મને એણે પકડાવીને અહીં લાવી છે ને ?' છંછેડાયેલી નાગણ જેવા સૂસવતા અવાજે માધવી બોલી. 'અને ઊલટાનો પાછો એ સતો થાય છે, ને મને કહે છે કે તેં મને પકડાવીને આંહીં લાવી મૂકયો છે !'

હું એ સાંભળીને હસ્યો—ખૂબ હસ્યો.

અમુલખ અત્યાર સુધી દરિયાના પાણી તરફ જોઈ રહ્યો હતો. માધવીના આટલા પ્રલાપ સામે એણે માધવી તરફ એક નજર સરખી પણ નહોતી કરી. એણે પહેલી વાર પોતાની નજર મારા સામે ફેરવી.

ને એનું મોઢું જોઈને મને હસવું આવ્યું, વધારે હસવું આવ્યું.

'આ શું હસવા જેવી વાત છે? શું મેં એને આંહીં પકડી મંગાવ્યો છે?'

મારું હસવું માંડમાંડ ખાળીને હું બોલ્યો : 'એને આંહીં કોણે પકડાવ્યો છે એ વાત તો બહુ જ રસિક છે.'

'રસિક છે એટલે?' અમુલખે પૂછ્યું.

'રસિક એટલે કે મારે મન રસિક; તને રસિક લાગે કે ન લાગે એની સાથે તારે શી નિસ્બત?'

'શું મને અહીં માધવીએ પકડી મંગાવ્યો નથી?'

'તારે જાણીને શું કામ છે? જા, બેસી જા પાછો હતો ત્યાં.'

અમુલખ ઊભો થયો, મારી સામે આવ્યો. મારી સામે જોઈને બોલ્યો : 'અજમ! ઈમાનથી બોલ, મને આંહીં કોણે પકડાવ્યો છે?'

આ વળી મને પૂછનારો કોણ? ને આ વહાણ ઉપર મારી સાથે આ ઢંગમાં વાત કરનારો વળી કોણ?

'જા જા હવે, ગોલા!'

અમુલખ મારા બોલથી ગયો તો નહિ, એક કદમ પણ હટ્યો નહિ. ચાંચિયો જેમ શિકારના વહાણમાં કડાં ભરાવે એમ મારા ગળા ઉપર એણે પોતાનો પંજો ભરાવ્યો. 'જવાબ દે! નહિ તો હું આ ઘડીએ તને દરિયામાં ફેંકી દઈશ!'

મેં એની આંખ સામે જોયું અને મને લાગ્યું કે એ માણસ મને દરિયામાં ફેંકી દેતાં જરા પણ આંચકો ખાશે નહિ. અલબત્ત મને દરિયામાં ફેંકી દીધા પછી મારા ખલાસીઓ ને સારંગો એને જીવતો નહિ રહેવા દે. પણ જો એ મને દરિયામાં ફેંકી જ દેવા માગતા હોય, તો પાછળથી એની દશા શી થાય છે એની કલ્પના સરખીમાં યે મને રસ નહોતો.

મેં કહ્યું: 'મૂરખ! સાંભળ.'

મારી વાત સાંભળવાને એણે પોતાનો પંજો મારા ગળા ઉપરથી ઉઠાવ્યો. હું લાગ જોઈને માધવીની પાછળ ભરાઈ ગયો, ને મેં બૂમો પાડી: 'શાવ્રક્ષ...શાવ્રક્ષ...'

બે કદમ આગળ વધીને અમુલખે માધવીને પકડી. ઇન્શાલ્લા! એ કમજાત પશુને માધવીની કાંઈ કિંમત ન સમજાઈ. માધવી બેહિસ્તની હૂરી સમી હોવાને બદલે જાણે કો'ક સાધારણ ખારવો હોય એમ એણે ધક્કો મારીને માધવીને દૂર પછાડી દીધી. હું ભાગવા જતો હતો ત્યાં એણે મને પાછળથી પકડયો: 'અજમ!' એણે કહ્યું; 'તારે કોઈ ખુદા હોય તો એને યાદ કરી લે!'

એના બે જોરાવર હાથોમાં અદ્ધર તોળાતાં મેં મારી જિંદગીને તુફાનમાં સપડાયેલી કિસ્તી જેવી ભાળી. કઈ ઘડીએ તુફાનમાં એ કિસ્તી ગારદ થઈ જશે એ કાંઈ કહી શકાય નહિ.

મેં કહ્યું: 'ધીરો થા! મને નીચે ઉતાર. હું તને કહું છું.'

આ દરમિયાન મારી બૂમ સાંભળીને નીચેથી શાવ્રક્ષ ને એના ખારવા દોડતા આવ્યા હતા. મને લાગ્યું કે એ બધાની સામે હવામાં તોળાઈ રહેવું કે દરિયામાં ફેંકાવું મને કોઈ રીતે લાજમ ન હતું. મારે પરાણે આ વાત કહેવી પડતી હતી એટલું જ મને દુઃખ હતું;

પણ એ સિવાય તો વાત કહેવામાં જેમ મારો સ્વાર્થ ન હતો તેમ ખરી વાત ઢાંકવાની યે મારે કાંઈ જરૂરત ન હતી. પરંતુ માધવીની સામે–માધવીના દેખતાં મારી નાલેશી થઈ એનો મને ખેદ હતો. ને એ ખેદનો રોષ આજે નહિ તો કાલે પણ એ નાલેશી કરનારને જ વહોરવાનો હતો.

મેં કહ્યું : ' મારી વાત સાંભળ. ગમાર ! તને પકડાવનાર તો તારો ખુદનો નાનો ભાઈ જગુ હતો !'

છાતીમાં ગોળી લાગી હોય એમ અમુલખ બે કદમ પાછો હઠયો. એનો ચહેરો ઊજળો પૂણી જેવો થઈ ગયો. એનું ગળું રુંધાતું હોય એમ એ બોલ્યો : ' ખોટી વાત. '

' ખોટી વાત? ખોટી વાત ને ? અરે તારો ભાઈ મને કહે કે મારા ભાઈએ હીરજી દેસાઈના ભત્રીજા છોટુનું ખૂન કર્યું છે ને મારા ભાઈને જો અંહીંથી ગુમ કરવામાં ન આવે તો ભારે અનર્થ થશે !'

' આ...આ...ખારવણે જોડી કાઢેલી એ વાત છે.' માધવી સામે આંગળી ચીંધીને એ બોલ્યો. ' જગુ એમ કહે જ નહિ.'

' તારી શી મજાલ કે તું મારી વાત માને નહિ ? ઊભો રહે. હું હમણાં તારી ખાતરી કરાવી દઉં.'

હું નીચે ગયો. નીચેમા ભંડકમાંથી જગુએ મને આપેલી થેલી મેં બહાર કાઢી. ઉપર આવીને મેં અમુલખને એ થેલી બતાવી.

મારે એને સવાલ પૂછવો હતો કે કેમ, હવે મારી વાતની ખાતરી થાય છે કે નહિ ? પણ એ સવાલ મારે માટે નકામો હતો.

એ ધ્યાનથી–આંખો બહાર નીકળી પડે એટલી ઉત્કટતાથી આ થેલીને જોઈ રહ્યો ! એક ક્ષણ—એક ક્ષણ આથમતા સૂર્ય નીચેના

દરિયા જેવો રંગ એના ચહેરા ઉપર ઢળી રહ્યો. એક ક્ષણ જાણે એની આંખમાં જ્વાલામુખી ફાટયો; એના હોઠ જાણે ફડફડવા લાગ્યા.

બીજી ક્ષણે એના ચહેરા ઉપર ભૂરા રંગનો ખુરખો પડી ગયો. એક પણ શબ્દ બોલ્યા સિવાય એ પીઠ ફેરવી બેઠો.

એના અંગમાંથી જાણે કાંટો નીકળી ગયો હોય એમ એનું શરીર સાવ ઢગલો થઈ ગયું. પહેલાં એ બેઠો હતો ત્યારે એની પીઠ ઉપરથી પણ એ ટટ્ટાર અને પોતાની જાત ઉપર નિર્ભર લાગતો હતો. અત્યારે જાણે એનું અરમાન સાવ ભાંગી ગયું હોય એમ એ કેવળ ઢગલા જેવો—હાડમાંસના કેવળ પિંડ જેવો બેઠો.

શું મને માધવીની સામે નાલેશ કરનારો આ માણસ હતો? જ્યારે એણે મારી ગરદન પકડી હતી ત્યારે ક્ષણભર મેં માધવીની આંખો મારા તરફ ફરેલી જોઈ હતી અને...અને કાંઇ નહિ! હું યે માધવીને બતાવી દઈશ કે કોણ આ વહાણનો માલિક છે; ને હું પેલા બાજી અમુલખનેય બતાવી દઈશ કે આ 'રૂસ્તમ પહેલવાન' નામના બગલાનો સાચો હાકેમ કોણ છે ને એની બેઈજ્જતનું મૂલ કેટલું છે.

મેં કાણિયા શાવ્રક્ષને બુમ પાડી. શાવ્રક્ષ એ મારો શિકારી ડાઘિયા કૂતરા જેવો છે. શાવ્રક્ષ બધાને પહોંચે છે, ને એને કોઈ પહોંચ્યું મેં જોયું નથી. મેં કાણિયાને કહ્યું: 'આ વરના બચ્ચાને લઈ જા, તારા હાથ નીચે રાખ અને એને બકરીનું બચ્ચું બનાવી દે. એક પળ પણ તું એ વાત ન ભૂલજે કે એનો ખીમો મારે ખાવો છે!'

કાણિયો શાવ્રક્ષ એક શબ્દ બોલ્યા સિવાય અમુલખ પાસે ગયો. એક લાત મારીને એણે એ ભાઠેલા ભૂતને હેઠો પાડી દીધો. એના પછડાટનો અવાજ વહાણના સથાના પાટિયા ઉપર પોલા ઢોલ જેવો થયો

ને મારા કાનમાં એ ભારે મીઠો લાગ્યો: ભયંકર વળોટ લેતા તુફાનના પવનની ચીસોની વચમાં અચાનક જેમ મોજાની પછડાટનો* અવાજ મીઠો લાગે એમ.

'ઊઠ, કૂતરા !' શાવૃક્ષે અમુલખને બીજી લાત મારી.

મૂછે હાથ દઈને મેં માધવી સામે જોયું. એના ચહેરા ઉપર સંતોષ ને સુખ ને ફત્તેહ જોવાની મેં આશા રાખી હતી, પણ એનો ચહેરો ભૂખરો ને એની આંખો સળગતી લાગી. હજી પણ એ બાઈને સંતોષ નહોતો થતો ! ખરેખર એ જીવતી નાગણ જેવી ડસીલી હોવી જોઈએ કે એને અમુલખની આટલી બેઈજ્જતી ઉપર પણ સંતોષ થતો ન હતો. એને એની હજી પણ વધારે સતામણી જોઈતી હતી.

એ તો ઠીક. એમાં મારે કોઈની પાસે કાંઈ શીખવા જવું પડે એમ ન હતું. માણસની સતામણી કરવાના તો મારી પાસે હજાર નુસખા હતા.

મેં શાવૃસ સામે જોઈને કહ્યું: 'દિવસે એને પીંજરિયો બનાવો; રાતે એને ભંડકમાં બાંધી રાખો.'

આટલો હુકમ મેં આપીને માધવીનો હાથ પકડ્યો.

'ચાલ પ્યારી ! હવે તારૂં વેર સમશે.'

'પીંજરિયો એટલે શું ?' માધવીએ મને પૂછ્યું.

મેં કૂવાથંભના મોર સામે આંગળી ચીંધી: 'એ મોર તું જોઈ શકે છે. આપણો બગલો—એટલે કે આ વહાણ બસો હાથ લાંબું ને ચાળીસ

---

* તુફાનમાં પવન ગોળગોળ ઘૂમતો ચીસ મારે ત્યારે જો મોજાંની પછડાટનો અવાજ સંભળાય તો એમ સમજાય કે વહાણ બરાબર તુફાનના મધ્ય બિન્દુમાં આવી ચડ્યું છે. પછી તુફાન ગમે તેટલું ભયંકર હોય તો ય વહાણ ત્યાં સ્થિર થઇ રહે છે, ને સલામત રહે છે.

હાથ પહોળું છે. એટલે એને એંસી હાથનો કૂવાથંભ જોઈએ. એ કૂવાથંભ ઉપરનું જે ગોળ ટોપકું છે એને મોર કહેવાય. એની સાથે સઢનો એક છેડો બંધાય. એ મોરની સાથે એને બાંધી રાખવાનો. એનું કામ ચોપાસથી ક્યાંક કોઈક વહાણ દેખાય તો આપણને જણાવવાનું. પણ એ કામ તો દરિયાનો કોઈ વીસ વરસનો ભોંયો હોય ને દરિયાનાં ઝેર પી ગયો હોય એ જ કરી શકે. આ અમુલખ તો નવો માણસ. મજબૂત છે, હાડનો જબરો છે; પણ અમુલખ તો શું, પણ મોટો ભડભાદર રાક્ષસ હોય તો યે નવો-સવો પીંજરિયો થાય તો ચાર દિવસમાં લેતરા જેવો થઈ જાય. પાણીના ધબકારા સાથે ધબકારા લેતું વહાણ; એ વહાણની વચમાં એંસી હાથનો થાંભલો; એ થાંભલા સાથે પવનમાં થપાટ મારતો સઢ; બેસવાની કાંઈ ફાવ નહિ; મોરને બાથ ભરીને વળગી રહેવાનું; જો બાથ ઢીલી પડી તો સીધો નીચે ને હાડકાંની કચર થાય ! બાથ ભરી રહે તો હાથના ખભા ઊતરી જાય, પવનમાં માથું મૂઢ થઈ જાય, તડકામાં આંખો સળગી જાય ! અરે, પીંજરિયા થવા કરતાં તો ફાંસીની સજા સારી કે આંખના પલકારા બેપલકારામાં છૂટકો તો થાય ? પણ પીંજરિયાનો છૂટકો ન થાય. અનાજને દાણેદાણે, લોહીને ટીપેટીપે એનો જીવ જાય.

માધવી મારી સામે હસી ને બે ફલાંગ મારીને અમુલખ પાસે ગઈ. એની ગરદન પકડીને એણે એનું માથું પોતાના તરફ કર્યું, અને પછી એને એણે સલામ ભરીઃ 'સલામ ! હું માધવી, આ વહાણની માલિક છું. તમે આ વહાણના ગુલામ છો. કામકાજ પડે તો કહેવરાવજો. હવે સિધાવો તમારે માંડવે. હું નીચે બેઠી બેઠી જોઈશ.'

એટલું કહીને માધવી પાછી ફરી. ખરેખર, એની અદા—છટા મોટી રાજની રાણીને પણ શરમાવે એવી છે.

તે દિવસ મેં તો માધવી સાથે મજા કરી ખરી. મેં ખાધું; મેં શરાબ પીધો. હું એનો મજનુ બન્યો; હું એનો છોકરો બન્યો; હું એનો ઘોડો બન્યો; હું એનો હોંચકો બન્યો; હું એનો ખિદમતગાર બન્યો. મને જેટલું જેટલું સૂઝ્યું એટલું એટલું બધું મેં કર્યું ને મને મજા પણ બહુ આવી. મારી પરણેતર ઓરતની સાથે હું આવાં નાટકચેટક નથી કરી શકતો.

હું જો શરાબ પીઉં તો એ છોકરાંઓને આગળ ધરીને કહે છે કે છોકરાં દારૂડિયાં બની જશે. હું જો એને જરા પ્યાર કરું તો કહે છે કે પાડોશી જોઈ જશે. હું જો સારું સારું ખાવાનું માગું તો કહે છે કે દેવાળું નીકળી જશે. હું જો કોઈ રાજા જેવાં કપડાં પહેરું તો કહે છે કે ગામ મશ્કરી કરશે. હું જો છૂટથી છતે દામ ઉછાળું તો કહે છે કે સગાંવહાલાં માગવા આવશે. આમ ને આમ પાડોશી, સગાંવહાલાં ને છોકરાંની બીકે હું તો સાવેસાવ ભૂલી જ ગયો છું કે મારી ઓરત તે જુવાન છે કે બુઢ્ઢી છે, ખૂબસૂરત છે કે બદસૂરત છે. મારો તમે જો નિખાલસ અભિપ્રાય પૂછતા હો તો હું તો કહું છું કે પરણેલા માણસને માટે તો જિંદગીની સાચી મજા એકાદ વહાણુ ને પરભોમના બંદરમાંથી ઉઠાવેલી એકાદ માધવી છે. અરે એવી એક સફર જિંદગીના બુઢ્ઢાપામાંથી વીસ વરસ કમ કરી નાખે.

ખેર, રહેવા દો એ બધી પંચાત. સહેજ મિલા સો દૂધ બરાબર ! મને તો સાચેસાચ મજા આવી. માધવીને મજા આવી કે નહિ એ મને ખબર નથી.

રમત રંગે ચડી હોય ત્યારે પણ વચમાં અટકી જઈને એ ભંડકની બારીમાંથી ઊંચા દેખાતા મોર સામે નજર કરી લેતી, ને હું જ્યારે કાં તો રાજા બનીને વીરરસના ભભકાની વચમાં હોઉં કે વાંદરો

બનીને કોઈ અટકચાળાની અધવચ હોઉં ત્યારે મને એમ ને એમ મૂકીને કૂવાથંભના મોર સામે જોતી–જોઈ રહેતી.

મોરની સાથે ખભા નીચેથી જાડી રસીથી અમુલખને ટેકવ્યો હતો. પાકી ગયેલા નાળિયેરની જેમ એનું માળખું ડોલતું હતું. વહાણ જ્યારે પાછી ઉથલ મારતું ત્યારે હરવખત એનું માથું મોરના ટોપકા સાથે અથડાતું. સઢની આલાદ ઉપર એને ઘોડો પલાંગ્યો હતો ને વહાણ જ્યારે મોરો મારતું ત્યારે એ રસા ઉપરથી ઊથલી પડીને ખભા નીચે બાંધેલા દોરડાથી લટકી રહેતો. ત્યારે શાવૃક્ષ એક આંખવાળા વાંદરાની જેમ સઢની આલાદ ઉપરથી ઉપર ચડતો, એને એકબે લાતો મારતો ને પાછો એને ઘોડાની જેમ રસા ઉપર ગોઠવી દેતો. બેત્રણ વાર ઉપર ચડીને એ પણ કંટાળ્યો, એટલે છેલ્લી વાર ઉપર ચડીને એણે રસાને વચમાં રાખીને અમુલખના બે પગ બાંધી દીધા. ત્યાર પછી વહાણ જો મોરો મારે તો મોર સાથે બાંધેલા ખભાથી ને બે પગમાં બાંધેલા રસાના આલાદ સાથેના ટેકાથી ઝોળીની જેમ લટકી પડતો, ને એનું માથું મોર સાથે ટકટક કરતું ટીચાતું. વહાણ વંઢાર મારે ત્યારે એ પાછો મૂળ હતો તેમ આપમેળે ગોઠવાઈ જતો ને ત્યારે એની છાતીમાં મોર ધડાધડ વાગતો. સાચે જ થોડી વાર તો તમાસો જોવાની બહુ મજા પડી.

સાંજે એને ઉતારીને શાવૃક્ષે સાંકળથી વાડામાં બાંધી લીધો. એને સાંકળે ન બાંધ્યો હોત તો યે એનામાં કશી પહોંચ નહોતી રહી. ભલભલા ફાટેલા પીર જેવા માણસને પણ માખણ જેવો કરવાને બેચાર ઘડી પીંજરિયો બનાવવાની જરૂર રહે છે; તો આ તો સવારથી સાંજ સુધીની વાત કોને કહે છે!

શરાબના બે જામ પીને હું સૂતો હતો; માધવી મારી બાજુમાં

સૂતી હતી. મધરાતે અચાનક મારી ઊંઘ ઊડી ગઈ. ત્યારે માધવી પથારીમાં બેઠી હતી.

'તમારી ઊંઘ તો ભારે ભૂંડી. મેં કેટલા ય તમને ઢંઢોળ્યા !' માધવીએ મને કહ્યું.

મેં કહ્યું : 'કેમ ? મારી મીઠી ઊંઘ બગાડવાની શી જરૂર ? જાણે કે અત્યારે હું સ્વપ્નામાં બેહિસ્તમાં હતો, અને જાણે કે તું હૂરી બનીને મારી સામે શરાબનો જામ લઈને આવતી હતી. એક તો તું, વળી હૂરીના વેશમાં ને તારા હાથમાં શરાબનો જામ ! શા માટે તેં મારું સ્વપ્નું બગાડયું ?'

'આ અવાજ શાનો આવે છે ?'

અવાજ ! મેં કાન માંડયા. પરંતુ દરિયામાં તરતા જહાજમાંથી નિયમ તરીકે આવવા જોઈતા અવાજ સિવાય તો બધે શાંતિ હતી. 'કયો અવાજ ? હું તો કાંઈ સાંભળતો નથી.' મેં કહ્યું.

એણે કહ્યું : સાંભળો.'

મેં ધ્યાનથી કાન માંડયા. મને કાંઈ ન સંભળાયું.

'કાંઈક એવો અવાજ આવે છે, મારા કાનમાં જાણે ખૂંચી જાય છે મારી ઊંઘ જાણે વીંખાઈ જાય છે. જેટલી વાર સૂવાની કોશિશ કરું છું એટલી વાર એ અવાજ આવે છે.'

'સૂઈ જા મારી લાડિલી ! મારી લયલા ! મારી બાજુમાં સૂઈ જા અહીં કોની મગદૂર છે કે તારી ઊંઘમાં જરાકે ખલેલ પહોંચાડી શકે ?'

'જુઓ સાંભળો સાંભળો...સાંભળો...એ અવાજ...એ અવાજ.'

મેં થોડી વાર કાન માંડયા. પછી હું હસ્યો : 'અરે ગાંડી ! એ તો વાડાનો અવાજ છે.'

'વાડો ?'

'તું સમજી નહિ. આપણા વહાણનો જે ભાગ દરિયા નીચે રહે એને પઠાણ રહેવાય; જે ભાગ દરિયા ઉપર રહે એને અતરી કહેવાય. પઠાણ ને અતરી વચ્ચે જે જગા રહે એને પાટિયાંથી ઢાંકી દીધી હોય; એ જગ્યાએ ભંડક કહેવાય. એ ભંડકમાં પકડેલા ગુલામો બાંધી રખાય. ને પકડેલા ગુલામો બાંધ્યા હોય એટલે એને વાડો પણ કહેવાય.'

'તે એમાંથી અવાજ કેમ આવે ? ને આવો અવાજ કેમ આવે ?'

'ગાંડી ! આ પકડેલા ગુલામો પણ એક વાર તો માણસ હતા ને ? એ માણસ હોય ત્યારે એને માબાપ હોય, ગામ હોય, બાયડીછોકરાં હોય. એ બધાંને એ સંભારે. કોઈક રુવે, કોઈક હસે, કોઈક અંદર વાતો કરે. એ બધાનો ભેગો અવાજ દિવસે તો ન સંભળાય, પણ ઠંડી રાતે-ટાઢે પહોરે આપણને ઉપર સંભળાય.'

'જાણે આપણી છાતીમાંથી જ નીકળતો હોય એવો અવાજ લાગે છે. કેટલો બિહામણો !'

જોબન, તોર, તુમાખ ને ખુશહાલીથી ફાટફાટ થતી આ નારીને બીધેલી જોઈને મને મારા પુરુષત્વનું આત્મભાન થયું. તુફાની દરિયામાં આથમતા સૂરજ જેવું એનું શ્યામ ગુલાબ માથું મારા પહોળા સીના સાથે દબાવીને એની શિરાઝની દરખ જેવી આંખો ઉપર મારો હાથ દાબીને મેં કહ્યું : 'ગાંડી ! વાસમાં રાતના બેત્રણ ઘેર દૂર જેટલે કોઈકનું મરણ થયું હોય તો આપણને બીક લાગે છે ? બસ એવો જ આ અવાજ સમજી લે.'

માધવી મારી સામે જોઈ રહી. થોડી વાર રહીને એ બોલી : 'આ અવાજમાં અમુલખનો પણ અવાજ હશે, કેમ ?'

એનો બાપ વલભો દાંડ જો વાડામાં હોય તો એનો પણ હોય, સમજી ! વાડો કોઈની યે શરમ ન રાખે. બેત્રણ દિવસ તું પણ અછતી રહી હોત તો તારો પણ એ અવાજમાં હિસ્સો હોત, સમજી ? '

' ઊઠો !' માધવીએ કહ્યું.

' ક્યાં ?'

' વાડામાં.'

' આટલી મોડી રાતે ?'

' હા.'

' પણ કામ કાંઈ કહીશ કે નહિ ?'

' મૂઆ દીકરાની વાંસે ડોસી કણસે એમ અમુલખને મારે કણસતો જોવો છે.'

' પણ એમાં જોવાથી શું વિશેષ છે ? મધરાતે તે વાડામાં જવાથી શો ફાયદો ? એ કણસતો હોય જ એમ જ માની લે ને !'

' માની નથી લેવું મારે. મારે નજરોનજર જોવું છે.'

' ઈરાનનો શાહ આવીને મને કહે તો ય અત્યારે ન ઊઠું, એવી ઉંઘ મને આવે છે.'

' ને હું કહું તો ?'

' તને કાંઈ થોડી ના કહેવાશે ? કોઈ બીજું હોત ને અત્યારે ઊઠવાની વાત કરે તો......પણ તારો તો હું ગુલામ છું. ચલો, બીબી ! મિયાં હાજર છે.'

માધવીની પાછળ પાછળ હું પણ સથાની સીડીઓ ઊતરવા માંડ્યો. આ છોકરીનો સ્વભાવ તો ખરેખર ઝેરીલો ખરો ! અમુલખને કણસતો નજરોનજર જોવાસાંભળવામાં એને શો સ્વાદ આવતો હશે !

પણ બાઈડીની વાત પુરુષ કોઈ દિ' થોડી સમજ્યો છે? પુરુષ કરતાં કોઈક જુદી માટીથી જ ને જુદા જ સંચાથી ભગવાને એ જાત ઘડી છે. સ્ત્રીની જાત એવી છે કે એને ગમે તે પુરુષથી ચાલે, ને આપણી જાત એવી છે કે આપણને ગમે તે સ્ત્રીથી નથી ચાલતું. એટલે જ તો નારીને નરની ગરજ નથી ને નરને નારીની ગરજ છે. એક રીતે એ છે પણ સારું. નહિ તો......જીતવા! રહેવા દે ને? એ બધી ઊંડી વાત છે. આપણે શું કામ? આપણને તો માધવી મળી છે. માધવીના આપણે અદના ગુલામ છીએ. એ જેમ રાજી થાય એમ એને કરવા દઈએ તો એ આપણા ઉપર રાજી રહે.

વાડામાં ઘોર અંધારું હતું. અંધારું જ હોવું જોઈએ એટલું જાણવા જેટલો તો માધવીને ય વાડાનો પરિચય હતો. એટલે એણે સથા ઉપર ઝૂલતું એક ફાનસ લીધું હતું.

અંધકારની છાતી ચીરીને માધવી ભંડકમાં ઊતરી. હું પાછળ પાછળ ઊતર્યો. અંદરથી આવતા અવાજ સામે માધવીએ બીજે હાથે પોતાના કાન દબાવ્યા પણ અવાજની સાથે બદબો પણ વધી એટલે કાનને ચોખ્ખા કરીને માધવીએ નાકે હાથ દાબ્યો.

સીડીના છેલ્લા પગથિયા ઉપર ઊભા રહીને એણે ભંડકની આજુબાજુ ફાનસ ફેરવવા માંડયું. એક કડા સાથે અમુલખને બાંધ્યો હતો; એની પાસે એ જઈને ઊભી રહી.

પરંતુ એ આવી કે ન આવી એ તરફ અમુલખનું જાણે કાંઈ ધ્યાન ન હતું. એ ચત્તોપાટ પડયો હતો, ને એની છાતી ઉપર એને બાંધેલી સાંકળ પડી હતી. એક હાથે એ એ સાંકળ સાથે ચાળા કરતો હતો. આસપાસનું જાણે કાંઈ યે દેખતો ન હોય ને કેવળ પોતાની છાતીની અંદર જ એની નજર ફરતી હોય એમ એ બહારના જગત તરફ બેપરવા હતો.

એના મોઢામાંથી તૂટક તૂટક વેણુ નીકળતાં હતાં ' જગુ ! જગુ !......જગુ !......જગુ !......તારે ખાતર હું ગોપીને ત્યાગવા તૈયાર થયો, ને ભાઈની ભલાઈનો તેં આ બદલો આપ્યો ? ભલાઈ... ભલાઈ......ભલાઈની દુનિયા નથી......ગોપી !......ગોપી...... !'

સંભવ છે કે એ ઊંઘમાં જ બબડતો હોય, કેમકે એનો અવાજ માણસ ઊંઘમાં બોલે એવો ઘોઘરો ને લોચા વળતો હતો. એ કાંઈક જગુ જગુ ને ગોપી ગોપી કરતો હતો.

માધવી થોડી વાર ત્યાં ઊભી રહી, ને બીજા કોઈના ઉપર એક નજરસરખી નાખ્યા વગર ત્યાંથી પાછી ફરી ગઈ.

માધવી ત્યાંથી પાછી ફરી એટલે મને અમુલખમાં કાંઈ રસ ન હતો. હું પણ માધવીની પાછળ પાછળ ગયો.

માધવી મારી પથારી ઉપર બેઠી હતી. એ ભંડકના વાબારામાંથી બહાર જોતી હતી. એ કાંઈક ઊંડા વિચારમાં પડી હોય એમ દેખાતી હતી. એ સિવાય અંધારી રાતમાં દરિયાનાં પાણીમાં તે જોવાનું શું હતું ?

મારે સૂવું હતું—અને સૂવું ન હતું. ભરદરિયે કોઈ થાકેલી સ્ત્રી હાંફે એમ દરિયો હાંફતો હોય, કોઈ ચંચળ છોકરીના અંગ ઉપરથી વારંવાર ઓઢણી ખસી જાય એમ કરીને દરિયા ઉપર ખબર પણ ન પડે એમ વહાણ સરતું હોય, ત્યારે મને સૂવા સિવાય બીજી કોઈ પણ વાતમાં રસ ન હતો. પણ હું સૂઈ જાઉં—હું ઊંઘી જાઉં ને વળી પાછી માધવી કાંઈ નવાં નખરાં કરે તો...

એકાએક માધવી જાણે છળી ગઈ હોય એમ ચમકી.

'એ...એ...શું...છે ?' માધવીના ચહેરા ઉપર ડર હતો. મને આ ડરનું કાંઈ કારણ ન દેખાયું.

મેં પૂછ્યું : 'શું, શું છે ?'

'આ અવાજ શાનો છે ? શું...શું...થાય છે ?'

મેં કાન માંડ્યા. કદાચ વાવડાની અગમ ચેતનો અવાજ હોય. દૂર દૂર વનવગડામાં વાઘના ઘૂરકાટ જેવો એ અવાજ હોય છે. એ અતિ આછો હોય છે. ઘણે દૂર થતો લાગે છે. ઘણી વાર એમ બને છે કે આખા વહાણના પચીસ પચાસ ખારવાઓમાંથી એકાદને જ કાને એ પડે છે. કદાચ માધવીએ અવાજ સાંભળ્યો હોય તો ?

મેં મારા કાન માંડ્યા. મને કાંઈ સંભળાયું નહિ. મેં કહ્યું: “અવાજ ? મેં તો કાંઈ અવાજ સાંભળ્યો નથી.'

'જુઓ...સાંભળો...સાંભળો...'

મેં મારા કાનને સરવા કર્યા. પણ મને કોઈ નવો અવાજ સાંભળવા ન મળ્યો. ને રોજિંદા અવાજો તો વહાણ ઉપર થયા જ કરે છે. દરિયામાં વહાણ ચાલતું હોય ત્યારે પહેલો તો દરિયાનો એકધારો અવાજ પાણીએ પાણી પછડાવાનો. વહાણના સઢ ખેંચાતા હોય, આહ્લાદ ખેંચાતી હોય, વહાણનાં પાટિયાં પણ ખેંચાતાં હોય......જુદા જુદા સાજ સાથે જાણે કાયમ સંગીત ચાલ્યા કરતું હોય છે. મારો માલમ શાવૃક્ષ પોતાના ભંડકમાં સૂતો સૂતો આ મિશ્ર અવાજથી વહાણની હાલત, ગતિ, સ્થિતિ, વગેરેને સમજી જાય છે. કેટલાંક ખારવાને એવી ફાવ આવી જાય છે. મને એવી ફાવ નથી. ખરી રીતે મને વહાણ જ ગમતું નથી. પણ શું કરું ધંધો રહ્યો એટલે ? પણ આ વખતે તો મનનો ઈરાદો પાકો છે. હવે વધારે સફર નથી ખેડવી. છે એટલું ગનીમત છે. ને મળ્યું એટલું ભોગવવા દે તો બસ, માલિકની પૂરી મહેરબાની......!

' જુઓ સાંભળો......'

હું માધવીના ડરની ને એ હું નહોતો સાંભળતો એવા કોઈક અવાજ સાંભળતી હતી એ વાત જ સાવ વીસરી ગયો હતો. હું મારા તરંગ ઉપર અસવાર થયો હતો.......

પણ આ વખતે મેં માધવી કહેતી હતી તે અવાજ સાંભળ્યો. કંઠાળના દરિયામાં તમે જળકૂકડીનો પોકાર સાંભળ્યો હોય તો તમને એ અવાજનો કાંઈક આછો ખ્યાલ આવશે. દરિયામાં પવન પડી જાય છે ત્યારે દરિયાના પાણીના પેટાળમાંથી ભીનો નિઃશ્વાસ નીકળતો તમે સાંભળ્યો હોય તો તમને આ અવાજનો ખ્યાલ આવશે.

' ઓહ, આ અવાજ, અરે ગાંડી ! તેં તો મને ભડકાવી મૂકયો. એ અવાજ તો આપણા વહાણ ઉપર રોજિંદો છે. એ અવાજ છે ગુલામોના ભંડકનો.'

' ગુલામોના ભંડકનો ? ભંડક આવો અવાજ શા માટે કરે ?'

'બાઈ, હું ખારવો છું, કાંઈ મુન્સી નથી. શું કરવા આવો અવાજ કરે છે એ મને કેમ ખબર પડે ? પણ કરે છે એ મને ખબર છે. કેમકે મેં સેંકડો વહાણોમાંથી ગુલામોના ભંડકમાંથી રોજ રાતે આવો અવાજ ઊઠતો સાંભળ્યો છે.'

માધવી ઊભી થઈ મેં કહ્યું: 'કયાં જાય છે ?'

' ગુલામોના ભંડકમાં !'

' આટલી રાતે ?'

' હા '

અત્યાર સુધીની મારી જિંદગીમાં હું આગળ ચાલતો ને ઓરત પાછળ ચાલતી. આજે જિંદગીમાં પહેલી વાર ઓરત આગળ ચાલે ને પાછળ પાછળ મારે જવાનો વખત આવ્યો. એનો અર્થ એમ થયો કે મારો જમાનો હવે પૂરો થયો.

ગુલામોના ભંડક પાસે જઈને માધવી ઊભી રહી. અંદર ઘનઘોર અંધારું હતું. અંદર કાંઈ દેખાતું ન હતું, પરંતુ અંદરથી અવાજો આવતા હતા.

કોઈક છોકરા ઊંઘમાં રોતા હતા, કોઈક છોકરી ઊંઘમાં હસતી હતી. કોઈ બાઈ ઊંઘમાં પોતાના કોઈક બાળકને હાલરડાં ગાતી હતી, કોઈ જુવાન ઊંઘમાં કાંઈ ન સમજાય એમ બડબડયા કરતા હતા. ઘણાખરા મૂંગા ને મૂંગા જ સૂતા હતા; એમના મોઢામાંથી લાંબા નિઃશ્વાસો નીકળતા હતા. અને આ બધાનો એક સામટો અવાજ અંધારામાં ચળાઈને બહાર ઉપર આવતો હતો, અને વહાણના બીજા અવાજોની વચમાં ગોઠવાઈ જતો હતો.

માધવી એ અંધારામાં ઊભી રહી—ક્યાંય સુધી અને પછી પોતાના બે કાનમાં આંગળી નાખીને ઉપર દોડી ગઈ.

*　*　*

મને પાછલી વાતો બહુ મુશ્કેલીથી યાદ આવે છે. મારો ધંધો જ હું કેટલી વાતો કેટલી સહેલાઈથી ભૂલી જાઉં છું એના ઉપર ચાલે છે. એટલે મારી આ સફરની ઝીણામાં ઝીણી વિગતો મારી પાસે તમે માગો છો એ મને મારા ગજા ઉપરવટનું કામ લાગે છે.

અલબત્ત તમે જો આ કામ મને સોંપવાને બદલે માધવીને સોંપ્યું હોત તો બહેતર હતું–તમારે માટે ને મારે માટે. એ કોઈ કોઈ વાર પોતાના પાછલા વખતની એવી તો ઝીણી ઝીણી વાતો કરે છે કે તમને નવાઈ જ લાગે કે માધવીના આટલા નાના ભેજામાં આટલી બધી વાતો સમાઈ કેમ શકતી હશે ?

દાખલા તરીકે માધવી તે રાતની વાત કરે છે જે રાતે અમુલખ એને ઘેર આવ્યો.........

તમે હસો છો ને તમારી મૂછમાં ? એક વાર હું કહું છું કે મને વાતો યાદ નથી રહેતી, બીજી વાર હું તમને માધવીની ઝીણામાં ઝીણી વાતો જાણે લખેલું વાંચતો હોઉં એમ કહેવા બેસું છું. કદાચ આ કારણે આ પુરાણનો આટલો ભાગ મને લખવાને સોંપવામાં આવ્યો હશે.........

માધવી કહે : 'અમુલખ મારે ઘેર આવ્યો ત્યારે એની સામે જાણે મારું ઘર નાનું બની ગયું. એક તો એ ઊંચો છે, ને બીજું એનો ચહેરો કાંઈક એવો ભોળો છતાં જક્કી છે, ને એની આંખો એવી તો એકરાગી છે કે એ જ્યાં હોય ત્યાં એના સિવાય બીજું કાંઈ દેખાતું નથી.'

અલબત્ત અમુલખને મેં જોયો છે. એ ઊંચો છે પણ શાવૃક્ષ જેટલો ઊંચો નથી. મારા જેટલો યે નથી. ને એ હોય છે ત્યારે પણ તમે બીજું ઘણું જોઈ શકો છો. હકીકતમાં મને તો અમુલખ જ દેખાતો નથી; બીજું બધું બારીકીથી દેખાય છે.

દાખલા તરીકે હું જોઈ શકું છું કે આટલા ટૂંકા વખતમાં પણ શાવૃક્ષ અને અમુલખને એવી મડાગાંઠ બંધાઈ ગઈ છે કે બેમાંથી એકનું મોત થતાં જ એ છૂટશે. હું એ વાત પણ જોઈ શકું છું કે શાવૃક્ષના હાથમાં ગાજુસની થપાટ જેટલું જોર છે. એના બાવડામાં પૂંઠના પવને પકડેલા સઢ જેટલી પકડ છે. ને અમુલખ...અમુલખ... વાટ મળતાં વહાણના ખોખા જેવો છે. વહેલો કે મોડો શાવૃક્ષ અમુલખનો જાન લેશે એમાં મને શંકા નથી.

અમુલખનો જાન જાય એમાં મને હરખ નથી કે શોક નથી. મને લાગે છે કે એ બનાવ બને તો હું છુટકારાનો દમ પણ ખેંચું ખરો.

કેમ કે માધવી અમુલખ સિવાય બીજાનો વિચાર કરતી નથી. ખરાબે ચડેલા વહાણના ખારવાની પાછળ મગર જેટલો એકધારી

લોહીતરસથી પડે છે એટલી લોહી ભીની તરસથી એ અમુલખની પાછળ પડી હતી.

× × ×

મોસમ મીઠી હતી ને દૂર દૂરના મુલકો ઉપરના ઊંચા ઊંચા પહાડોથી ફૂંકાઈને દખ્ખણનો પવન ઉત્તરાદો થઈને પાછો ફરતો હતો. આખો દિવસ સૂરજ ઊગે ને આથમે ત્યાં સુધી દખ્ખણમાંથી પવન તાણુ કરતો કરતો દરિયાના નીલવર્ણા પાણીને જરા ઊંચે લહેરાવીને એમાં જાત જાતના નવનવા રંગ પૂરતો વહેતો હતો. ભાણુ ડૂબે તે પાછો ઊગે ત્યાં સુધી આખી રાત ઉત્તરાદો પવન એ જ મંદ ને મંથર પરંતુ એકધારી ગતિથી વહેતો હતો.

રતનાકર મહારાજના પથકમાં વાવડો પડવાની કોઈ બીતિ જ નહિ. બીજા બધા યે સાગર-મહાસાગરમાં ઘણી યે વાર વાવડો પડી જાય ને તમે મધદરિયે આખા દિવસમાં માંડ એક જોજન પણુ કાપ્યા સિવાય પંદર પંદર દિવસ પડ્યા યે રહો. પણુ રતનાકર મહારાજના પથકમાં એવી કોઈ દહેશત નહિ. એક તરફ અનંત ને અખૂટ પાણી—વચમાં કોઈ આડખીડ વગર. ને બીજી બાજુ કંઠાળના મુલકના ઊંચા પહાડો. એક પવન પેદા કરે, બીજા પવનને પાછા ફેંકે. ને તીરકસ સઢના લેસરિયા ઢાળમાં ખાંગું થઈ ને વહાણુ જાણે રતનાકરના ખોળામાં બાળક રમે એમ રમતું રમતું જાય.

આવી જ્યારે હવા હોય છે ત્યારે વહાણુમાં કાંઈ કામ ન હોય. ત્યારે નવરો ખારવો ટંટો કરે. કોઈ વાર આ ટંટા વધી જાય છે, ને વહાણુ ઉપર જબરું તોફાન મચી પડે છે. રાતદિવસ દરિયા સાથે વસીને ખારવાનો સ્વભાવ પણુ દરિયા જેવો થઈ જાય છે.

આ વાત ટાળવાને માટે વહાણુ ઉપર મોટામાં મોટું કામ વહા-

ણને હંકારવા કરતાં પણ ખારવાઓને ટંટો કરતા અટકાવવાનું છે. તુફાનમાં ખારવા જેવો કોઈ ભાઈબંધ નહિ, પણ ટાઢા દિવસમાં ખારવા જેટલો ફટાકિયા જેવો કોઈ માણસ નહિ: વાત વાતમાં બસ ભડકી ઊઠે.

આને માટે ખારવાને નવરો પડવા દેવો નહિ. નવરો નિશાળિયો વતરણાં શોધે. નવરો હજામ પાડા શોધે ને નવરો ખારવો ટંટો શોધે. આમ શા માટે થાય છે એ હું નથી જાણતો, પણ થાય છે એ મેં નજરોનજર જોયું છે.

એટલે વહાણ ઉપર વહાણને હંકારવાનું કાંઈ કામ ન હોય ત્યારે ખારવાને કામે જુતાડી રાખવાનું મોટું કામ રહે છે. જો દેખીતી રીતે નકામું કામ તમે આપો તો ખારવો સાફ ના પાડે; અને એ ના પાડે તો તમે મધદરિયે કરો શું ? ત્યાં કોઈ રજવાડી કાયદાનો તો ડર નથી હોતો. એટલે દેખીતી રીતે ઉપયોગનું કામ ચીંધ્યા જ કરવું જોઈ એ. ને બીજું કોઈ ખારવો આડો ફાટે તો એની ફાટ બીજા ખારવાને પણ આડો ફાટવાની ચળ પેદા કરે એ પહેલાં ઉતારવાની તેવડ જોઈ એ. વહાણના નાખુદાએ કાં તો પોતાના કાંડામાં કૌવત રાખવું જોઈએ ને કાં તો જેના કાંડામાં કૌવત હોય એવો માલમ રાખવો જોઈએ.

વહાણના સઢ સાંધવા, નવું પોત તૈયાર રાખવું, પરમાણ અડીખમ રાખવું, કૂવાથંભને ટકાઉ બનાવવા, પારીના ખૂંટા ઠીક ઠીક કરવા, સુખાણ તરીમતરાક રાખવું, આલાહને એકધારી વળવાળી ને ખમીરવાળી રાખવી, વહાણમાં રંગની ચોપડ કરવી, પઠાણની સાંધ જોયા કરવી, વાટ પૂરવી. સાથે હરહંમેશ માલ થાલ ચીજ વગેરેને ચોખ્ખો રાખવો—આ અને આવા કામો ટાઢા દિ'માં થાય છે. થવાં જોઈએ. અચાનક તોફાન આવે તો આ બધું જરૂરનું બને છે. આખા વહાણના જંતરતંતરમાં ક્યાંક પણ કાંઈક પણ કાચુંપોચું

હોય તો એની વાટેથી તુફાન વહાણની અંદર દાખલ થઈ જાય; ને એક વાર વહાણની અંદર તુફાન દાખલ થયું એટલે પછી, વહાણ ને ખલાસી ને ખારવા માલ ને બધું ખલાસ!

પણ હું આડી વાતે ઊતરી ગયો. મારે કહેવું હતું તે એ કે શાવૂક્ષ મારો માલમ હતો. એને આંખ એક હતી પણ બે આંખો જે ન જોઈ શકે એ બધું એ એક આંખે જોતો. મારા વહાણના ખારવા તો કહેતા કે શાવૂક્ષ એક જ આંખે સૂવે છે ને તેમ પણ આંધળી આંખે. કલમીનો કૂવાસ્થંભ એ એકલે હાથે ઉપાડી શકે એવો મજબૂત છે. એટલે મારે કાંઈ ફિકર નહોતી.

શાવૂક્ષને નવરા ખારવા માટે કામ કાઢતાં આવડતું ને ખારવા માત્રની છાતીમાં પોતાના નામની ધાક જમાવતાં પણ આવડતું. એની હાકલ પડે જો ખારવો ફલાંગ મારી ઊભો થઈ ન જાય. ને એનો હુકમ થયે જો ખારવો એનો અમલ કરવા દોડે નહિ તો શાવૂક્ષને પોતાનું અપમાન લાગતું ને શાવૂક્ષ પોતાનું અપમાન ખારવાના શરીરની લંબાઈથી માપતો. શાવૂક્ષને જો અપમાન લાગે તો અપમાન લગાડનારે સથાની પોતાના શરીરની લંબાઈના ગજતસુથી ભરી આપવું પડતું.

શાવૂક્ષની એક માત્ર આંખ પહેલેથી જ અમુલખ ઉપર ઝેરી તાક માંડી રહી હતી. અમુલખ ન તો છલાંગ મારતો કે ન તો દોડતો. એ સથાની લંબાઈ માપતો હોય ત્યારે એક શબ્દ પણ બોલ્યા સિવાય ઊભો થતો. આને કારણે શાવૂક્ષને અમુલખની એક એક નજરમાં-અમુલખના એક એક કદમમાં પોતાનું અપમાન લાગતું.

અમુલખને માથે શાવૂક્ષ જેવું દરિયાનું ભૂત એકલું જાણે પૂરતું ન હોય તેમ માધવી પણ સવારથી સુકાનના સથા ઉપર બેસતી.

*   *   *

આંચિયાનો મોર જેમ શિકાર ઉપરથી નજર ન ખસવે એમ એની નજર અમુલખ ઉપર જડાઈ રહેતી, શાવૃક્ષને ઉશ્કેરતી, અમુલખને પજવતી. જીભમાં જાણે કાંટા વાગ્યા હોય એમ અમુલખને એ જીભથી ડંખતી.

એક દિવસની વાત મને યાદ છે. માધવી શાવૃક્ષને કહે : 'આવ તને એક વાત કહું'

શાવૃક્ષ એની પાસે વાત સાંભળવાને બેઠો.

'આજ મને એક સ્વપ્નું આવ્યું.'

'સ્વપ્નું! તમને આવ્યું?' શાવૃક્ષે પૂછ્યું.

'હા, મને.'

શાવૃક્ષે એક નિસાસો નાખ્યો. 'મને તો કોઈ દિવસ સ્વપ્નાં આવતાં જ નથી.'

'હશે.' માધવીને શાવૃક્ષની ઊંઘમાં કાંઈ રસ નહોતો. એની દરિયાના પાણી જેવી નીલી ને ખારી આંખ વહાણનાં પાટિયાંની સાંધમાં તેલ પાયેલા રૂની વાટ પૂરતા અમુલખ ઉપર હતી. 'મને એવું સ્વપ્નું આવ્યું કે...'

'સ્વપ્નુ કેમ આવે?' શાવૃક્ષને માધવીની વાત કરતાં સ્વપ્નાના પડતરમાં જાણે વધારે રસ હતો.

'આપણે ઊંઘતા હોઈએ ત્યારે સાચી સાંભળેલી કે જાણેલી વાત જાણે નજર સામે બનતી હોય એમ દેખાય.'

'ત્યારે તો દારૂ ને સ્વપ્નું બેય બરાબર! એક માણસનો ખરો સ્વભાવ જાણવો હોય તો એને દારૂ પિવરાવવો; માણસ જેવો હશે તેવો પરખાઈ જશે. હું જ્યારે જોડિયાના શેઠ......'

હોઠ પીસીને માધવીએ કહ્યું: 'તમારે મારી વાત સાંભળવી છે કે નહિ?'

'સાંભળું તો છું. તમારી વાત હું, સાંભળું છું પણ તમે મારી વાત નથી સાંભળતાં.'

શાવૃક્ષ એક આંખવાળો હતો, તેમ એક જ ચીલાનો માણસ હતો. કૂવાથંભના મોર જે લાકડામાંથી બને છે તે જ લાકડામાંથી એનું માથું જાણે ઘડાયું હતું. એટલે એની સાથે વાદ કરવો એ તો વહાણની મોરપુતળીના માથા સાથે માથું અફાળવા જેવું હતું.

નાનકડી નાળમાં ઊતરતી વેળમાં હોડકાંના જૂથમાં કોઈ લાંબી સફરનો ગંજો આગળ વધે એમ માધવીએ આગળ ચલાવ્યું.

'મને સ્વપ્નું આવ્યું. સ્વપ્નામાં અમારા ગામના દેસાઈની એક છોકરી મને દેખાઈ.'

'છોકરી?' શાવૃક્ષને વાતમાં રસ આવતો દેખાયો. છોકરીનું નામ સાંભળતાં વાતમાં રસ ન બતાવે એવો ખલાસી તો દરિયાલાલે ઘડવો હજી બાકી છે.

'દેસાઈની છોકરી. સાવ લિટોળિયા જેવી છે. નામ જુઓ તો ગોપી. ને નજરે જુઓ...તો...તો... જુઓ...તો...

'ખબરદાર.!'

એકાએક એ બુલંદ હાક સાંભળીને શાવૃક્ષ પોતાની બેઠક ઉપરથી બે હાથ ઊછળી ગયો. ચમકીને એણે ચારે તરફ નજર કરી. નોશીરવાનના 'રૂસ્તમ પહેલવાન' ઉપર શાવૃક્ષ સામે હાક પાડનાર જાણુ કોણ?

શાવૃક્ષની નજર અમુલખ ઉપર ઠરી. એની એક આંખમાં ખારી ને ખાટી તીખાશ ચડી આવી. એના હોઠ ધ્રૂજી ઊઠ્યા, ને એની

ભૂખરી ને ખેતરવા શેઢા ઉપર ઊગેલા ઘાસના કયારા જેવી દાઢી શાહુડીના સિસોળિયાંની જેમ ટટ્ટાર થઈ.

શાત્રૂક્ષ ઊઠીને ધીમે પગલે અમુલખ તરફ આગળ વધ્યો. એના એક એક પગલામાં અમુલખનાં જાણે હાડકાં ચેપાતાં હતાં. શાત્રૂક્ષને વળી કોઈ ખબરદાર કહે? અને તે પણ પોતાના જહાજ ઉપર? પોતાની માલુમાઈ સામે આટલો ઉઘાડો બળવો?

અમુલખ પાસે જઈને શાત્રૂક્ષ બોલ્યો: 'તું બોલ્યો?' પોતાના સવાલને વધારે સચોટ બનાવવા શાત્રૂક્ષે અમુલખને એક લાત પણ લગાવી દીધી.

અમુલખ શાત્રૂક્ષ સામે એક નજર પણ કર્યા સિવાય વહાણની સાંધમાં રૂની વાટ પૂરતો ગયો.

'હું બોલાવું છું, એ ય બકાલ?' દરિયાના પાણીની ભીતરમાંથી જાણે તુફાનનો વાવડો મારગ માગતો હોય એવા અવાજે શાત્રૂક્ષે કહ્યું.

અમુલખે શાત્રૂક્ષ સામે નજર પણ ન કરી.

માધવી ખડખડાટ હસી. એના હાસ્યમાં રંગત ન હતી, ઉમળકો ન હતો, પણ તીખો ઘા કર્યાનો સંતોષ હતો. ખરાબે ચડેલું વહાણ જ્યારે ભાંગતું હોય છે ત્યારે મોજાં ઊછળી ઊછળીને વહાણના સથા ઉપર પડે છે, ને વહાણનાં પહોળાં પડતાં પાટિયાંમાંથી એ મોજાંનું પાણી પાછું દરિયામાં પડે છે. એ પાણી જ્યારે પાછું પડતું હોય છે ત્યારે એનો તીણો લપસતો ટકોરા જેવો અવાજ થાય છે. એને ખલાસી લોક 'મોજાં હસે છે.' એમ કહે છે. મોજાં હસે ને વહાણ મરે. માધવીનું હાસ્ય એવું મોજાંનાં હસવા જેવું હતું. એનું હસવું સાંભળીને મને ઘડીભર ભમણા થઈ કે રખે ને 'રૂસ્તમ પહેલવાન'નાં પાટિયાંમાંથી મોજાં તો હસતાં નથી ને?

'સંભાળજે હો શાવ્રુશ!' માધવીએ લલકાર કર્યો. 'અમારા ગામમાં અમુલખ ભીમ જેવો મનાય છે. ભારે જોરાવર જણ છે. એની જોડે રકઝક કરીશ તો ક્યાંક તને વગાડી દેશે!'

શાવ્રુક્ષને તો માધવીની આ મજાક વાંદરાને દારૂ પાયા જેવી બની ગઈ. વહાણ ઉપર આજ નક્કી ખૂન તો થવાનું. શાવ્રુક્ષ જો અમુલખને આજે મારે નહિ તો એને જંપ વળે નહિ. માધવીની ટકોર પછી વહાણના આ ખૂંટને અમુલખની હાજરી સરખી પોતાના અપમાન સમી લાગવાની.

'એ ભીમ છે તો હું ભીમનો બાપ છું, ભીમનો દાદો છું! બોલ, એય બકાલ?' શાવ્રુક્ષે અમુલખનો કાન પકડીને ખેંચ્યો. 'બોલ, શાવ્રુક્ષ મારો બાપ થાય!' અમુલખને ઊભો થવામાં મદદ કરવા માટે શાવ્રુક્ષે પોતાના પગની લાત ઉગામી.

પછી શું થયું, કેમ થયું, એનો ખ્યાલ આવે એના કરતાં વધારે ઝડપથી શાવ્રુક્ષ નીચે પડ્યો.

માધવીની આંખો એકદમ પહોળી થઈ ગઈ, એનો ચહેરો એકદમ તંગ થઈ ગયો! એક ક્ષણમાં જાણે એનો ચહેરો આખો બદલાઈ ગયો.

વહાણના બીજા ખલાસીઓ પોતાના હાથનું કામ મૂકીને શાવ્રુક્ષ સામે જોઈ રહ્યાં.

ધીમે ધીમે પરંતુ ભયંકર નિશ્ચયથી શાવ્રુક્ષ ઊભો થયો. ગુલામ—જહાજ ઉપર તાબેદાર માણસની જિંદગી કરતાં એની તાબેદારી વધારે કિંમતી છે.

મને પણ થયું કે શાવ્રુક્ષનો પગ લપસી ગયો હોય તો યે એ કઢોડે વખતે લપસ્યો હતો, ને એ પડી ગયો એ ઠીક ન થયું. બીજા

ખલાસીઓના મનમાં કદાચ એવી શંકા પેસી જાય કે શાવૃક્ષને અમુલખે પછાડ્યો છે. ને શાવૃક્ષને આ વહાણુ ઉપર કોઈ પણ માણસ કાંઈક પણ કરી શકે છે એવી હવા જામે તો યે ખોટું ને? વહાણુ ઉપર તો બાર બાપની વેજા હોય; મુલક મુલકના ઉતાર હોય. સોદાગરી જહાજ કરતાં ગુલામી જહાજના ખલાસીઓનું તો એવું જ તો! એમાં તો માલમ જો આંકેલા ખૂંટ જેવો ન હોય કે આજૂસના ઝપાટા જેવો નહોય તો જહાજ ચાલે કેમ?

એટલે શાવૃક્ષ ધીમે ધીમે ઊઠ્યો એ હું ચુપચાપ જોઈ રહ્યો. એક અણુમાહેર બકાલતું આવી બન્યું હતું પણ બીજું શું થાય? વહાણુની શિસ્તનું શું થાય? નાફરમાનીને ફણા ઊંચી કરતાં કેટલી વાર?

એટલે પોતાના હાથોની બાંયો ચડાવતો ને અમુખલને ખૂની નજરથી તાકતો શાવૃક્ષ અમુલખ ઉપર ધસ્યો ત્યારે મારે કાંઈ એને કહેવા જેવું ન હતું, ને માધવી કહી શકે તેમ નહોતું. એનો ચહેરો સળગતી સગડીના અંગારા જેવો લાલ બની ગયો હતો; એની આંખો ફાટીને ગોળ થઈ ગઈ હતી.

શાવૃક્ષ અમુલખ પર ધસ્યો. અમુલખ જેમ બેઠો હતો તેમ જ બેઠો રહ્યો. શાવૃક્ષ એના ઉપર ધસ્યો એટલે એ જરા નીચે નમ્યો. ને...માશાલ્લા...માશાલ્લા!... એણે શાવૃક્ષને પોતાના માથા વતી ઉલાળીને દૂર ફેંકી દીધો.

એક ક્ષણ તો શાવૃક્ષ જાણે બેબાકળો બન્યો. બીજી ક્ષણે એ ઊભો થયો. હવે એના હાવભાવમાં જરા ય શંકા ન હતી. અમુલખને માથે મોત ભમતું દેખાયું.

વાત જોતજોતામાં વધી ગઈ હતી. મારાથી હવે વચ્ચે પડાય

એવું ના રહ્યું. દરિયાના ગાભમાંથી પ્રગટેલા તુફાનના પહેલા ઉછાળનાં મોજાંની ઝપટથી આ મામલો વીફરી ગયો. મારાથી પહેલાં વચ્ચે પડાય એમ હોય તો યે હવે તો વચ્ચે પડાય જ નહિ. એક તરફ એક ગુલામ હતો કે જેની એક વારની કિંમત મને કયારની યે મળી ચૂકી હતી. બીજી બાજુ મારો માલમ હતો. જૂનો માલમ હતો. વર્ષોથી એ મારું જહાજ સંભાળતો હતો. બાર બંદર ને નવ ગોદીની વેજાને એ સંભાળતો હતો. ગુલામ ભાંગે તો બહુ બહુ તો મને પાંચ પચાસ દીનારની ખોટ હતી, કદાચ સો દીનારની પણ ગણાય. મિસરના સુલતાન ખેદીવ મહમદ પાશાને જાંનિસાર પહેલવાનોની ખાસ ટુકડી ને પોતાની ખાસ શીબંદી તરીકે રાખવાની હોંશ હતી. ખાસ હિન્દી ગુલામોની બનેલી એની શીબંદી એની ઊંચાઈ, એનાં હાડ અને તાકાત અને એની સરફરોશી માટે વખાણુમાં હતી. ને અમુલખની પણ એમાં પસંદગી થવાનો પૂરો સંભવ હતો. સુલતાન મહમદ ભારે ઠીંગણો, દૂબળો ને માંદલો હતો; એટલે એને પોતાની પાસે પડછંદ શીબંદી રાખવાનો શોખ હતો. એને એ જાંનિસારી કહેતો. ને જો એ અમુલખને નજરે જોત તો એ જરૂર એને પોતાની જાંનિસારીમાં પસંદ પણ કરત.

તો મને અમુલખના સો દીનાર મળત. પણ મારે વહાણની શિસ્તનો ભોગ આપવો પડે, બીજા ખલાસીઓને નાફરમાન થવાનો અવકાશ આપવો પડે; વહેલા કે મોડા મારે મારા જહાજને ખલાસીઓની મુન્સફી ઉપર છોડવું પડે.

અને મને કહેવા દો—મારો વીસ વરસનો અનુભવ બોલે છે કે ગુલામના સોદાગરના જહાજ ઉપરનો ખલાસી ખારવા તરીકે સારો છે. લાસકર તરીકે સારો છે, પણ સમોવડિયા તરીકે ભયંકર છે.

એટલે હું ચૂપ રહ્યો, ને અમુલખના મોતની રાહ જોઈ રહ્યો.

શાવૃક્ષ ધીમાં લાંબાં પગલાં ભરતો અમુલખ તરફ આગળ વધતો હતો. એના હાથમાં લાંબી છૂરી હતી. થોડી વાર એ વહાણના સથા ઉપર ઊભો થઈ રહ્યો. અને પોતાની છૂરીને પોતાના પગના ચામડા સાથે ઘસવા માંડ્યો–એની ધાર ઉપર એ આંગળી ફેરવવા માંડ્યો.

એની આંખમાં ખૂન હતું. એના હાથથાં ખૂન હતું, એના અંગે-અંગમાં ખુન હતું.

અમુલખ જ્યાં બેઠો હતો ત્યાં જ બેઠો રહ્યો. એની આંખો શાવૃક્ષ તરફ હતી છતાં એ જાણે શાવૃક્ષને જોતો ન હતો. એ જાણે કાંઈક બીજું જ જોતો હતો. મને બરાબર યાદ છે. સૂર્યનાં કિરણો પવનમાં લહેરાતાં એનાં ઝુલ્ફાંમાં રમતાં હતાં; એના ગોરા ચહેરાને કોઈ બીજી જ દુનિયાના ખ્વાબના રંગથી રંગાતાં હતાં. કુલમીના થંભને અઢેલીને એક ઊંચા કરેલા હાથ ઉપર પોતાનું માથું ટેકવીને એ જાણે દૂર દૂર જોઈ રહ્યો હતો.

શાવૃક્ષ ધીમે ધીમે આગળ વધતો હતો. હવે એ પોતાના હાથની ચામડી ઉપર પોતાની છરી ઘસતો હતો.

એકાએક એક ચીસ જેવો અવાજ આવ્યો. કોઈ જહાજનું આખર આવી ચૂકયું હોય તો ગારદ થવાની આગલી રાતે એને કાનજી માલમના ભુતિયા વહાણની ચીસ સંભળાય એવી એ કાળી તીખી ચીસ હતી.

એવી કાળજગરી ચીસ પાડીને માધવી શાવૃક્ષ અને અમુલખની વચ્ચે ઊભી રહી. શાવૃક્ષ સામે જોઈને એણે કહ્યું 'ખબરદાર! સોદાગરને એક સવાલ પૂછી લેવા દે.'

અને માધવીએ મને પૂછ્યું :

'સોદાગર ! તમારે મોઢેથી મેં સાંભળ્યું છે કે જહાજનો માલમ અડીખમ જોઈએ. તો પછી અમુલખ જો શાત્રૂક્ષને હરાવશે તો શું થશે ?'

મેં જવાબ આપ્યો: 'તું વચ્ચેથી ખસી જા. આ તકરાર જગવી છે તેં, પણ શમાવી શકાશે નહિ તારાથી.'

'પણ મેં પૂછયું એનો જવાબ?'

'એનો જવાબ છે નહિ. અમુલખ શાત્રૂક્ષને મારી શકશે નહિ. છેલ્લાં દશ વર્ષમાં શાત્રૂક્ષને મારનાર મેં કોઈ જોયો નથી.'

'છતાં પણ?'

હું હસ્યો: 'છતાં પણ અમુલખ શાત્રૂક્ષને હરાવે તો પછી તને નહિ ગમે એવી વાત થશે; તારા ટીખળનો તારે દંડ ભોગવવો પડશે.'

'એટલે?'

'એટલે એમ કે અમુલખ તને દીઠે નથી ગમતો તે વહાણનો માલમ બનશે. શાત્રૂક્ષને જો અમુલખ હરાવે તો શાત્રૂક્ષ માલમ રહી શકે નહિ. ગુલામી સોદાના જહાજના ચોરાસી બંદરના ઉતાર ખારવા ઉપર, પોતાના હાથ નીચેના માણસથી મહાત થનાર માલમ થઈ શકે નહિ. જેમ દરિયા સામે વહાણનું ઊપજે નહિ, તુફાન સામે સઢનું ઊપજે નહિ, તેમ માલમની સામે ખારવાનું પણ ઊપજવું નહિ જોઈએ. ને ઊપજે તો એ માલમ નહિ.'

'બસ.'

માધવી મારા સામેથી ફરી ગઈ. શાત્રૂક્ષને એણે એક ધક્કો માર્યો અને અમુલખ સામે જઈને એ બોલી. તુફાનમાં ચિરાતા સઢના જેવા અવાજે એ બોલી:

'ઊઠ એય ગુલામ ! હોશમાં આવ. ગોપી ગોપી કરે ગોપી નહિ મળે તને. ઊઠ, ઊભો થા ને તારી ગોપી માટે લડી લે.'

પાછે પગલે માધવી પાછી ફરી. એ વખતનો એનો ચહેરો સિંદૂરથી રંગેલી જનમનારની કઠપૂતળી જેવો હતો. ધીમે ધીમે પાછે પગલે એ સથા ઉપર પાછી હટી, ને ફ્નોસને અઢેલીને એ ઊભી.

શાત્રક્ષ આગળ વધ્યો. હવે એનો હાથ અમુલખના ખભાને અડકયો. હવે એના હાથની છૂરી હવામાં તોળાઈ. મારી આંખો માધવીના ફરી ગયેલા દિદાર ઉપર જડાઈ હતી. એની કાયા જાણે સિન્દૂરથી નીતરતી હતી, ને એના ચહેરામાં તુફાનની તિખાશ હતી. ઘનઘોર અંધારી રાતે ગાજતા તુફાનની વચમાં કંદીલનો દીવો પકડવાને નાખુદાની આંખો જેમ ફાટેલી તાકી રહે એમ એ તાકી રહી હતી.

એટલે શું બન્યું એની મને ખબર ન રહી. શાત્રક્ષ...હું જોઉં છું તો શાત્રક્ષ ત્યાં ન હતો ! હમણાં હતો, હજી હમણાં જ હતો; ને હમણાં–હમણાં જ નથી !

હું બેબાકળા જેમ આમતેમ જોઈ રહ્યો. મેં ખારવાઓને દરિયામાં એક તરફ વહાણના કંઠારા ઉપરથી લપી લપીને નીચે જોતા જોયા. મેં પણ એક નજર નાખી.

શાત્રક્ષ દરિયામાં તરફડિયાં મારતો હતો.

હું દોડ્યો. મેં બૂમ પાડી : 'અરે, તમે જુઓ છો શું ? દોરડું નાખો. વહાણને વાળો !'

અમુલખ મારી પાસે આવ્યો.

'તમારા બોલવાથી આ વહાણનો હવેથી હું માલમ છું.'

હું એની સામે જોઈ રહ્યો.

'હું માલમ છું; તમે આરામ કરો. કમજાત શાવ્રક્ષનું થવાનું હશે તે થશે.'

એકાએક કાંઈક ધબાકો થયો. હું શાવ્રક્ષને સાવ ભૂલી ગયો. અમુલખ માલમ હોય કે ના હોય એ વાતમાં મને રસ ના રહ્યો.

માધવી બેભાન થઈને નીચે પડી હતી. ને પડતાં પડતાં ફ્નોસનો ખૂણો એના કપાળમાં વાગ્યો હતો, અને એમાંથી લોહી વહેતું થયું હતું.

શાવ્રક્ષ, અમુલખ, ખલાસી, ખારવા, તમામને જહન્નમમાં જવું હોય તો જાઓ. મારી બેહિસ્તની હૂરી બેભાન થઈ હતી!

માધવીને–બેભાન માધવીને હું મારા બે હાથમાં ઉપાડીને મારા કમરામાં લાવ્યો.

કમરાનું બારણું વાસતાં વાસતાં મેં ઉપરથી એક અવાજ સાંભળ્યો.

'પીંજરિયા! સમાલ; દરિયામાં પડનારને તારી નજરમાં જ રાખ. સારંગ! પાણીમાં દોરડું નાખો; ટંડેલ! વહાણને વાળો; ખલાસી! સઢ સંભાળો.'

રૂસ્તમ પહેલવાનનો નવો માલમ જાણે દરિયો ડહોળી ડહોળીને મોટો થયો હોય ને જનમભરનો માલમ હોય એમ પોતાના અમલનો આરંભ કરતો હતો.

મેં બારણું બંધ કર્યું.

માધવી બેભાન સૂતી હતી. આ જાજરમાન નારીને આવી પરવશ હાલતમાં મેં જોઈ ન હતી. એની પરવશતામાંય જાણે એક જાતનું જાદુ હતું. એ જાદુનું પાન કરતો હું એ ભાનમાં આવે એની રાહ જોતો બેઠો.

૬

# શાવૃક્ષની બહુ ટૂંકી વાત

મારું નામ શાવૃક્ષ. મારા બાપને નામ તો હશે, પણ મને ખબર નથી. ઈરાનના કાંઠા ઉપર કોઈને બાપનું નામ પૂછવાનો શિરસ્તો નથી. ખાસ કરીને મલ્લાહને તો પૂછવું જ ન જોઈએ.

જવા દો. મેં કહ્યું તેમ મારું નામ શાવૃક્ષ ને છેલ્લાં દશ વરસથી હું 'રૂસ્તમ પહેલવાન'નો માલમ હતો.

માલમ તરીકે હું જે આબરુ કમાયો હતો એની જાળવણી કરતાં ને કરવામાં હું દરિયામાં પડ્યો. હું કેમ દરિયામાં પડયો એ આજ પણ મને યાદ નથી. હું અમુલખને મારવા જતો હતો–મારતો હતો —એક ક્ષણ–આધી ક્ષણ...ને હું દરિયામાં સીધો ગળકાં ખાવા માંડ્યો.

તરતાં આવડે એવો માલમ શું ઈરાનમાં કે શું ગુજરાતમાં હજી પાક્યો નથી. રાતદિવસ દરિયામાં રહેનારા ખારવાઓમાંથી મોટા ભાગને બિલકુલ તરતાં નથી આવડતું એ કદાચ તમને ખબર નહિ હોય. મારી વાત ન માનો તો જરા જાતે પૂછી કરતા. તમને નવાઈ લાગશે.

દરિયા ઉપરની મારી કારકિર્દીની મોટા ભાગની સફળતા મારા આ વિધાનની સચ્ચાઈ ઉપર નભી હતી. કોઈ ખારવો આડો થાય અને મારી હાથચાલાકી પણ જો એને જરા યે નરમ ન બનાવી શકે તો પછી હું એને ઉપાડીને દરિયામાં ફેંકી દેતો. મને જો એની સામે

અંગત અદાવત હોય તો એ વાત ત્યાં પૂરી થતી. ને જો અંગત અદાવત ન હોય તો હું એને વહાણમાંથી એકાદ દોરડું ફેંકતો ને એ વહાણની પાછળ મારી મરજી હોય ત્યાં સુધી ખેંચાતો આવતો.

ને એક વાર દરિયો નાહી ને આવેલો ખારવો પછી કોઈ વાર મારી સામે આંખ પણ ઊંચી કરવાની હિંમત ન કરતો. દરિયો એ મોટો દેવ છે—જો એની સાચી પૂજા કરતાં તમને આવડતી હોય તો.

પરંતુ ત્યારે મને ખબર ન હતી કે એક વાર જે માર્ગે મેં સેંકડો ખલાસીઓને મોકલ્યા હતા, એ માર્ગે મારે પોતાને જવાનું થશે.

આજ સુધી દરિયાને માટે મારા મનમાં જે સદ્ભાવ હતો એ બધો બગડી ગયેલા દૂધ જેવો ખાટો થઈ ને અત્યારે મને જ ગૂંગળાવી મારવા લાગ્યો.

મને તરતાં આવડતું ન હતું. ને દરિયો વિશાળ હતો, અખૂટ હતો. ને એનાં અણુતગ ઊંડાણ લોહચૂંબક જેટલી ચોક્કસાઈથી મને નીચે ને વધારે નીચે ખેંચી રહ્યાં હતાં.

અને મને એ પણ શ્રદ્ધા ન હતી. કે કોઈ મને દોરડું નાખશે. વહાણ ઉપરના કોઈ ખારવાને મારા તરફ મમતા હોવાનું કારણ ન હતું ને વેર હોવાનાં બધાં કારણ હતાં.

અને જે પાંચસાત ખારવાઓને મેં દરિયામાં ફેંકી દીધા હતા અને જેમની પાછળ મેં દોરડું નાખ્યું ન હતું કે નાખવા દીધું ન હતું, એનાં પ્રેત જાણે દરિયાનાં ઊંડાણમાંથી નીકળીને મારી સામે વિકરાળ દાંતો ઉઘાડીને પોતાના લાંબા ભીના ચીકણા હાથ મારા તરફ લંબાવી રહ્યા. મને લાગ્યું કે મારો અંતકાળ આવી ચૂકયો છે. ને અંતકાળે મારા દિલમાં...

એકાએક મારા માથા ઉપર દોરડું પડયું ને એ દોરડું મેં પકડી

લીધું. હવે મારા જીવમાં જીવ આવ્યો. હવે મને લાગ્યું કે કદાચ મારે મરવું નહિ પડે; કદાચ મારે જીવવાનું હજી યે લખ્યું હોય; કદાચ......

એકાએક મેં કાળી ચીસ પાડી. મારા પગની નીચે કાંઈક સફેદ સફેદ ચાંદીના પતરા જેવું પસાર થયું. એનો સ્પર્શ નીચે તરફડતા મારા પગને થયો...ને મારા ગળામાંથી કાળી ચીસ નીકળી ગઈ. જેણે એક વાર દરિયાની સપાટી નીચે તરતી માણસમાર માછલી જોઈ છે એ જિંદગીભર એને ભૂલી શકે નહિ. ખરતા તારાના વેગથી દરિયાની સપાટી નીચે પસાર થઈ જતા એ ચાંદીના પતરા જેવા આકારને જે એક વાર જુએ છે એ તરવૈયાના મોતને નજરે નિહાળે છે. એ છે માણસમાર. ડૂબતો માણસ દરિયાને તળિયે બેસે એના પહેલાં......

મેં કાળી ચીસ પાડી. મદદ......મદદ... ! મને મદદ મળી શકે તો વહાણ ઉપરથી મળી શકે. પણ મને કોણ મદદ આપે ?......

મને દોરડાથી ઉપર ખેંચી લેવાની કોઈ કોશિષ કરે તો યે એને માટે સમય ન હતો. અરેરે ? ...મારું પણ કમોત લખાયું છે ને......

જિંદગીને વળગી રહેતી મારી આંખો વહાણ ઉપર જડાઈ રહી. વહાણની બાજુ ઉપર ઘણા માણસો જમા થયા હતા. ને એમાં હું મારી આ દશા કરનાર અમુલખને પણ જોઈ શકતો હતો.

એ બધા દરિયામાં આંગળી ચીંધતા હતા. અરે માણસમાર સામે આંગળી ચીંધવાથી શું વળવાનું છે ? શું એમાંથી કોઈએ માણસમાર જોયો નથી ?

દોરડું ખેંચાવા લાગ્યું. હું સાથે વહાણ તરફ ખેંચાવા લાગ્યો. મારા નાસીપાસ થયેલા દિલમાં કાંઈક આશા આવી. મારો જાન

બચી જશે ! બચી જશે ? યા અલ્લાહ ! રહીમ ! પાક પરવરદિગાર ! મેં ઘણાં પાપ કર્યાં છે. પણ......

એકાએક મારા જમણા પગને કાંઈક બાઝયું. ભીનું ઠૂંફાળું લીસું...ને બીજી ક્ષણે મારા પગની પાનીમાં તીણા દાંત કરડવા લાગ્યા. યા અલ્લાહ ! માણસમારે મને પકડ્યો હતો. એનાં જોરાવર જડબાં, હાડકાંની કરવત જડેલાં જડબાં મારા પગ ઉપર બીડાઈ ગયાં હતાં !

હવે દોરડું ખેંચે તોય શું, ન ખેંચે તોય શું ? મોતને મેં મારી સગી આંખે વાંચ્યું અને વહાણની છેલ્લી વિદાય લેતો હોઉં એમ વહાણના મોરા સામે મેં છેલ્લી નજર કરી લીધી.

એકાએક વહાણ ઉપરથી કોઈક દરિયામાં નીચે કૂદ્યું. અરે, આ વહાણ ઉપર કોઈને તરતાં નથી આવડતું અને કોણ કૂદ્યું ? શા માટે કૂદ્યું ?

માણસમાર મને પોતાના જડબામાં પકડીને દરિયાની સપાટી નીચે ખેંચવા માંડ્યો. મેં દોરડાને ખૂબ જોરથી પકડ્યું. પણ માણસમારની પકડ મારી પકડ કરતાં જોરાવર હતી. દોરડું મારા હાથમાંથી છૂટી પડ્યું. માનો, મારી જિંદગી મારા હાથમાંથી છૂટી પડી. અને યા અલ્લાહ, યા અલ્લાહ ! મેં છેલ્લી બૂમ પાડી ને મારા માથા ઉપર દરિયાનાં પાણી ફરી વળ્યાં. મોત મને ભેટી ગયું.

મને લાગ્યું કે હું મરી ગયો. મારી શુધસાન ઠેકાણે ન રહી. દરિયાનું પાણી મારા ફેફસાં ઉપર ભારે દબાણ કરી રહ્યું હતું.

કોણ જાણે આ બધું કેટલો વખત રહ્યું; કોણ જાણે આ બધું ક્યાં સુધી ચાલ્યું. આખરે મારી આંખો ઊઘડી. ક્ષણભર મને લાગ્યું કે હું મરી ગયો છું ને અજમ મલ્લાહને માટે નક્કી કરેલા બેહિસ્તમાં હું પહોંચી ચૂક્યો છું.

બીજી ક્ષણે મને માલમ પડ્યું કે હું મરી ગયો નથી. હું જીવું છું, ને હું વહાણ ઉપર છું.

'માણુસમાર !...'

'ગભરા નહિ, ભાઈ! તારે બદલે માણુસમારનો હિસાબ પતી ગયો છે.'

મેં જોયું : અમુલખ મારો હાથ પકડીને બોલતો હતો.

મને કાંઈ સમજાયું નહિ. ને ત્યારે કોઈએ મને કાંઇ સમજાવ્યું નહિ.

ત્યાર પછી હું કેટલા દિવસ બિમાર રહ્યો તેની મને ખબર નથી. પણ એક દિવસે હું સંપૂર્ણ શુદ્ધિમાં ને સાનમાં આવ્યો. મારા શરીરમાં અશક્તિ ઘણી હતી, ને ગોઠણથી નીચેનો મારો જમણો પગ કપાયેલો હતો ને ત્યાં લાકડાનો ઘોડો બાંધી દેવામાં આવ્યો હતો.

એ પથારી ઉપર સૂતાં સૂતાં મને બીજા ખારવાઓએ વાત કરી. જ્યારે મારી પાછળ માણુસમાર પડ્યો છે એમ વહાણ ઉપરના ખારવાઓએ જોયું ત્યારે તેઓ બમણા જોરથી દોરડું ખેંચવા લાગ્યા હતા. પણ એ લોકો મને ખેંચી લે એના પહેલાં તો માણુસમારે મારો જમણો પગ પોતાના જડબામાં ઝાલ્યો.

ને માણુસમારે મારો પગ ઝાલ્યો એટલે નિરાશ થઇને ખારવાઓએ દોરડું ખેંચવું મૂકી દીધું.

ત્યારે પોતાના મોઢામાં છૂરી લઈને અમુલખ દરિયામાં કૂદી પડ્યો હતો. તરીને એ માણુસમારના પેટ નીચે પહોંચ્યો હતો, ને એણે એને છૂરી મારી હતી. માણુસમારે મને પડતો મૂકીને મોતનાં તરફડિયાં મારતાં મારતાં અમુલખ ઉપર છેલ્લું વડચકું નાખ્યું ને અમુલખના ડાબા હાથની બે આંગળીઓ એના જડબાની કરવતમાં આવી ગઈ, ને આવતાંની સાથે કપાઈ ગઈ.

પરંતુ માણસમાર મરી ગયો. ને હું બેભાન બની ગયો હતો તેને અમુલખ વહાણ ઉપર લાવ્યો હતો.

ત્યાર પછી હું સાત રોજ માંદો રહ્યો હતો, ને અમુલખે મારી ચાકરી કરી હતી.

મેં આ વાત સાંભળીને નોશેરવાનને અને અમુલખને મારી પાસે બોલાવ્યા. મેં એમને કહ્યું: 'સોદાગર ! તમારે એક માલમ જોઈએ છે; એક ગુલામ જોઈએ છે. આજથી અમુલખ તમારો માલમ ને હું તમારો ગુલામ.'

નોશેરવાને અમુલખને માલમ બનાવ્યો, પણ મને પોતાનો ગુલામ બનાવ્યો નહિ.

એટલે હું તે દિવસથી અમુલખનો ગુલામ બની રહ્યો છું. એ મને પોતાનો દોસ્ત કહે છે. પણ હું જાણું છું, બીજા બધા જાણે છે કે હું એનો ગુલામ છું. મારી જિંદગી મેં તો ખોઈ દીધી હતી, એણે બચાવી હતી; કોઈ જાતના દોસ્તીના દાવા વગર બચાવી હતી. મારી જિંદગી એ એની માલિકીના સદુપયોગ કે દુરુપયોગ માટે હતી. એ એનો કુલમુખત્યાર હતો.

૭

# હીરજી કાકા ઝાંખી આંખે જૂની વાતો જુએ છે.

મારી ઉંમર આજકાલ નેવું વરસની હશે. બેચાર માથે હશે; પણ ઓછાં નહિ. નવી વાતો હું સમજ્યો નથી ને જૂની વાતો હું ભૂલ્યો નથી. જૂની વાતો ફરી ફરીને તાજી કરીને તો મેં મારા કમજોર બુઢ્ઢાપાના દિવસો ગાળ્યા છે. મારી આંખો હું બંધ કરું છું ને જૂની વાતો મારી સામે ખડી થાય છે. અમે જૂના જમાનાના માણસ અમારા મમત્વમાં, અમારા વેરઝેરમાં કટ્ટર હોઈએ. તમે જિદ્દી કહો તો ભલે ને કહો! અમે અમારી જાતને અટંકી માનીએ છીએ. દોસ્તોની દોસ્તી ને વેરીનાં વેર અમે મસાણ સુધી ભૂલતા નથી. જ્યારે એ બેયને જીરવવાની અમારી તાકાત ઘટી જાય છે ને જ્યારે અમારે ઘરના ઉંબરા ઝાલીને બેસી રહેવું પડે છે, ત્યારે એ વાતોનાં સંભારણાંની ઓથે તો અમારા દિવસો જાય છે. હા! મને જૂની વાતો બરાબર યાદ છે. કયે વખતે કોણે શું પહેર્યું હતું, શું ખાધું હતું, શું કહ્યું હતું, શું કર્યું હતું...એ બધું જ આજ પણ હું કહી શકું. હા, જૂની વાતો બધી મને યાદ છે.

મને બરાબર યાદ છે એ દિવસ, જ્યારે ગોપીના નાના ભાઈ છોટુનું ખૂન થયું હતું! મૃત્યુ નહિ પણ ખૂન થયું હતું!

મારા મોટા ભાઈ વીરજી દેસાઈ પોતાનાં બે ય બાળકો—ગોપી અને છોટુ બેયને—મરતી વખતે મારા હાથમાં સોંપી ગયા હતા, ત્યારે

એ બન્ને બાળકો સાવ નાનાં હતાં. મરતાં મરતાં મારા ભાઈએ મને કહ્યું હતું : 'હીરજી ! મને અફસોસ એક છે કે વલ્લભો દાંડ રહી જાય છે ને હું જાઉં છું. મને સંતોષ એક જ છે, તું છો તે મારી ખોટ પડવા નહિ દે !'

વલ્લભો દાંડ અને એના વળવાળા બધાની સામે દેસાઈ કુટુંબનું નાક રાખવાનું કામ મેં જ્યારે માથે લીધું ત્યારનો દેખાવ મને યાદ આવે છે. ચાર પાંચ વરસની ગોપી છે, એના પગમાં ઝાંઝર છે, એક દૂબળી ડોસી એને ખોળામાં બેસાડીને રમાડે છે. ગોપી કાલું કાલું બોલીને હસે છે. દૂબળી ડોસીના મોઢા ઉપરની કરચલીઓમાંથી આંસુનાં ટીપાં વહ્યાં જાય છે. એક બીજી બાઈ—દૂબળી છોકરી એની કેડમાં બે વરસના બાળકને લઈ ને ઊભી છે. એના હાથમાં સોનાનાં કડાં છે, ગળામાં હેમનો અછોડો છે. એના હાથમાં એક મોટો ઢીંગલો છે, ને એ ખિજાયેલો છોકરો એ ઢીંગલાથી એ છોકરીને મારે છે. વીરજીની આંખ એ છોકરા ઉપર જ જડાઈ રહી છે. ને છોકરો–ગોરો માખણના પીંડા જેવો કાલી ભાંગીતૂટી જબાનમાં પોતાને તેડનાર છોકરીને ગાળો દેતો દેતો ઢીંગલાથી એ છોકરીને મારી રહ્યો છે.

મેં કહ્યું : 'રામી ! છોટુને મારી પાસે લાવજે.' છોકરી છોટુને મારા ખોળામાં બેસારે છે. હું મારા ભાઈ ને માથે હાથ મૂકું છું: 'ભાઈ ! હવે ભગવાનનું નામ લ્યો. હવે છોટુ કે ગોપીની ચિંતા ન કરશો.'

આંખો બંધ કરું છું ને હું જોઉં છું: માખણના પીંડા જેવો એ ગોરો ગોરો છોકરો મોટો થઈ ગયો છે, ને એનું મુડદું મારા પગ આગળ પડ્યું છે! હાય રે' ઓ ભગવાન! તેં મને ન લીધો, ગોપીને ન લીધી, છોટુને લીધો ! વીરજી દેસાઈના ઘરને તાળાં દેવાઈ ગયાં. એનો વંશ ઉચ્છેદ થઈ ગયો.

મારા હૈયામાં કાળઝાળ રોષ ચડે છે. છોટુ—મારા લાડકા છોટુ—મારા કુળની જ્યોત છોટુ—મારા બાજબહાદુર છોટુના શરીર ઉપર તરવારનો ઘા છે. એનું અંગ લોહીથી ખરડાઈ ગયું છે. કોઈ કસાઈ ઢોરને કાપે, કોઈ માલિક તોફાને ચડેલા ગોલાને કાપે, એમ કોઈ કે મારા છોટુને વેતરી નાખ્યો છે.'

હું જીવતો બેઠો હતો—પણ મારનાર ને ન મારી શરમ પહોંચી, ન મારી બીક પહોંચી. બસ, ચીભડાની જેમ એણે મારા કનૈયાકુંવર જેવા છોકરાને વધેરી નાખ્યો !

'કોણ છે એ માથાનો આ ગામમાં આ કાળો કામો કરનારો ?' મુડદાને ફરી વળેલા મારા દુબળાઓ, સાથીઓને, ગોલાઓને મેં પૂછ્યું.

એકાએક મારી આગળપાછળ ચિત્રવિચિત્ર અવાજોનો જાણે ઘોર ઊઠયો. ઉનાળામાં ડાંગનું જંગલ બળે ને ચોપાસ તીખા જાડા તડાકા-ભડાકા થાય એવો. બધા માણસો એકસાથે બધી વાત કરવા માગતા દેખાયા. પણ એ અવાજના ઘોંઘાટના ચક્રાવામાંથી મને વાતનો દોર મળ્યો.

'વલ્લભા દાંડના અમુલખ સાથે છોટુને તકરાર થઈ હતી. એ અમુલખે એ તકરારનો આમ બંધ વાળ્યો લાગે છે.'

મને પણ યાદ આવ્યું. ગોપી એક દિવસ જ્યારે તીથલથી મોડી રાતે ઘેર આવી ત્યારે અમુલખ અને છોટુને અમારા ઘરની સામે જ તકરાર થઈ હતી. ને એ તકરાર ભયંકર રૂપ પકડી લ્યે એવી જ હતી.

સાચું, સાવ સાચું ! વલ્લભા દાંડનો દીકરો હોય અમુલખ ને એ જો આગલીપાછલી યાદ રાખીને વીરજી દેસાઈના કુમળા છોડને છૂંદી ન નાખે તો વલ્લભા દાંડનું કુળ લાજે ને ? મલકનો ચોર વલ્લભો ! સાતસાગરનો ચોર વલ્લભો ! કાળાભૂરા ગોલાનો દલાલ વલ્લભો ! એને પેટ જો કસાઈ ન પાકે તો પાકે કયાં ?

પણ હું હીરજી કાકો ! મારા છોકરાનો મારનાર મરનારની ચેહમાં ભેગો ન બળે તો મેં ધાન નહિ પણ ધૂળ ખાધી માનજો.

'અલ્યા ! જુઓ છો શું ?' મેં બૂમ પાડી; 'થાવ તૈયાર, બાંધો હથિયાર ને મારનારને ય મરનાર ભેગી અનગપિછોડી ઓઢાડી દ્યો !'

પચાસ માણસ માથે છાલિયાં બાંધી હાથમાં કડિયાળી ડાંગ સાથે અડીખમ તૈયાર થઈ ગયું. ચારપાંચ બરકંદાજ પણ ભેગા નીકળ્યા. હું મોખરે થયો.

અમે હજી પગ ઉપાડીએ છીએ ત્યાં સામેથી એક માણસ આવતો દેખાયો. જુવાન માણસ, પહોંચતો માણસ, હથિયાર વગરનો માણસ. દુનિયામાં જાણે એને કોઈનાથી બીવાનું કારણ ન હોય એમ બીક વગરનો માણસ !

'અમુલખ !'

અમે બધા થોભી ગયા. જેને શોધીને અમે મારી નાંખવા જતા હતા એ ચાહી ચલાવીને અમારી સામે આવતો હતો ! એકલો આવતો હતો, હથિયાર વગર આવતો હતો. બીજું કાંઈ નહિ પણ એની છાતી જોઈ ને અમે ઘડી વાર થંભી ગયા. અમારો ગુસ્સો, અમારું બળ, અમારો નિરધાર જાણે જડ બની ગયાં !

એ આવ્યો. પચાસ માણસના કટકથી થડકયા વગર, ઝેરથી અચકાયા વગર આવ્યો. પચાસ ડાંગ ને પાંચ બંદૂકની કોઈ ફિકર જ એને ન હોય એમ એ આવ્યો.

એ આવીને છોટુની લાસ પાસે બેઠો. થોડી વાર સુધી એ બેઠો રહ્યો. છોટુના લોહીલોહાણ દિદાર સામે જોઈ રહ્યો.

અમને જો પાકી ખાતરી ન હોત તો છોટુના કમોત સાથે એને કાંઈ લેવાદેવા પણ ન લાગે એવું નાટક એ કરી ગયો.

છોટુના શબની પાસે બેઠેલી ગોપીની સામે જોઈને અમુલખે કહ્યું: 'મને......મને......બહુ અફસોસ થાય છે'

અમારા બધાની તો જબાન જ જાણે સીવાઈ ગઈ હતી. પણ ગોપી તો છોટુની બેન ખરી ને? તડ ને ફડ કરતો એણે વળતો જવાબ આપ્યો: 'હવે તમારા અફસોસની કિંમત શી છે? તમારું કરતૂત તમે જોવા આવ્યા હો તો જોઈ લ્યો. તમારું કામ કાચું નથી રહ્યું એની ખાતરી કરવા આવ્યા છો ને? કરી લ્યો.'

'એટલે?' અમુલખ ઊભો થઈ ગયો. 'તમારા ભાઈને મેં માર્યો છે એમ તમે માનો છો?'

'હવે તમે જાઓ. તમારે જોવું હતું તે જોઈ લીધું હોય તો તમે જાઓ.'

'ગોપી!'

'ખબરદાર! તમારા મોઢામાં મારું નામ હું નથી સાંભળી શકતી. તમારે કરવું હતું તે તમે કરી લીધું. મારા ભાઈને હણીને તમે મને નભાઈ બનાવી. મારું નામ ઉચ્ચારીને મને મહેરબાની કરીને બેઇજ્જત ન કરો.'

'પણ....'

મેં અમુલખના ખભા ઉપર હાથ મૂકયો.

'જુવાન! તને ભગવાન ઉપર ભરોસો છે? ભરોસો હોય તો સંભારી લે, કેમકે તારે પણ છોટુની સાથે મોટે ગામતરે જવાનું છે.' મારી આંખના ઇસારે પચાસ માણસ અમુલખને ઘેરી વળ્યું.

'તું આંહી શા માટે આવ્યો એ તો અમે જાણતા નથી; પણ તને શોધી કાઢવાની મહેનત તેં બચાવી.' મેં કહ્યું. 'તારા હાથમાં

હથિયાર નથી. આ ડાંગ લે. પછી તારી વાંસે કોઈ અમને મહેણું દેનાર ન નીકળે કે તું વગર હથિયારે હતો ત્યારે અમે તને માર્યો હતો.'

મેં મારી ડાંગ અમુલખના હાથમાં આપી. અમુલખે એ ડાંગ નીચે મૂકી દીધી. અદબ વાળીને એ ગોપીની સામે ઊભો રહ્યો.

' અગર જો ગોપી મને ગુનેગાર માનતી હોય તો પ્રયોજન નથી. ગોપી મને ગુનેગાર ન માનતી હોય તો મારે લડવાની જરૂર શી છે ? '

જીવનમરણની છેલ્લી લડાઈ લડી લેવા માટેનું હથિયાર ફેંકી દેતા આ માણસને અમારે કહેવું શું ?

ગોપીએ થોડી વાર છોટુના મૃત દેહ સામે જોયું, થોડી વાર અમારા કટક સામે જોયું.

અને અત્યાર સુધી પકડી રાખેલી એની હિંમત છૂટી ગઈ. ધ્રુસકાં ખાતી એ છોટુના માથા ઉપર લળી પડી.

થોડી વારે એણે પોતાનું માથું ઊંચું કર્યું. અને ન તો એણે અમુલખ સામે જોયું, ન મારી સામે જોયું; જોયું કેવળ છોટુના મૃત ચહેરા સામે.

અને એ બોલી: ' અમુલખ ! તમે જાઓ. કાકા ! મારા ભાઈના કમોતની મરજાદ સાચવો. પછી તમારે કરવું હોય તે કરજો; અત્યારે તો આંહીંથી એને જવા દો.

ગોપી ઊભી થઈ. અમુલખ અને અમારા કટકની વચમાં એ ઊભી. 'જાઓ ! મારા ભાઈની હત્યા થઈ; મારા બાપની વંશવેલ સુકાઈ ગઈ. એનનો વીરો ચેહમાં જલી મરશે; ઘડી બેઘડી પછી તો એની ખાક પણ હવામાં ઊડી જશે. પણ તમે જાઓ. તમારી હત્યાનું પાપ મારા શિર ઉપર હું નહિ લઉં.'

'પણ…' અમુલખ બોલવા જતો હતો.

'તમે કેમ સમજતા નથી કે તમારો એક એક શબ્દ મને છૂરીના જખમ જેટલો કાતિલ લાગે છે ? મારા ભાઈને જેમ તમે તરવારથી માર્યો તેમ તમારે મને તમારી જીભથી મારવી છે ? તો શા માટે રિબાવો છો ? લ્યો આ તરવાર ને કરો ઘા. છોટુ કરતાં વધારે સહેલાઈથી હું મરીશ……ને પાપમાંથી છૂટીશ !'

એક શબ્દ બોલ્યા સિવાય અમુલખ ચાલતો થયો.

હું એની આડે ફરવા જતો હતો. ગોપીએ મને કહ્યું. 'કાકા ! મારા ભાઈનું મોત બગાડશો મા ! મૂવા પછી તો જંપ વળવા દો !'

એટલું બોલી ગોપી ઘરમાં ચાલી ગઈ.

અમુલખ ચાલ્યો ગયો.

અમે છોટુની સ્મશાનક્રિયામાં પરોવાયા.

પણ મારા જીવને જંપ ન હતો. મને કયારનું યે લાગતું હતું કે બૈરાંની બુદ્ધિને પાનીએ જે લોકો કહે છે એ ખરા છે. આમ જો દુશ્મનને જતો કરીએ તો પછી કાલ આપણને જંપીને બેસવા કોણ દે ? ને છોટુને મારનારો જો છોટુની ચેહમાં ભેગો ન બળે તો પછી શું વીરજી દેસાઈનું ખોરડું ખોળિયા વગરનું થયું હતું ?

પચાસ માણસને મેં ઇસારામાં સમજાવી દીધા. છોટુને મસાણમાં લઈ જઈએ, પછી એને દેન દઈએ. બેચાર જણ ચિતા પાસે બેસે, બાકીના–બાકીના………ગોપીને વાત કરવા કોણ નવરું છે ? ને ગોપીને ખબર પડે તો ય શું ? ખબર સાંભળ્યા પછી તો એના જીવને ય થોડી રાહત મળશે. શું એ વીરજી દેસાઈની દીકરી ન હતી ?

સ્મશાન જઈને અમે ચેહ ખડકી ને એ ચેહ ઉપર જે છોકરાને મેં આજ દિનતક રમાડયો હતો એને મેં મારે સગે હાથે સુવાર્યો.

અને પછી ત્રણચાર બુઢ્ઢા દૂબળાઓને ચેહની પાસે બેસારીને અમે અમુલખના ઘર તરફ જવા નીકળ્યાં.

ગામમાં તો જાણે સોપો પડી ગયો હતો, ને આજ પાડેપાડાની લડાઈ થવાની દહેશતમાં લોકવરણ માત્ર ઘરઘરનાં કમાડ વાસીને અંદર ભરાઈ બેઠું હતું.

અમે અમુલખને ઘેર પહોંચ્યા. ઘર બંધ હતું; અમે અમારી ડાંગોથી એના દરવાજા ખડખડાવ્યા.

થોડી વારે કમાડ ખૂલ્યું, ને અંદરથી બહાર નીકળ્યો અમુલખનો નાનો ભાઈ જગુ.

એણે મને પૂછ્યું : 'કોનું કામ છે કાકા ?'

આ વરણાગિયા છોકરાને જોઈને મારો પિત્તો એકદમ ઊછળી ઊઠયો: 'ખબરદાર જો મને કાકો કહ્યો છે તો ! કાકો તારો બાપ. અમારે કામ છે એ કાળાં કામના કરનારા અમુલખનું. કયાં મૂઓ છે એ ?'

મેં મારી પિત્તળના તારથી બાંધેલી ને લોઢાની કડીથી જડેલી ડાંગ એની છળેલી આંખો સામે ધરીને ધ્રુજાવી. એ બે પગલાં પાછો હઠી ગયો.

'અમુલખ ? અમુલખ તો અહીં નથી. એ ગયો.'

'ગયો ! જાય કયાં ? હમણાં તો હતો. તું જૂઠું બોલે છે; તું એને છુપાવે છે.'

'એ ગયો, કાકા ! પતીજ ન પડતી હોય તો ઢૂંઢી લ્યો આખું ગામ.'

એને ધક્કો મારીને હું અંદર પેઠો, ને મારી પાછળ મારાં માણસ ઘૂસ્યાં. અમે ઓરડેઓરડો જોઈ વળ્યા: અમે કબાટો તોડી પાડયા. બંધ બારણાં ભાંગ્યાં. વલ્લભા દાંડની અનેક જાતભાતની કરામતોના

ભેદ જાળવી રાખવાની અનેક ખટપટો એ ઘરમાં હતી. ઘણીખરી અમે ભાંગી ફોડી. પણ અમને અમુલખ ક્યાંય મળ્યો નહિ. ક્યાં ભરાયો હશે એ કાતિલ ? ક્યાં લપાયો હશે એ અમારા કુળનો હત્યારો જલ્લાદ ?

આખરે ઘરની આજુએ આજુ જમીન જોઈ વળીને અમે ખાલી હાથે પાછા ફર્યા. ત્યારે જગુ હજી ત્યાંનો ત્યાં ઊભો જ હતો. અમારાં ધૂળવાળાં કપડાં, અમારાં કંટાળેલા મોં ને અમારી નિરાશાભરી આંખો જોઈને એ હસ્યો.

'હું તો કહેતો હતો કે એ આંહીં નથી. ને નકામું મારું ઘર તમે ભાંગ્યું ! એ ગાંડો છે કે આંહીં ઊભો રહે ?'

મેં પૂછ્યું: 'શું એ ભાગી ગયો ?'

'ના, ના. એ તો તમારી વાટ જોતો ઊભો રહે ખરો ને ?' એના બાલિશ ચહેરા ઉપરથી જાણે કોઈ આવરણ ખસી ગયું. એ એકદમ ગંભીર થઈ ગયો. 'કાકા ! બાપદાદાની વારસામાં મળેલી તકરારો આપણે શા માટે આગળ ચલાવવી જોઈએ ? એમાંથી શો ફાયદો આપણે કાઢીએ છીએ ? મને લાગેવળગે છે ત્યાં સુધી તો હું આ તકરારથી મારા હાથ ખંખેરી નાંખું છું ને મારાં માણસોને પણ હું કહી દઈશ.'

'તારાં માણસ ? તારો ભાઈ...'

'મારો ભાઈ ગયો. ભાગી ગયો, અરે જે ઉતાવળથી એ આંહીંથી જીવ બચાવવા ભાગ્યો... માણસને જો પોતાનો જીવ આટલો વહાલો હોય તો બીજાને મારવાને શા માટે બાજબહાદર બનતા હશે ? હવે એ તો ગયો...ગયો...ને ગયો ! આ ભવે તમે એનાં દરશન કરી શકો એવું મને તો નથી લાગતું કાકા.'

'વળી મને કાકા કહ્યો ? અને એ ગયો હોય તો સાત પાતાળ-માંથી એને શોધી કાઢવાની આ હીરજી કાકામાં તાકાત છે અને એ ગયો હોય તોય તું તો છે ને ?'

'હું ? ...' મારા બોલથી ડરીને એ ચાર પગલાં પાછો હઠયો. 'હું ? મારે શી લેવાદેવા ? મેં તો કહ્યું નહિ કે મારે કાંઈ તકરાર ઉપાડવી નથી ને તકરાર વહોરવીએ નથી ? વઢ કે વઢનારો દે એ હું નહિ. મારે તો નિરાંતે જીવવું છે. બાપ દાદાના નામ ઉપર નથી તો મારે કૂવામાં બૂડવું કે નથી કોઈ લોહીની નદીમાં તરવું: હું તો અત્યારે તમારે પગે પડું.'

મને આ કાયર છોકરા ઉપર કંટાળો આવ્યો. એ અમારી સામે વઢતો પણ ન હતો. એ વઢે તો છોટુ તો કાંઈ જીવતો થવાનો ન હતો, કે એનો ભાઈ ભાગી ગયો હતો એ કાંઈ પાછો આવવાનો ન હતો; પણ અમારા મન ઉપરનો ભાર તો હળવો થાત.

'ફટ છે કૂતરા ! જેવો તારો ભાઈ એવો તું. એક, હાથમાં કાછડી લઈને રાંડીરાંડની જેમ ભાગી ગયો, ને બીજો, પાવૈયાની જેમ પગે પડવા બેઠો ! રાંડનાઓ તમે વલ્લભા દાંડનું નામ બોળ્યું ! તારો બાપ આમ ગમે તેવો હતો પણ મુકાબલામાં કોઈ દી' પાછાં પગલાં નહોતો ભરતો. મને તો થાય છે કે હું તને ઊભો ને ઊભો ચીરી નાખું.'

મારો ગુસ્સો કાંઈક હેઠો બેસતો હતો. ને મારા મનમાં કાંઈક તીખી મજાક ઉભરાવા માંડી હતી. આ છોકરો હજી મારા કાંડાને તો ઓળખતો નહોતો ત્યાં તો મારી જીભથી ડરવા લાગ્યો.

મેં કહ્યું: 'યાદ રાખજે જગલા ! તારો ખ્યાલ ગમે તે હોય. પણ તારા બાપના નામ ને તારા ભાઈના કામની અમને ખબર છે, ને અમે

વેઠયાં છે. આજની રાત ને કાલનો દી', કાલની રાત ને પરમનો દી', પરમની રાત ને ચોથા દિવસની સાંજ સુધી અમે અમુલખની શોધ કરશું. ઘોડાપગાં માણસો ને પાંખાળાં ઘોડાં અમે ચારે કોર તગડશું ને જો આ મુદતમાં એ અમને હાથ નહિ આવે તો છોટુની ટાઢી તારા લોહીથી અમે ઠારશું.'

એ છોકરાના ચહેરા ઉપરથી લોહી ઊડી ગયું. કોઇ ભૂતપલીતને જોઈને તેની આંખો ફાટી ગઈ હોય એમ એ મારી સામે જોઇ રહ્યો ને એની ચિબાવલી ને ચાવળી લૂલી જાણે એના મોઢામાં સિવાઈ ગઈ.

મારા સાથીને મેં કહ્યું: 'મુખી ! તમે આંહીં રહો. હારે એક બે માણસ રાખવાં હોય તો રાખો. એના કાયર ભાઈની જેમ એ પણ ભાગી ન જાય એની જાંચ રાખો.'

આટલું કરીને હું પાછો ફરી ગયો. ખાલી હાથે પાછા ફરવું મને ગમતું ન હોતું પણ તમે જ કહો હું શું કરું ? પેલો નાલાયક છોકરો સાવ પાણીમાં જ બેસી ગયો !

સ્મશાનમાંથી અમે પાછા ફર્યા ત્યારે ગોપી એ ભેંકાર ઘરના આંગણામાં એકલી ઊભી હતી. એનો ચહેરોમહોરો જોઈને મારા હૈયામાં લા લાગી.

આ છોકરીને મેં મારા ખોળામાં ઉછેરી હતી; છેક છ મહિનાની હતી ત્યારથી આજ સુધી મેં એને મોટી કરી હતી. પણ અત્યારે એના મનમાં શું વેદના થતી હશે એનો મને ખ્યાલ સરખો યે નહોતો આવતો.

ખરેખર આ છોકરી આજ દિન તક તો એટલી થોડાબોલી હતી કે છોટુ માટે એને આટલી બધી માયા હશે એ જ વાત મારી કલ્પનામાં ન હતી. છોટુને માટે મારો ખ્યાલ કાંઈ બહુ ઊંચો હતો એમ

ન હતું. નાનપણથી જ એ છોકરાના ચેનચાળા વાયડા હતા ને વહેલા મોડું એનું મોત કાંઈક આવું જ થવાનું હતું, એ તો હું કયારનો યે ધારી બેઠો હતો. કદાચ એમ હોય કે છોટુ માટે હું જેટલું જાણતો હતો એટલું ગોપી જાણતી નહિ હોય. કેમકે એ બધી વાતો-માંથી ઘણીખરી તો કુટુંબની ઉંમર લાયક છોકરીને કાને ન પડવી જોઈએ એવી જ વાતો હતી.

પણ ગોપીનો ચહેરો જોઈ એને છોટુને માટે લાગણી હશે, મમતા હશે એની કોઈને ય શંકા રહે એમ ન હતું. અને આ છોકરીનાં આંસુ લૂછવા સરખું યે અમે કાંઈ નથી કર્યું એનું અમને ભારે દુઃખ થયું.

'તમે આવ્યા?' દૂરદૂરથી જાણે કોઈ અજાણ્યું માણસ કોઈ અજાણ્યાને બોલાવતું હોય એમ ગોપી બોલી. 'છોટુને પૂરેપૂરા મૂકી આવ્યા ને?'

મેં કહ્યું: 'પૂરેપૂરો તો કયાંથી મુકાય? અમે છોટુને પૂરેપૂરો નથી વળાવી શકયા.'

ગોપી મારા સામે જોઈ રહી. એની આંખો જોઈને મને તમ્મર આવતાં હોય એમ મારું માથું ભમી ગયું.

મેં કહ્યું: 'વીરજી દેસાઈનો દીકરો, હીરજી દેસાઈનો ભત્રિજો ને તારો ભાઈ પૂરેપૂરો તો ત્યારે બળે, કે જ્યારે એના મારનારનું શબ પણ એના શબની સાથોસાથ બળે. પેલો કાયર ગામ છોડીને જાન લઈને ભાગી ગયો.'

'ભાગી ગયો? ગામ છોડીને? પણ...પણ... એ તો શબ આવ્યું ત્યારે....ત્યારે અહીં આવ્યા હતા ને?'

'હા. એના મનમાં એમ હશે કે છોટુની બેન હજી ગભરુ છે,

બોળી છે. ને એનાં મીઠાં વેણુમાં ભોળવાઈ જશે, તો છોટુના મોતની વાત હવામાં ઊડી જશે.'

'એમ ? એ એટલા માટે જ અહીં આવ્યા હતા ?'

'એટલા માટે નહિ તો વળી બીજા શા માટે ? ગુનેગાર ન હોય તો ભાગી શું કામ જાય ? હું તો અહીં એ આવ્યો ત્યારનો એના મોઢા સામે જોતો હતો. ભલા એટલું પણ એનાથી કેમ ન બોલાયું કે 'આના કાતિલની શોધ તમે કરો ને હું ય ભેગી કરવા લાગું; આને મેં માર્યો નથી, ને એના કાતિલને તમે સજા કરો એ સામે મારે વાંધો નથી.' એના ચહેરામહોરા ઉપરથી ચોખ્ખું જણાતું હતું કે એને આ ખૂનની સાથે સંબંધ છે. એના ભાઈએ પણ અમને એમ જ કહ્યું.'

'એના ભાઈએ તમને કહ્યું કે એણે છોટુને માર્યો છે ?' ગોપીએ પૂછ્યું. એનો અવાજ એકાએક આટલો બધો કેમ ધ્રુજતો હશે ભલા ?

'એના ભાઈએ અમને જે કહ્યું એની મતલબ ઉઘાડી હતી: અમુલખે છોટુને માર્યો હતો. નિર્દોષ માણસ તરીકે ઠસી જવાની કોશિશ કરવામાં એ નિષ્ફળ નીવડ્યો હતો. ઠગવિદ્યા ચાલશે નહિ ને હીરજીકાકા છેતરાશે નહિ એમ એની ખાતરી થઈ એટલે એ ભાગી છૂટયો.'

ગોપી એક અક્ષર પણ બોલી નહિ.

મેં કહ્યું: 'બેન ! હવે તો તું દેસાઈ કુટુંબની છેલ્લી કળી છો. અમે તને ભરોસો આપીએ છીએ કે છોટુને ગામતરે તો પૂરેપૂરો અમે વળાવી શકયા નથી, પણ એની ટાઢી તો અમે વલ્લભા દાંડના કુળના લોહીથી જ ઠારશું.'

એટલું કહીને મેં ચોપાસ માણસો દોડાવ્યાં. ઘોડા ઉપર, પગપાળા, ગાડાંમાં, ગાડીમાં : ચારેકોર મેં માણસો દોડાવ્યાં કે કોઈ કેમે કરીને ક્યાંયથી યે એ હત્યારાને જીવતો કે મૂઓ પકડી લાવે.

આખરે અમે થાક્યા. ચારે બાજુથી થાકેલાં માણસો નકામી નીવડેલી જહેમતના ખબર લઈને આવ્યાં.

આ ચારે દિવસ ગોપીને મેં જોઈ ન હતી. એ પોતાના ઓરડામાં પુરાઈ ગઈ હતી; તે એક પગલું પણ બહાર નીકળી ન હતી.

ચોથે દિવસ વરધી કહેવરાવીને હું અંદર ગયો ત્યારે ગોપીને પહેલાં તો હું ઓળખી પણ ના શક્યો. પહેલાં તો મને એમ લાગ્યું કે ઘણાં ઘણાં વરસો પહેલાં જોયેલી એવી કોઈ બુઢ્ઢી બાઈ સાથે હું વાત કરી રહ્યો છું.

'બેન, બા !' મારા મોઢામાંથી વેણ નીકળી પડ્યાં : 'મૂએલાની પાછળ જીવ લેવાય દેવાય નહિ !'

'અનાજનો એક દાણો ય બાએ મોઢામાં નથી નાખ્યો. આજ ચાર જમણ થયાં !' રામીએ કહ્યું.

આ રામી પણ એક વસ્તુ છે. તમે એને જુઓ પણ ભાગ્યેજ; તો ઓળખો તો ક્યાંથી ? અમે વીરજી દેસાઈના વહીવટ કરનારા પણ રામીને કોક વાર જ જોઈએ.

એક વાર છોટુએ એની છેડતી કરેલી. ત્યારે આ ફાટેલાં હાડની દૂબળી છોકરીએ છોટુને અવળા હાથની એક અડબોથ એવી લગાવી દીધેલી કે બાર દિવસે તો છોટુના ગોરા ગાલ ઉપર એનાં ઊઠી ગયેલાં પાંચે આંગળાંનાં લીલજામાં ઊતર્યાં. છોકરી કાંઈ એક છોટુની આંખમાં જ સમાયેલી એમ નહિ, મેં પણ એક બે વાર આ અમારી દૂબળીને ધારી ધારીને જોયેલી ખરી. પણ આમ એ આડે ઓછું ઊતરતી. ને ઊતરતી ત્યારે એની જીભ કુહાડા જેવી

હતી. જીભનું જાણે સમજ્યા. દૂબળી જાત તે આખરે તો કરી કરીને શું કરવાની હતી? પણ એ તો ગોપીની દૂબળી હતી. એટલું નહિ પણ ગોપી જ્યારે પરણે ત્યારે ગોપીની સાથે એને સાસરે સખાતે જવાની હતી. એટલે અમારા જમાઈને અમારે જે ભેટ ધરવાની હતી એને અમે છંછેડી તો શકીએ નહિ. રાજીખુશીના સોદાની આડે તો સગાં માબાપ પણ ન આવે. પણ એ પણ ગોપીના વર તરીકે કો'ક ભારે જોધાર જણની કલ્પના કરીને એની રાહ જોતી બેઠી હતી.

અમારા દેસાઈઓને ત્યાં એક રિવાજ છે. અમારે જમાઈ જોઈએ મોટો, ખાનદાન, કાંડાબળિયો, વગેરે વગેરે. એટલે છોકરીને અમે સાસરે વળાવીએ ત્યારે સખાતે અમે અમારે ત્યાંથી એ છોકરીથી જરા મોટી મોટી પણ પહોંચતી ને જુવાન એવી પરણેલી દૂબળી છોકરીને પણ મોકલીએ. રામીને ગોપીની સાથે સખાતે મોકલવાની હતી. એટલા માટે અમે એને એક દૂબળા સાથે પરણાવી પણ દીધી હતી, ને દેસાઈ કુટુંબના રીતરિવાજ ને આચારવિચારથી પાવરધી પણ કરી હતી.

છેલ્લાં બેચાર વરસથી તો એ ગોપી સાથે જ રહેતી. શિકારી ગરુડ જેવા વીરજી દેસાઈવાળા છોકરાઓ આ નાગણથી તો નહોતા ડરતા, પણ જે શંકરની ડોક ઉપર એ નાગણ બેઠી હતી એની તો આમન્યા પરાણે રાખતા હતા. રામી આ સમજતી ન હતી એમ ન હતી. એ સમજતી હતી એટલે તો છોટુના ગાલ ઉપર એ પોતાનાં પાંચે આંગળાંના છાપા મારી ગઈ હતી. એ સમજતી હતી એટલે તો એ માથાભારે થઈ ગઈ હતી, ને અમારા છોકરાઓને રાડ પડાવતી હતી.

આવી રામી હતી. ને એણે મને કહ્યું : ' બાએ આજ ચાર દિવસથી અનાજનો કણ પણ નથી લીધો. '

મેં કહ્યું : ' રાંડ ત્યારે તું શું કરતી હતી? મને કહ્યું કાં નહિ? '

રામીએ મને ટાઢે કોઠે જવાબ આપ્યો : 'તમારી સુખની નીંદરમાં તમને વળી શું કામ પજવવા ?'

' સુખની નીંદર ? મને ? '

'હાસ્તો ! છોકરો જાનથી ગયો તો બહુ બહુ તો બાપનો ગયો, ને ખરેખરો ગયો એ તો બેનનો ગયો. તમે તો કાકા ઠર્યા ને ! તમારે તો વહીવટ કરવાને જાગીર મળી.'

આ રાંડ ગોલકીનાં વેણ સાંભળીને મારું માથું ફાટી ગયું. બે પગલાં આગળ ભરીને મેં એને એક તમાચો ચોડી કાઢયો: 'રાંડ ! ફાટયું ફાટયું બોલે છે? જીવતી ખાલ ઊતરાવીશ, ગોલકીની !'

એ હસી. મારી સામે હસી. 'નબળો માટી બૈરી ઉપર શૂરો, મારા દેસાઈના કનૈયાકુંવરની ટાઢી તો હજી તપે છે, કાકા !'

મારા પગ જડાઈ ગયા. રામલી કાળજગરાં વેણ બોલી ગઈ.

મેં એની સાથે જીભાજોડ મૂકી દીધી. મેં ગોપી સામે જોઈને કહ્યું: 'બેન ! તારો ભાઈ મૂઓ છે તો મારો દીકરો મૂઓ છે. ચોરને ઝાલવાને માટે અમે મથામણમાં મણા નથી રાખી. આ ચાર દિવસમાં અમે આભ ને પાતાળ એક કર્યાં છે. પણ ચોર એવો મૂઠી વાળીને ભાગ્યો છે કે હાથ ન આવ્યો. આજ અમે નક્કી કર્યું છે કે થવાની હોય તે થાય. છોટુની પાછળ વલ્લભા દાંડનો એક દીકરો ચડાવવો તે ચડાવવો, ને સાત્યવાર ચડાવવો ! દેસાઈવાળા એક વાર સંબંધ બાંધે છે તો તે સંબંધ ઠેઠ સુધી નભાવે છે. એક વાર વેર ખેડે છે તો તેય ઠેઠ સુધી નભાવે છે. કાલ ભલે ગમે તે થાય, આજ તો આ થવાનું છે. અમે તને આટલું કહેવા આવ્યા છીએ.'

'તો એવી મામૂલી વાતમાં કહેવા શું આવ્યા તમે ?' રામલીએ મને પૂછ્યું.

'ગોપી! તું આ તારી ચાવળીને કહી દેજે કે એ બહુ બક-બક કરે છે. મારા જેવો ભૂંડો કોઈ નથી હો!' મેં રામી સામે જોઈને કહ્યું. 'સાંભળ, રામલી! ગોપીની સખાત તો એને પરણાવશું ત્યારે જોઈશે, સમજી? તારા જેવી સાતસો દૂબળી તે ઘડાએ પકડીને ઊભી કરી દઈશ. તને હમણાં જ વાડામાં બાંધી દઈશ ખીલે, ને મુંબઈની ગોલાબજારમાં તારાં હાડચામ લિલામ કરીશ, સમજી?'

ઘણા વખતથી રામલીને ધાકધમકી દેવાનો મને મોકો નહોતો મળતો, તે આજ ગોપી સામે મળી ગયો. મારી ધાક સાંભળીને રામલીનાં તો જાણે ગાત્ર ગળી ગયાં.

વાડામાં ખીલે બંધાવું, દિ' ઊગ્યાથી આથમ્યા સુધી ખેતરમાં ખાધા વગર–પીધા વગર નીચા વળીને કામ કરવું! હળે જૂતવું પડે, કોશ ખેંચવો પડે, જમીન ખોદવી પડે, ખાતર પૂરવાં પડે, રાતરે સુક્કો રોટલો આપીએ તે ખાઈને વળી પાછું વાડામાં બંધાવું પડે! મચ્છર, ચાંચડ ચામડું તોડી લ્યે ત્યાં સૂઈ રહેવું પડે. અમારા ગરાસમાં ગોલા ઘણા હતા. એને મા ન હોય, બાપ ન હોય, કોઈ ન હોય; માત્ર ધણી જ હોય. ને ધણી જેમ રાખે તેમ રહેવું પડે, જ્યાં વેચે ત્યાં વેચાવું પડે. દૂબળાં તો હજી ગોલા કરતાં ઘણા સારાં. દૂબળો એટલે તો જાણે પેટવડિયો, જીવતાં સુધીનો ચાકર; એની જો એક બાઈડી અમે લઈ લઈએ તો અમારે બીજી આપવી પડે, એનો એક ભાઈડો અમે લઈ લઈએ તો બીજો આપવો પડે. ને ગોલા એટલે તો બેપગાં ઢોર! મેં અગાઉ એકાદ વાર એકાદ માથાભારે દૂબળાને અમારા વાડામાં છ મહિના બાંધી દીધો ને પછી મુંબઈની ગોલાબજારમાં વેચાવા મૂક્યો. જોકે એને પાછો હું જ ખરીદી લાવ્યો હતો ને પાછો દૂબળો યે બનાવ્યો હતો, પણ મારા એ કામની બૂ દૂબળામાત્રમાં રોમેરોમમાં વ્યાપી રહેલી.

પેલા દૂબળાએ પણ વાડાની ને મુંબઈની બજારની પણ એવી વાતો કરેલી કે મુંબઈની ગોલાબજાર એક જીવતા દોજખ જેવી દૂબળામાત્રના મનમાં ઘર કરી ગયેલી ! તે દિવસથી દૂબળામાત્રમાં મારા નામનો એવો તો હાકોટો બોલી ગયેલો હતો કે વાત નહિ.

માત્ર આ એક રામલી સંજોગવશાત ડરતી નહિ. પણ એ ય મારી ધાક સાંભળીને છળી ગઈ; એના માથાથી તે પગ સુધી બીકનું જાણે ઓઢણું ઢળી ગયું.

એનો મિજાજ–દિમાગ બધું ઊતરી ગયું; ફાટ તમામ નીતરી ગઈ. હાથ જોડીને બોલી: 'કાકા ! મારો ગુનો માફ કરો. મને તો દેસાઈજીનું તપે છે એટલે બોલું છું, ને બોલવા દ્યો છો એટલે બોલું છું.'

મેં એના તરફ મારી પીઠ ફેરવી. પીઠ ફેરવતાં ફેરવતાં મેં કહ્યું : 'ગરાસના વહીવટમાં તો ગોપીનું માન રહેતું હશે એટલું રહેશે; ને એવા માનમાં કાંઈ તમને દૂબળાંને માથે ચડાવી નહિ દેવાય, સમજી ? આ તને મેં કહી દીધું; બીજી વાર નહિ કહું, સમજી ?'

'તમારું અન્ન ખાઉં છું ને બાપજી !'

મેં ગોપીને કહ્યું : 'ગોપી ! હવે આ ચિબાવલી ચૂપ થઈ એટલે તારી સાથે વાત કરું. બેટા ! આપણે જેટલાં મોટાં ને જેટલાં ખાનદાન એટલી આપણને માથે વેદના. મૂઆની પાછળ બધું થાય, જીવ ન દેવાય. બેન ! જરા સમજ. જેના જીવ્યે જીવતર છે ને જેના મોતે મોત છે એવા ધણીની પાછળ પણ બાઈ જીવ નથી દઈ શકતી– નથી દેતી. તો તું બેન ઊઠીને ભાઈની પાછળ જીવ દેવા માગે છે ? ડાહી થા; ખાઈ લે, પી લે, નાહી લે. સગાંસંબંધી એક પછી એક કાણે આવશે ત્યારે દેસાઈની દીકરીને છાજે એમ હિંમત રાખીને એને

મળજે. બીજી બધી મરદોની વાતો તો અમે મરદો સમજી લેશું. એમાં દેસાઈની આબરૂ ઓછી નહિ થવા દઈએ.'

ઘરમાં પાળીપોષીને મોટી કરેલી ગાયને તમે ડફણું મારો ત્યારે તમારી સામે જેવી રીતે એ જુએ એમ ગોપી કેવળ મારી સામે જોઈ રહી.

મેં કહ્યું : 'ગોપી. દીકરા ! તું જાણે છે કે મારે નથી બૈરી, નથી છૈયાં, નથી છોકરાં ! તારી કાકી મોટે ગામતરે નીકળી ગઈ પછી મેં તને ને છોટુને જ મારાં પોતીકાં છોકરાં માન્યાં છે. છોટુ તારો ભાઈ હતો તો મારો દીકરો હતો. તું છોટુની બેન છો પણ મારી દીકરી છો. છોટુ સામું તેં બહુ જોયું, બેટા ! એની પાછળ ચાર ચાર દિવસના તેં નકોરડા ઉપવાસ ખેંચી કાઢયા ! હવે મારા સામે જો.'

ગોપી કાંઈ બોલી નહિ. પણ એની આંખમાં આંસુ આવી ગયાં.

મે કહ્યું : 'તું રો; ખૂબ રો. રોતી નથી, રોઈ નથી શકતી એ જ આપદા છે. એક વાર બેનાં ! પેટ ભરીને રોઈ લે એટલે તને વાત સમજાશે. ભાઈ કાયર દુશ્મનને હાથે હણાયો ને તું બેન પાછળ ઝૂરી ઝૂરીને મરીશ તો અમારાં મોઢાં કાળાં થશે. તારા બાપનાં ને મારા બાપનાં ખોરડાં ખાલી થઈ જશે. હસવાનું રહેશે એકમાત્ર દુશ્મનને ! એના મનમાં થશે કે કાયર માણસ દુશ્મનના ઘરની જેવી ખાનાખરાબી કરી શકે છે એટલી તો બહાદુર માણસ પણ નથી કરી શકતા.

'કાયર !' ગોપીના મોઢામાંથી વેણ નીકળી ગયું—બંધાઈ ગયેલા વાદળમાંથી એકાદ છાંટો છૂટી જાય એમ. કોઈક નજરે ન દેખાતી તાકાત જાણે વાદળ બધાં બાંધી લ્યે: આભ દિવસોના દિવસો સુધી ઘટાટોપ તોળાઈ રહે : તમને બરાબર ખ્યાલ આવે કે આભમાં

અભરે પાણી ભર્યાં છે, એ પાણી તમારે ત્યાં પડવાં જોઈએ, પણ નથી પડતાં કેમકે કોઈ કે એને જાણે બાંધી લીધાં છે અને એકાદ છાંટો છૂટીને તમારા ઉપર પડે ત્યારે તમને લાગે છે કે લાખો છાંટા હજી તો બાંધ્યા પડયા છે !

એમ ગોપીના મનમાં તો લાખો વેણ હશે. પણ એ બંધાઈ ગયાં હતાં. એમાંથી આ એક છૂટી ગયું. એ બોલી : 'કાયર ? કોણ કાયર ?'

મેં કહ્યું : 'કાયર બીજું કોણ ? અમુલખ ! મરદ દુશ્મનનો ભેટો થાય તો મોત પણ ઊજળું થાય. આ કાયરે આપણું નાક તો કાપ્યું પણ છોટુનું મોત પણ બગાડયું. પણ તું નિર્ભર રહેજે, હૈયે હામે રાખજે, વહેલા કે મોડા આપણે એને શોધી લેશું. એ તો કાયર છે, પણ એનો ભાઈ વળી એનાથી વધારે કાયર છે, મને કોઈ દિવસ એવી કલ્પના નહોતી કે વલભો દાંડ મરી ગયો એનો મારા મનમાં કોઈ દિવસ રંજ થશે. પણ ખરું કહું છું, આજ મને એ રંજ થાય છે. વલભો ગમે એવો હતો પણ કાયર તો નહોતો જ !'

હું થોડી વાર ચૂપ રહ્યો. પછી મેં કહ્યું: 'ગોપી ! મેં અમુલખના ભાઈને આજ સાફ કહી દીધું છે કે જો બે દિવસમાં અમને અમુલખનો પત્તો નહિ મળે તો અમે તારા લોહીથી છોટુની ટાઢી ઠારશું.'

'પણ એનાથી છોટુની ટાઢી ઠરશે ખરી ?'

'ગાંડી ! ખરી વાત એમ છે કે એ છોકરો એટલો તો ડરપોક ને માલ વગરનો છે કે જો એને એના મોટાભાઈના કાંઈ ખબર હશે તો એ મરવાની બીકે મને આપી દેશે.'

હું પાછો ફર્યો. વધારે તો શું કહેવા જેવું હતું ? મને બૈરીની

જેમ અફસોસ કરતાં આવડતો ન હતો, ને બૈરીના અફસોસ કેમ શમાવવા એનો પણ ખ્યાલ ન હતો. મેં માન્યું કે ગોપી હવે વહેલાં મોડી જરૂર સમજી જશે. મારા ઉપર તો મુખ્ય જવાબદારી એક હતી : દેસાઈના કુટુંબની ઇજ્જત ઊંચી રાખવાની.

એક તો વલભાના ગરાસચાસ ભેળી દેવાની, બીજી અમુલખને શોધી કાઢવાની, અમુલખનો પત્તો ન મળે તો વલભાનું કુળ આખું ઉચ્છેદી નાખવાની. જેઓ મારો વિરોધ કરે છે ને મારો ગુસ્સો—ખરે-ખરો ગુસ્સો જગવે છે એમને ખરાબ અકસ્માત નડે છે. એ ખોવાઈ જાય છે.

કાં તો અમુલખ મળે ને કાં તો જગુ ખોવાઈ જાય; એમાંથી એક તો જરૂર બનવાનું. જો જગુ મરદ હશે, માણસ હશે તો તો એ ખોવાઈ જશે. ને એ કાયર હશે—મને ખાતરી છે કે એ કાયર જ છે—એ કાયર હશે તો અમુલખ જડી જશે. મને બેમાંથી એકેય વાતે ખોટ નથી.

હું આમ વિચાર કરતો હતો ત્યાં કોઈએ પાછળથી મારા કેડિયાની આંચ પકડી. મેં પછવાડે ફરીને જોયું તો એ રામી હતી. રામલી મારી બેટી બહુ ફાટી છે! એના મનમાં કોણ જાણે એક ભૂત કોઈ કે એવું ભરાવ્યું છે કે ગોપીની સાથે એના સાસરે સખાતે મોકલવાને કોઈ બીજી દૂબળી અમને મળશે જ નહિ!

મેં પૂછ્યું: 'કેમ?'

રામી નીચે બેસી ગઈ; મારા પગ પકડીને એ રોતા જેવા અવાજે બોલી ઊઠી: 'કાકા! હું તમારી ગાય!'

'અત્યાર સુધી ખૂંટ જેવી મહાલતી હતી તે હવે ગાય થાય છે, એમ ને? આ તને કહી દીધું: મુંબઈનું વહાણ પંદર દિવસમાં જવાનું

છે ને વાડાના ગોલા ભેગી તને ય મોકલાવવી છે. તૈયાર થઈ રહેજે.'

'કાકા! મારો ગુનો માફ કરો. હું દુબળીનું જોર ધણીના પગ સુધી.'

રામી મારા પગ પકડીને નીચે બેઠી હતી. મેં મારા પગ ખસેડવા કોશિષ કરી. રામીએ મારા પગ પકડી રાખવાની કોશિષ કરી. એ ખેંચતાણનું પરિણામ એ આવ્યું કે હું રામી ઉપર પડતાં પડતાં એના ખભા ઉપર હાથ ટેકવીને ઊભો રહ્યો. દેસાઈની છોકરીને છાજે એટલાં ખાનપાન ને માવજતથી એની જુવાની એ જાતે તૈયાર કરતી હતી. ને હું વર્ષોથી વિધૂર હતો.

મારા અંગમાં રોમાંચ આવ્યો. ને એણે જ્યારે ઊંચું જોયું ત્યારે મારી આંખે મારા માટે કાંઈ બોલવાનું બાકી ન રાખ્યું.

મારા હાથ પકડીને એ ઊભી થઈ. મારા કાન સુધી મોઢું લાવીને એ કોઈ ફૂલ શ્વાસ મૂકે એવાં ધીમાં વેણ બોલી : 'રાતે આવીશ.' એટલું કહીને મારા કાન જરાક કરડતી, પાછું વળીને મારા સામે હસની હસતી એ દોડતી અંદર ચાલી ગઈ.

પછી તો મધરાત લગભગ એ આવી ત્યાં સુધી છોટુ મને યાદ પણ ન આવ્યો. મારું લોહી એટલી ગરમી અનુભવતું હતું કે છોટુની ટાઢી હજી ઠરી ન હતી એ વાત જ મારા હૈયા ઉપરથી ઊતરી ગઈ.

ગરાસચાસ, ગામ, તકરાર, મોટા ખૂન, વેર વગેરે તમામ ભૂલીને જાણે કોઈ પરીઓના પરીસ્તાનમાં જઈ ચડ્યો હોઉં એમ મને ભાસ થયો. એ એક એવું સ્વપ્નું હતું કે જેમાંથી મને જાગવાની જરા યે ઇચ્છા ન હતી.

પરંતુ માણસ જ્યારે ખરા રંગચેનમાં હોય છે ત્યારે જ ભંગ

એની ગરદન પાછળથી પકડે છે. મારા સ્વપ્નાને જાણે ગળાભીંસ દેતો હોય એવો કોલાહલ મેં સાંભળ્યો. ઘડીભર તો મને થયું કે કોઈ ડ કુઓનો, દ્વેષીઓનો સમૂહ મારી પાસેથી મારી સખી ઝૂંટવી લેવા આવે છે.

પણ રામી ઊભી થઈ ગઈ. મને કહેઃ 'જરા જાગો તો. મારા ધણીનો અવાજ છે.'

'એ વળી ગોલકીનો અત્યારે કયાં ફાટી પડયો. એને રાંડનાને તો છેટે રાખવાને ઓલાને ઘેર મૂકયો હતો.'

'જે હોય તે. અવાજ એનો છે. જરાક જુઓને.'

હું તત્કાળ એ કામ પતાવવાને બહાર નીકળ્યો. બહાર મારાં બે માણસોએ ઝાલેલો મુખી થરથરતો ઊભો હતો.

મને જોઈને મુખી મારા પગ પકડીને બેસી ગયો.

'કાકા ! મારા રાંકનો ગુનો માફ કરો.'

'ભસી મરને હોય તે.'

'પેલો છોકરો ભાગી ગયો.'

'કયો છોકરો.'

'અમુલખનો ભાઈ જગુ.'

'ભાગી ગયો ?'

'કાકા ! મારો રાંકનો ગુનો માફ કરો. મને કાંઈ ખબર નથી. મારો કોઈ દોષ નથી ! કીડીને કોશના ડામની સજા ન દેશો કાકા !'

મુખીને વધારે સજા કરવાનું કામ મને પ્યારું હતું. ને થોડી વાર તો એ મનગમતા કામ માટે ત્યાં રોકાઈ જવાનો ય મને વિચાર પણ થયો. પણ મુખીને સજા ગમે ત્યારે ય થઈ શકશે, ને પેલો છોકરો હાથથી ગયેલો પાછો આવશે.

'પાછળમતિયા બ્રહ્મ'ની જેમ મને પાછલી બુદ્ધિનો બીજો વિચાર આવ્યો : ચાલો. એ જગલો ભાગી ગયો તો ભલે ભાગી ગયો. એ ભાગીને જશે એના ભાઈ પાસે. એટલે જગલાનો જો પાકો પીછો મળે તો એની પાછળ પાછળ એના ભાઈનો ય પત્તો મળે.'

એટલે મેં મુખીને બોલાવ્યો.

' મુખી ! આમ મર ! '

મુખી આવ્યો. મને જોઈને એ ધ્રૂજતો હતો. મને જોઈને એ જો ધ્રૂજે નહિ તો પછી એની મારફત મારે ગરાસચાસનાં કામ પણ કેમ લેવાં ? રોજ એ મારાથી ડરતો રહેતો. ને એ ડરતો રહે એ હું જોતો પણ રહેતો. આજ તો એ ખરેખર ધ્રજતો હતો. મને હવે લાગવા માંડયું હતું કે જગલાને ભાગવા દેવામાં મુખીએ જાણ્યે અજાણ્યે પણ ગૂંચવાયેલું કોકડું ખરું કાપ્યું છે. પણ મારા મનના આ વિચાર એના જાણવામાં આવે એ પણ ઠીક નહિ. ગોલકીનો પછી માથે ચડી બેસે.

' તે હવે ભસી તો મર કે તું કયાં મૂઓ'તો, એ કયાં મૂઓ'તો ને તેં એને ભાગવા કેમ દીધો ?'

મારી પાસે આવીને મુખી મારા પગ પકડીને માથું નાખીને કરગરવા માંડયો : ' બાપજી ! મારો ગુનો માફ કરો. મને મારવો હોય તો મારો; જિવાડવો હોય તો જિવાડો. '

કાનની બૂટ પકડીને મેં એ રાંચાને ઊંચો ઉપાડયો : 'લે. એ તો અમારે કરવું હશે એમ કરશું. પણ તું તો ભસી મર!'

'બાપજી! સાચું પૂછો તો મને કાંઈ ગતાગમ નથી. આખી રાત ને દી'ના દોડાથી આંખ જરા મળી જઈ. ત્યાં સુધી એ મારી સાથે સીધી રીતે ઠાવકી ઠાવકી વાત કરતો હતો. પણ મારી આંખ મળી ગઈ પછી એ ભાગી ગયો. હું ઝબકીને જાગી ગયો, ને જાગીને જોયું તો એ મળે નહિ. મેં ધાર્યું, 'કાકા મારું ગમે તેમ કરે, પણ કાકાને ઝટ ખબર તો કરું?'

'એને ગયે વખત કેટલોક થયો?'

'બાપુ! મારી આંખ માંડ ઘડીએક મળી હશે. બાપુ! છોકરો દેખાવમાં તો એટલો ભોળો લાગે, એટલો ભોળો લાગે, એવી મીઠી મીઠી વાત કરે....મને થાક લાગ્યો છે કરીને મારા પગ પણ દાબવા બેસી ગયો...નક્કી, બાપુ! એ ય એના ભાઈ ભેગો ભળ્યો છે...ચોક્કસ ...મોઢે મીઠો છે, મીઠો છે, પણ ભોંમાં છે એટલો બહાર છે! ...'

'રાખ...રાખ હવે.' મારા મનની વાત જ મુખી કરતો હતો એટલે મેં એને જરા ચીમકી આપી. 'છોકરો પાછો હાથ આવે તો ઠીક છે, નહિતર પછી તારી વાત છે!' ખાસ જરૂર ન હતી, પણ એણે ગુનો કર્યો છે એ એ ન ભૂલી જાય, ને ધારું તો હું એને સજા કરી શકું છું એ વાત પણ એ વીસરી ન જાય, એટલા ખાતર એની છાતીમાં બહુ હળવી નહિ ને બહુ જોરથી નહિ એવી લાત મારીને હું બહાર નીકળ્યો.

બહાર મેં માણસો દોડાવ્યાં. સગડ મળ્યા એટલા પકડાવ્યા. ન પકડાયા ત્યારથી આસપાસનાં ગામો ચૂંથીપીંખી નાખ્યાં. વલ્લભા દાંડનાં માણસ માત્રના કૂબાઓ અમે જોઈ નાખ્યા. એમાંથી બેચારને પકડીને ઠમઠોર્યા.

પણ મોડા મોડા થાકીને અમે રાત્રે જ્યારે ઘેર આવ્યા ત્યારે ય એ બે નાસેડુ ભાઈઓમાંથી એકેયનો પત્તો ન હતો.

હું આવ્યો ત્યારે મને ખબર પડી કે ખાધાપીધા વગર ગોપી જ્યાં બેઠી હતી ત્યાં જ બેઠી રહી હતી.

મને પાછો આવેલો સાંભળીને એણે મને બોલાવ્યો. મને પૂછ્યું : 'કાં કાકા ? શા ખબર છે ?'

મેં કહ્યું : 'બેન ! તું ચિન્તા ન કરીશ. ચંદ્રમાથી ભાગી ભાગીને શિયાળ કાંઈ છેટી ભાગી શકવાની નથી. પાતાળના સાતમા ખૂણામાંથી પણ એ છોકરાનો પત્તો મેળવીને પકડી લાવીને હું જંપીશ. હું કોણ ? હું હીરજીકાકો !'

ગોપી થોડીવાર ચૂપ થઈ રહી. પછી બોલી:

'હું નાના ભાઈનું નથી પૂછતી; મોટાભાઈની વાત પૂછું છું. એ હાથ નથી આવ્યા ?'

'ના; એ કાળાં કરમનો કરનારો તો ભાગ્યો તે ભાગ્યો જ છે. એ કયાંક નજીકમાં છુપાયો છે. ને એને મળી જવાને એનો નાનો ભાઈ ગયો હશે. પણ તું ફિકર ના કરીશ. હું હીરજીકાકો ! બેયને પકડીને પછી જંપીશ.'

ગોપી ચૂપ રહી. ન એણે મારી સામે જોયું, ન કોઈ બીજા સામે જોયું. કેવળ ધરતી સામે આંખ માંડી રહી. જાણે ધરતી બોલવાની હોય ને એના બોલ એ સાંભળવા માગતી હોય એટલી એકાગ્રતાથી એ નીચે ને નીચે જોઈ રહી.

'અમુલખ હાથ ન આવ્યો ખરુ ને ? નક્કી એ અત્યાર સુધીમાં તો ખૂબ ખૂબ દૂર નીકળી ગયો હોવો જોઈએ.' જાણે ધરતી ઉપર લખેલું એ વાંચતી હોય એમ ભાવહીન અવાજે બોલી.

'દૂર શું ને વાત શું ? નજીકમાં જ છુપાયો હશે. કેમકે નહિ તો એનો ભાઈ એની વાંસોવાંસ ભાગે નહિ ને ! મેં સીમમાં શિકારી કૂતરા મૂકી દીધા છે; ગંધે ગંધે પણ એ જગલાને પકડશે. ને જ્યાં જગલો હશે ત્યાં જ એનો ચંડાળ ભાઈ હશે.'

ગોપી ફરીને ચૂપ રહી.

મેં કહ્યું: 'બેન ! દેહના ધર્મ તો આપણે બજાવવાના રહ્યા. મૂઆ વાંસે બધું થાય છે, પણ જીવ નથી દેવાતો. જ્યાં સુધી આપણું આવરદા હોય ત્યાં સુધી જગત માત્ર મરી જાય તો ય આપણે જીવવું જ રહ્યું. ને જીવવું રહ્યું એટલે ખાવું રહ્યું, સૂવું રહ્યું, બધું જ રહ્યું.'

ગોપી ચૂપ રહી. મેં રામીને કહ્યું: 'રામી ! તું એને સમજાવજે, મનાવજે.'

એટલું કહીને હું બહાર નીકળ્યો.

અત્યાર સુધી મૂંગો રહેલો થાક હવે મારા શરીરમાં બોલવા માંડયો હતો. ને મનને ગમે એટલું છેતરવા માગીએ તો ય આપણે હવે જુવાન તો ન જ કહેવાઈએ ને ?

મેં ખાધું. આરામ કરવા સૂતો, પરંતુ મને ઊંઘ ન આવી. અનેક વાતોના તાણાવાણા મારા મનમાં આમથી તેમ ગૂંચવાતા હતા.

મોડી રાતે હળવેથી મારા ઓરડાનું બારણું ઉઘાડીને રામી અંદર આવી, ને ચોર જેમ બારણું વાસે એમ એણે ધીમેથી બારણું બંધ કર્યું.

મને થયું. અનેક કારણ વગરના વિચારોના વનમાં એક સકારણ વિચાર હવે સદેહે આવ્યો છે. હું ખાટલામાં પડ્યો રહ્યો.

રામી આવીને મારી પથારી પાસે ઊભીને ધીમેથી બોલી : 'કાકા !

પગ દાબું ?' આ નટખટ છોકરીનો અવાજ સવારે ભારે કર્કશ લાગે છે તે રાતે આટલો મીઠો કેમ લાગે છે એનો હું હજી વિચાર કરું છું ત્યાં એ પગ દાબવા બેઠી. એનો અવાજ માત્ર નહિ, એનો સ્પર્શ પણ મીઠો હતો.

સવારે ચારેક વાગ્યા હશે. કૂકડા બોલવા માંડ્યા હતા. ને રામીના પગ હું દાબતો હતો ત્યારે બહાર કેટલાંક અજાણ્યાં માણસ આવ્યાં હોય એવો સંચાર થયો.

રામી સાડલો સંકોરતી ઝડપથી ઊભી થઈ ગઈ. કપડાં સમારતી એ મારી સામે હસી. હસીને બોલી : 'ઓલ્યો મુખી મારો ધણી થાય હો !'

'કયો ?'

'તમારે મુખી વળી બેચાર ખરા ને કે અજાણ્યા થઈને પૂછો છો ? તમે મારા અજાણ્યા નથી, ને મારાં જાણીતાંય હવે તમારે અજાણ્યાં નહિ કરાય, હો ! ઓલ્યાં કાળાં કરમના કરનારનો ભાઈ ભાગી ગયો ને એના બદલ તમે કાલે મુખીને હોંઠટાપલી કરી. એ મુખી મારો ધણી થાય, હો ! હવે એને તમે ન સતાવશો, હો !'

'ઓહો ! ધણીનું કાંઈક બહુ દાઝે-બળે છે ને શું ?'

'મેલી તોય માથાવટી છે, કાકા ! ને ગોલો તોય ધણી.'

'ત્યારે હું કોણ ?'

બહારનો અવાજ નજીક આવવા લાગ્યો. રામી મને કહે : 'તમે ?... તમે...તમે મારા ધણીના ધણી સાચા. પણ.... '

'પણ...?'

'હવે તમારા માથેય એક ધણી છે. કાકા !' રામી મારી સામે

જોઈને હસી. એ છોકરી ભારે મજાનું હસે છે. 'તમને આવ્યાં ધોળાં પણ હજી કાળાં કામ મૂકવાં ગમતાં નથી.'

એટલું બોલીને મેં લાંબા કરેલા હાથને ચૂકવીને એ ચાલી ગઈ.

ને મારા ખંડના બીજા બારણા ઉપર જોરથી ટકોરા પડ્યા:

'દરવાજા ખોલો !'

આ ગામ વલસાડ ! મારું નામ હીરજીકાકો ! કોણ છે એ માથાનો કે મારા સૂવાના ઓરડા ઉપર આવો અવાજ કાઢી શકે ?

મેં રોષથી બારણું ઉઘાડયું. ને હું ચમકીને બે કદમ પાછો હઠી ગયો.

બારણામાં નવાબની સીદી સિબંદીના સિપાઈઓ ખડા હતા !

સિબંદીનો નાયક ગુજરાતી મુસલમાન હતો. એણે મને કહ્યું : 'સુણો ! સુરતના નવાબની સિબંદીનો હું નાયક નવાબ સાહેબના ખાસ હુકમથી તમને ગિરફતાર કરવા આવ્યો છું.'

હું અક્કડ થઈ ગયો. સુરતનો નવાબ એટલે અમારો યે નવાબ ખરો; એમાં ના નહિ. પણ એણે વલસાડને પાદર પોતાની નવાબી બહુ જૂજ મોકલેલી. વરસે બે વરસે હું નવાબની સલામીએ જઈ આવતો, નજરાણો ધરી આવતો–ને એની મારા ઉપરની ને ગામ ઉપરની નવાબી પૂરી થઈ ગઈ એમ જ માનતો.

ને કોઈ દિવસ નહિ ને આજ નવાબસાહેબે મને કેમ યાદ કર્યો ? ને યાદ કર્યો તો આમ કેમ યાદ કર્યો ?

મેં કહ્યું: 'પણ કોટવાલ સાહેબ ! મારો કાંઈ વાંકગુનો ?'

'મને હુકમ છે વાલાસાન ગરીબપરવર સમશેરસિંકદર સેના–ખાસખેલ આલીજહાં નવાબસાહેબનો.'

'શો હુકમ છે સરકારનો ?'

'હજૂરે આલાનું ફરમાન છે હીરજી દેસાઈ, એની ભતીજી બાઈ ગોપી, એના મુખી, ગામના ચાર આગેવાનો અને ગામની વસતીમાંથી બે ય પક્ષના પચીસ પચીસ ઇસમોને ગિરફતાર કરીને હજૂરના કદમ સમક્ષ ખડા કરવાનો !'

આ શું ? આ તે જવાબ કે ધાડ ? એક નહિ, બે નહિ ને આખું ગામ ગિરફતાર ? આવું તે કદિ સાંભળ્યું છે ?

'પણ સાહેબ મારી કસૂર શી ? મારી ભતીજીની કસૂર શી ?'

'હું હુકમનો તાબેદાર છું. ખુલાસા પૂછવા હોય તે હજૂરને પૂછો. આધા ઘંટામે અહીંથી પાછું ફરવાનું છે. તમે તમારી મેળે સલુકાઇથી તૈયાર થઇ જાઓ, નહિતર મારે મારે હુકમનો અમલ કરવાને જોર-તલબીની અજમાયેશ કરવી પડશે !'

નવાબી જોરતલબી સામે કાંઇ ઉપાય ન હતો. મેં રામીને બોલાવીને ગોપીને તૈયાર કરવાની સૂચના કરી. હું પણ તૈયાર થયો. આ અણધાર્યો મામલો જોઈને મને કાંઈ સૂઝતું ન હતું. નવાબની કોઈ દિવસ મેં કાંઈ કસૂર કરી હોય એનો મને ખ્યાલ ન હતો. ગોપીએ શી કસૂર કરી હોય એનો પણ મને ખ્યાલ ન હતો. ને ગામના ચાર આગેવાનો ને બે ય પક્ષના પચીસ પચીસ માણસની એકસામટી ગિરફતારીનો શો અર્થ હતો ?

પરંતુ એક વાત મને સૂઝતી હતી. નવાબી જ્યારે કોણ જાણે કયા પણ અગોચર કારણે સળવળી જ છે તો હવે બળે કામ લેવાનો મોકો ન હતો; કળે જ કામ લેવું પડે.

વશે કે કુવશે, અમે સમી સાંજ લગભગ સીધા સુરત તો પહોંચ્યા. અમે જેવા પહોંચ્યા તેવા જ અમને દરબારમાં લઈ જવામાં આવ્યા.

સૂરતના નવાબ અલીવર્દી મોમીનખાન પોતાના દરબારમાં બિરાજ્યા હતા. એની બાજુમાં એનો વજીર હતો, બક્ષી હતો, શહેરના પચીસત્રીસ માણસો હતા.

અમે દરબારમાં દાખલ થયા ત્યારે ત્યાં મૂક શાંતિ છાઈ ગઈ.

મેં આસપાસ નજર ફેરીને મારી આંખો ફાટી. એ દરબારમાં દરબારીઓની વચમાં અમુલખનો નાનો ભાઈ જગુ બેઠો હતો !

અમે જ્યારે એ ચક્કર માણસની સીમમાં શોધ કરતા હતા ત્યારે એ સીધો નવાબ પાસે આવી પહોંચ્યો હતો ! મને હવે કાંઈક વાતનો સળ સૂઝવા માંડયો.

કોટવાલે કહ્યું: ‘ આલીજહાં ! હીરજી દેસાઈ હાજર હૈ. ’

નવાબે થોડી વાર તો હીરજી દેસાઈ કોણ એની જ પોતાને સમજ ન પડતી હોય એવે ચહેરે કોટવાલ સામે જોયું. કોટવાલે ખુલાસો કર્યો.

‘ વલસાડથી ગિરફતાર કરીને લાવવાનો હજૂરે મને હુકમ કર્યો હતો તે. ’

‘ ઓ...હો ! મારી સામે રજૂ કરો. ’

હું આગળ વધ્યો; કોટવાલે ઈશારત કરી એટલો આગળ વધ્યો. કોટવાલે ઈશારત કરી એટલે મેં હજૂરને તાજીમ કરી ને પછી ત્યાં ઊભો રહ્યો. મને લાગ્યું કે મદારીનાં માકડાં જેવી મારી હાલત છે અત્યારે. ’

‘ અને આની સાથવાળા આદમીઓ ક્યાં છે બધા ? ’

‘ બધા હાજર છે હજૂર ! ’

'સબકું હાજર કરો !'

ગોપી, રામી, મુખી ને બીજાં બધાં પણ આગળ વધ્યાં. હજૂરને કુરનશ કરી.

હજૂરે કહ્યું. 'બેસો !'

અમે બધાં નીચે બેઠાં. અમારામાં કોઈ ને ય આ નાટકની કાંઇ ગમ પડી નહિ

'હીરજી દેસાઈ !' હજૂરે મારું નામ ઉચ્ચાર્યું. મારું નામ સાંભળી ને હું ઊભો થયો ને અદબ કરી.

'ઓર ફરિયાદી કયાં છે ?'

જગુ ઊભો થયો, ને એણે પણ અદબ કરી.

'તમે બે ય ને તમારા સાથવાળા મારા સવાલોના ખરા જવાબ આપો.'

'જી !'

'તો સૂનો ! ફરિયાદી એમ કહે છે કે એ વલસાડનો રહેવાસી છે ને વલસાડમાં એને જમીન છે, માલ છે, મિલકત છે, એ કહે છે કે એના મોટાભાઇએ તકરારમાં હીરજી દેસાઈના ભત્રીજાનું ખૂન કર્યું. સાચી વાત ?'

મેં કહ્યું : 'જી હજૂર ! વાત તો અસલમાં.......'

'સવાલ હું કરું છું. મારે હા કે નાનો જવાબ જોઈએ. બીજી વાતો પછી. બોલો, ફરિયાદીની આટલી વાત સાચી છે ?'

'જી, હા.' મારા મનમાં જરાક કડવાશ આવી. નવાબી ઊંટડો એક જ બાજુ જાણે ઝૂકતો લાગ્યો.

'ફરિયાદી આગળ એમ કહે છે કે તમારા ભત્રિજાના ખૂનના બદલામાં તમે ફરિયાદીનું ખૂન કરવાની ધમકી આપી.'

આ જગલો તો સાવ નપાવટ નીકળ્યો. ઘરની તકરાર કાંડાના જોરે પતાવવાને બદલે નવાબના પગમાં રોવા આવ્યો ! ફટ બાયલા !

'બોલો ?' નવાબે ફરીને પૂછ્યું.'

'જી, હા !'

'અને ફરિયાદીની અમારા કાજી સાહેબે જે ઊલટ તપાસ કરી એમાંથી એમ સાર નીકળ્યો કે તમારા ગામમાં ફરિયાદીના કુટુંબ સાથે તમારે જૂની અદાવત છે. બે ય પક્ષો અંદરઅંદર આજ કંઈ વરસોથી લડતા રહ્યા છો.'

'જી!' મેં કહ્યું.

'અને બે ય પક્ષે મળીને કંઈનો જાન ગયા છે.'

'જી !'

'સેંકડો માણસોનાં માથાં ફૂટયાં છે.'

'જી.'

'કઈકની ઓરતો ઉઠાવાઈ જવાઈ છે ને ગૂમ થઈ ગઈ છે.'

'જી.'

'કંઈકનાં મકાનો ખેતરો જલાવી દેવામાં આવ્યાં છે.'

'જી. કસૂર માફ. પણ બાદશાહ સલામતને માલુમ થાય કે અમે એકલા જ આવો જુલમ એમના ઉપર કરીએ છીએ એમ નથી. એ લોકો પણ, અમારા ઉપર આમ જ કરતા આવ્યા છે.'

'હું પણ એમ જ કહું છું.' નવાબે કહ્યું : 'હું પણ બે ય પક્ષની જ વાત કરું છું. હું તમારા એકનો દોષ નથી કાઢતો !'

'હજૂરની રહેમ છે, સરકાર !'

'એનો અર્થ એ થયો કે તમારા ગામમાં બે પક્ષો વચ્ચે ઘણી જૂની તકરાર છે. અંદર અંદર કાયમી ઝઘડાખોરી છે. મારામારી, ખૂન, આગ, લૂંટ વગેરે તમે એકબીજાની સામે કાંઇક કાંઇક કર્યા જ કરો છો. ને એક વરસ પણ એવું ખાલી નથી ગયું કે તમારા ગામમાં બે ચાર સામસામાં ખૂનો ન થયાં હોય.'

કેવળ માહિતીની નજરે આ ટૂંકો ચિતાર કાંઈ ખોટો ન હતો એટલે હું ચૂપ રહ્યો.

નવાબે આગળ ચલાવ્યું :

'આ વાત બિલકુલ ચલાવી લેવામાં નહિ આવે. કંપની સરકાર સાથે અમારે કરાર છે કે અમારે અમારા રાજ્યમાં સુખ ને શાંતિ સ્થાપવી ને નિભાવવી. અગર કંપની સરકાર સમક્ષ આ હકીકત પેશ કરવામાં આવે તો બીજા રાજાઓ ને નવાબોની જેમ એમની અમારા ઉપર પણ ઇતરાજી થાય. આ વાત અમે બિલકુલ ચલાવી લઈ શકશું નહિ. તમારા બેય પક્ષોની વચ્ચે સુલેહ જોઈએ; કાયમી સુલેહ જોઈએ. કોઈ વખત કાંઈ પણ ઝઘડો નહિ જોઈએ.'

હું ચૂપ રહ્યો. બીજું શું કરું ?

'એ સુલેહ સ્થાપવાનો માર્ગ એક છે. એક પક્ષે એક જુવાન છોકરો છે—ફરિયાદી જગજીવન. બીજે પક્ષે છે તમારી ભત્રિજી ગોપી. એ પણ કુંવારી છે. અમારો હુકમ છે કે આજ સુધીની બનેલી તમામ વાતોને ભૂલી જઈને અંદરોઅંદર એકબીજાને સાચા દિલની માફી આપીને આ છોકરા અને આ છોકરીની શાદી કરો.'

'શાદી ?'

'હા, શાદી. એકના ભાઈને મારી નાખવામાં આવ્યો છે, બીજાનો ભાઈ મારીને ભાગી ગયો છે. બધી તકરાર એટલામાં ખતમ થઈ. હવે એ બન્નેની શાદી કરો. વખત મુકરર કરીને અમને ખબર કરો; અમે જાતે એ શાદીમાં હાજર રહેશું. કાલ ને કાલ એ શાદી થઈ જવી જોઈએ.'

'હજૂર !...' મેં કહ્યું.

'આ શાદીની વિરુદ્ધ તમારે કાંઈ કહેવું હશે તો મને સાંભળવાની ફુરસદ નથી !'

મેં ગોપી સામે જોયું. એનો ચહેરો ઉજ્જડ થઈ ગયો હતો. ગરીબ બિચારી ખિસકોલી જેમ સાપને તાકી રહે એમ એની આંખો જનાબ સામે તગતગતી મંડાઈ હતી.

મેં કહ્યું : 'ગોપી ! મારું કોઈ સાંભળશે નહિ. તારે કહેવું હોય તે કહે !'

ગોપી તો એક અક્ષરે ન બોલી. માનો કે એના ઉપર જાણે વીજળી પડી હતી. પણ બટકબોલી રામી ઊભી થઈને કુરનશ કરીને બોલી: 'અગર માલિક મંજૂર કરે તો તાબેદારને કાંઈક અરજ છે.'

'બોલો !'

'આલીજહાં ! આ લડકીનો ભાઈ હજી ગઈ કાલે મરી ગયો છે ત્યાં આવતી કાલે શાદી કેમ થઈ શકે ?'

'ત્યારે ક્યારે થઈ શકે ?'

હજૂર ! મરહુમની અવલમંજલની ક્રિયા તો ખતમ કરવી જોઈએ ને ?'

'નવાબે વજીર સામે જોયું. 'વજીર સાહેબ ! એક હિન્દુ જુવાનની અવલમંજલની ક્રિયા ક્યારે ખતમ થાય ?'

વજીરે પોતાના હિન્દુ કિલ્લીદાર સામે જોયું.

કિલ્લીદારે કહ્યું: ' હજૂર ! સબ ક્રિયા ખતમ કરને મેં ૭ માસ પૂરા લગતા હે. વર્ષ વળે નહિ ત્યાં સુધી મરનારના કુટુંબમાં શાદી કરવાની અમારા શાસ્ત્રમાં સાફ મનાઈ છે. '

' અચ્છા ! આજથી, આ જ દિન, આ જ તારીખ: ૭ મહિના પછી આ છોકરા ને આ છોકરીની શાદી થઈ જવી જોઈએ. એ શરતે બેય પક્ષના ગુનાઓ માફ કરવામાં આવે છે.'

હું ચૂપ રહ્યો. મને બોલવાની વારી જ ન આવી; મારું કોઈ સાંભ-ળતું ન હતું ને હવે સાંભળે એમ લાગતું ન હતું.

પણ જગલો બોલ્યો: ' હજૂર ! '

' ક્યા ? તમને આ શાદી મંજૂર છે યા નહિ ? નહિ હો તોપણ કરવી પડશે. '

' જી. હજૂરનો હુકમ મારે માથા ઉપર છે. પણ ૭ મહિના આ લોકોની વચમાં હું એકલો કેમ રહી શકીશ ? ને હીરજી દેસાઈએ તો જળ મૂક્યું છે કે મારા લોહીથી જ એ એના ભત્રિજાની ટાઢી ઠારશે.'

' નવાબનું ફરમાન હીરજી દેસાઈ બરાબર સમજશે. તમારા ગામમાં બંદોબસ્ત માટે નવાબી સિબંદી રાખવામાં આવશે. અને તમને કે તમારા માલને કે તમારા માણસને જરા સરખી યે હરકત પહોંચશે તો એને માટે સિવાય હીરજી દેસાઈ બીજા કોઈને ગુનેગાર નહિ લેખ-વામાં આવે. અને અગર હીરજી દેસાઈ કે એમના માલ કે એમના માણસને જો જરાક જેટલી હરકત થશે તો એને બદલે સિવાય તમને અન્ય કોઈને ગુનેગાર નહિ લેખવામાં આવે. '

થોડીવાર ચૂપ રહ્યા પછી નવાબે કહ્યું:

'સુનો ! તમે બેય સાંભળો; છોકરો અને છોકરી પણ સાંભળે. તમારા પક્ષના માણસો ને ગામના માણસો પણ સાંભળે. આ શાદી થવી જોઈએ. કોઈનાથી યે એની વચમાં હરકત નાખી શકાશે નહિ. બેય કુટુંબનાં લોહી હવે મળી જવાં જોઈશે, ને બેય પક્ષે પોતપોતાની તકરાર ભૂલવી જોઈશે. અગર જો આમાંથી એ વાત પણ નથી થઈ તો હું તમારા આખા ગામને ફૂંકી દઈશ ને તમારા આખા ગામની વસતી માત્રને મુંબઈની ગોલાબજારમાં લિલામ કરીશ.'

આ નવાબી ફરમાન પછી તરત જ અમારી સલામ બરખાસ્ત કરવામાં આવી.

મેં નવાબનું નામ તો કોઈ કોઈ વાર સાંભળ્યું હતું પણ મેં એની સાથે કોઈ દિવસ કાંઈ કામ પાડયું ન હતું. નવાબ કોઈ વાત સાંભળે એમ મને ના લાગ્યું. અને કદાચ ધારો કે નવાબ મારી વાત સાંભળવાને તૈયાર થાય તો ય હું એને શું કહું ?

મારી આસપાસ મેં નજર નાખી. રોનક અને ભભકથી ઔરંગા નદીના પાણીમાં આથમતા સૂર્યની સંધ્યા ચમકે એમ દરબાર ચમકતો હતો. હીરા, માણેક, જરિયાન, તલવાર, જમૈયા ને બંદૂકોથી ભરેલા એ નવાબી દીવાનમાં અમારા ગામડા ગામના દેસાઈના કુટુંબ ઝઘડાની વાત સાંભળે કોણ ?

મેં એક નજર ગોપીના ચહેરા ઉપર નાખી. અને એ ચહેરા ઉપર જે વ્યથા ને ઉજ્જડતા મેં જોઈ તેથી મારું હૈયું જાણે સડસડી ઊઠયું. મેં જગુના ચહેરા ઉપર નજર નાખીને એના ચહેરા ઉપર જે લોલૂપતા મેં જોઈ તેથી મારી આંખો પ્રજળી ઊઠી.

'હું કાંઈ કરું તે પહેલાં ગોપી દોડીને નવાબના કદમમાં પડી. 'હઝૂર !' મને રાંકને જો આપ નામદાર જીવતી ને જીવતી જલાવી મારવા માગતા હો તો...'

નવાબે વજીર સામે જોઈને પૂછ્યું : 'આ છોકરી શું કહે છે ?'

હજૂર એને આપે ફરમાવેલ શાદી પસંદ નથી એમ કહે છે.

નવાબ હસ્યો : 'એ તો કોઈ પણ છોકરીને થનારી શાદી ક્યારે પસંદ હોય છે ? શાદી એ તો અફીણની જેમ હળવે હળવે જ કોઠે પડે છે. ગભરાઓ નહિ, બેટી ! તારાં કોઈ વાલીવાલીદ નથી તો તારી શાદી હું કરી આપું છું. એમાં તારી ભલાઈ જ છે.'

નવાબે જગુ સામે જોઈને આવવા ઈશારત કરી. જગુ પાસે ગયો. નવાબે એને પૂછ્યું.

'છોકરા ! તને આ શાદી કબૂલ છે ?'

'જી...હા !'

'તું આ છોકરી ઉપર પ્યાર કરીશ ?'

'જી હા !'

'એની મિલકતનું જતન કરીશ ?'

'તું એનો માનમરતબો જાળવીશ ?'

'જી હા !'

નવાબે ગોપીને કહ્યું : 'તો ગભરવાની શી વાત છે લડકી ? કોઈ બી ખાવિન્દ પોતાની બીબીને માટે આનાથી વધારે શું કરી શકે ? જાઓ બેટી ! ગમ ભૂલ જાઓ, તકરાર ભૂલ જાઓ, ભાઈનું ખૂન ભૂલી જાઓ ! ખાવિંદની મહોબ્બતનો ખ્યાલ કરો !'

જગુએ બે હાથ જોડયા: 'હજૂર. અરજ છે !'

'કયા હે ?'

'શાદીને છ મહિનાની વાર છે. દરમિયાન મને મારી મહોરદારની

સાથે હળવામળવાની ને એનું દિલ જીતવાની કોશિશ કરવાની રજા મળવી જોઇએ.'

'એમાં મારી રજાની શી જરૂર છે? એ તો તારો હકક છે!'

'પણ એનાં સગાંવહાલાં એ હકકના ભોગવટા સામે કાંઈ અટકાયત કરે તો?'

જનાબે કહ્યું. 'કોઇ તમારી અને તમારી મહેરદાર વચ્ચેના મેળાપ વચ્ચે અટકાયત નહિ કરી શકે. તમારી કોમના બીજા લોકો જેવી રીતે પોતાની મહેરદારને મળી શકે એમ તમે પણ મળી શકશો. અમારા તરફથી તમારા ગામમાં સુલેહશાંતિનો બંદોબસ્ત કરવા માટે અમારા વિશ્વાસુ સીદી બાગઝાને ત્યાં મોકલવામાં આવશે. અગર તમારી કોઈ અટકાયત કરે તો તમે સીદી બાગઝાને ફરિયાદ કરજો, અને એ તમારી આવી અટકાયત કરનારને પૂરી નશ્યત કરશે!'

થયું! આડોડિયાને હાથે ખેતર ભેળાઈ જાય એમ વીરજી દેસાઈનું કુટુંબ ભેળાઈ ગયું! ચોરી ઉપર શીરજોરી કરીને, ભાઈનું ખૂન કરીને, બેનને વલ્લભા દાંડનો વારસ ઉપાડી ગયો.

'હજૂર! મારો એક સવાલ છે.' મેં કહ્યું.

'શો?'

'આ બધી તકરાર આમ પતી છે એમ જાણીને જો એનો મોટાભાઈ અમુલખ પાછો આવે તો?'

'તો ક્યા? એ ખૂની છે, ચોર છે, ડાકુ છે. એને ફાંસીએ લટકાવી દેજો.'

આટલી પણ મહેરબાની, નવાબી ન્યાયમાં! હું બીજું કાંઈ ન કરી શકું તો એ ખૂનીની ભાળ તો મેળવી શકું ને? હવે કાંઈ ઊજળે મોંએ જીવવા જેવું તો રહ્યું નથી. પણ ઊજળે મોંએ મરવા જેવું તો હજી રહ્યું છે ને?

૮

# રામી પોતાની રામકહાણી કહે છે.

સૂરતની સેર કરીને અમે પાછા ફર્યાં ત્યારે હીરજીકાકાનાં રૂપરંગ ફરી ગયાં હતાં. ધણિયાતી ઓરત ને ધણિયામા ઓરતમાં જેટલો ફેર પડી જાય છે એટલો એનામાં ફેર પડી ગયો હતો.

કાકો મૂછે વળ દઈને વીંછીના ડંખની જેમ ઊંચા આંકડા ચડાવતો. ને હતો ય વીંછી જેવો. પણ હવે તો એની મૂછના ડંખ જાણે કપાઈ ગયા હતા, ને બાંડા વીંછીની પૂંછડીની જેમ એની મૂછ નીચી લબડતી હતી. ને કાકો પોતે ય બાંડા વીંછી જેવો બની ગયો હતો.

પહેલાં તો કાકાનો ચહેરો જોતાંવેંત મનમાં તડફડાટ પેદા થતો; આજ વળી કોઈક ગોલાનું મોત આવ્યું કે કોઈ દૂબળા ઉપર પનોતી બેઠી એમ લાગતું. સવારના પોરમાં કાકો પથારીમાંથી ઊઠે ત્યારથી અમારા મનમાં હરણફડકો પડે કે આજ વળી કયાં ધણીધણિયાણીને કાકો વિખુટાં પાડશે કે આજ કોનાં બાળ ઝૂરશે કે આજ કોનાં ધાવણાં બાળને માનાં થાનેલાં ઉપરથી ઝોંટશે? આખા દિવસમાં બેચારને આમ પજવે નહિ, બેચારને આમ વિખૂટાં પાડે નહિ, કોઈકનો ધણી તો કોઈની છોડી કે કોઈનું બાળ ઝૂંટવે નહિ, વારાફેર કરે નહિ, તો કાકાને ખાધેલું પચે નહિ.

અમારી જાત તો તમે જાણો છો ને, કરમથી બુંદિયાળ. કોણ જાણે કોના પાપે અમારા કપાળમાં ગોલાપો તો જનમથી લખેલો. જ્યાં જન્મ્યાં ત્યાં જો જન્મારો જાય તો અમે દૂબળાં કહેવાઈએ. દેસાઈની ચાકરી કરવાની. દેસાઈ પરણાવે ત્યાં પરણવાનું. ઘર છંડાવે ત્યારે છાંડવાનું. ઘર ભંગાવે ત્યારે ભાંગવાનું. દૂબળાં માત્ર–શું મરદ કે શું ઓરત, એનાં બંધીવાન. એના જીવના, એના ભવના એ માલિક. ને એની સામે ફરિયાદ તો કયાં થાય ?

ને કદાચ કાંઈ મન કોચવામણ કરીએ તો તો અમારા માથે જીવતાં નરક ઠલવાય. દૂર દેશાવરથી અવારનવાર વહાણો આવે–માલ ભરીને. ને અહીંથી ગોલા ખરીદીને એને વહાણના ભંડકમાં ઢોરની જેમ પૂરી પાછાં ચાલ્યાં જાય.

ને એક વાર જે ગોલો થઈને એ વહાણમાં ગયો તે કદી પાછો આવે નહિ; એ જીવતો જ મૂઓ.

હીરજીકાકાનો ડંખ વાગી જાય તો એ, શું મરદ કે શું ઓરત, બસ એને સોદાગરનાં પરદેશી જહાજ ઉપર ચડાવી દે. ચડાવી દે એને મૂએલો જ માનવાનો ને એની પાછળ કારજક્રિયા પણ થઈ જાય. મસાણમાં એની ચિતા ખડકવી પડે; ચિતામાં એના નામનું ઘાસનું પૂતળું સળગાવવું પડે. બેચાર પાંચ ગજાજોગ બ્રાહ્મણ પણ જમાડી દેવા પડે.

કાકાની આંખ ફરે એટલે જાણે જમની ચિઠ્ઠી ઊતરી. આજે હાલતો ચાલતો જીવતો જણ કાલ જીવતે મૂઓ થઈ જાય.

મારા બાપ ઉપર કાકાની કડવી નજર થઈ એટલે એ આમ જીવતે જગતિયે ગયા હતા. ને એવા તો બીજા ઘણા ય દાખલા હતા. વલસાડમાં વીરજી દેસાઈના દૂબળાઓમાં.

દેસાઈનો પથારો મોટો. અમારા ગામના બીજા દેસાઇ માથાભારે એટલે હીરજી દેસાઈ સામે ટક્કર ઝીલે ખરા; પણ વલ્લભજીનો પથારો આવો જબરો નહિ. વલ્લભો દાંડ ભલે ગામમાં ને બીજાઓમાં કહેવાય; પણ એના દૂબળાઓમાં તો એની રાડ જ નહિ, એની બીક નહિ. એનાં દૂબળાં વલ્લભાને ગાળો ઘે, સામું બોલે, હઠ કરે, પણ વલ્લભો હસ્યા જ કરે. ને એનો દીકરો અમુલખ પણ આમ તો ખારો ઝેર જેવો પણ દૂબળા ભેગો કામકાજ કર્યા કરે ખરો; રોફ કે મિજાજ તો એની આંખમાં ય નહિ, એના હાડમાં ય નહિ.

ને આ અમારા ધણી હીરજીકાકા. ગાળ દીધા વગર તો જાણે બોલાવે નહિ. નજીક હોય તો ઠોંઠટાપલી કર્યાં વગર પણ ન રહે. છોડી હોય તો અટકચાળું કર્યાં વગર ના રહે.

મારી જ વાત લ્યો ને! મને એણે બે ધણી તો છોડાવ્યા ને ત્રીજું ઘર કરાવ્યું હતું. ઘર કરાવ્યા પછી મને ગોપી બાનાં લગ્ન થાય ત્યારે એમની સાથે સખાતે મોકલવાના હતા.

દૂબળા માવતરની છોડીઓ દેસાઈની છોડીઓ સાથે સખાતે સાસરે જવાને બંધાયેલી જ. દેસાઈની છોડી નાની હોય, મોટી હોય, અબૂધ હોય, અપહોંચ હોય ત્યાં સુધી જોરાતા જમાઈને એણે સાચવી લેવો જોઈએ.

સખાતે જવું એ તો એક લહાણું; વહુ જેટલું જ માન. કામ માત્ર જમાઈ ને છોડી બેનું જ કરવાનું. છોડી સાથે જ રહેવાનું. સખાત જો ચાલાક હોય તો પાંચપચાસની ખાનગી જણસ પણ કરાવી શકે ખરી.

પણ સખાત તરીકે જવા માટે ધણીની મહેરબાની જોઈએ. ગોપીબાના મારા ઉપર ચારે હાથ હતા. એટલે હીરજીકાકાના ડંખની

મને ઝાઝી પરવા નહોતી. પણ છોટુનું ખૂન થયું, એને વલ્લભા દાંડના છોકરાએ વાઢી નાખ્યો, એટલે ગોપીબાના મનને ઘા થયો ને કાકો ફરીને મૂછે વળ દઈને મારી સામે જોવા લાગ્યો.

કાકાનો હાથ હવે ઉપર આવ્યો. હવે એના ડંખમાં જોર આવ્યું ને એણે મને ધમકી આપી. મને થયું કે આવા સંજોગમાં જ્યાં ગોપીબાના ચિત્તનું પોતાનું ઠેકાણું નથી, ત્યાં એ મારું તો જતન શું કરી શકશે? એટલે મેં કજિયાનું મોં કાળું કર્યું.

મારા ધણીનો જીવ ને મારો જીવતો જીવ એ ય કાકાની મૂઠીમાં હતા. કાકો એને માંકડને ચાંપે એમ ચપટીમાં ચોળી શકે, એમ હતું.

હું ભલે દૂબળી રહી, પણ જાત તો મારી છોડીની ને! એક રાતમાં કાકાનો જીવ મારી મૂઠીમાં આવી ગયો.

સુરતમાં મેં કાકાના હાલહવાલ જોયા. ને મારા મનમાં થયું કે માણસ 'ભગવાન ભગવાન!' ખાલી નથી પોકારતો. કાંઈક છે ખરું ભગવાન જેવું. ઘણા ય દૂબળાના ઘર ભંગાવનાર, ને ઘણી યે દૂબળી-ઓને છાંડી માંડી કરનાર હીરજીકાકાને પણ ભગવાને દૂબળાની હારોહાર બેસારી દીધો ખરો! હીરજીકાકાને એની છોડી દુશ્મનના દીકરાને પરણાવવી પડશે, છોડીને નહિ ગમતું હોય તો ય એને જખ મારીને જવું પડશે!

અમારા મનમાં શી વેદના થતી હશે એનો હીરજીકાકાને ને ગોપી-બાને હવે કાંઈક તો ખ્યાલ આવશે.

અમે સુરતથી પાછા ફર્યા. પણ થોડા દિવસમાં મેં જોયું કે ગામ ને ઘરના એના દિદાર ફરી ગયા હતા!

હવે હીરજીકાકાને કોઈ પૂછતું ન હતું. ખુદ પોતાના ય દૂબળામાં

હવે એની શેહ નહોતી રહી. મને તો એણે સૂરતથી આવ્યા પછી ત્રણચાર વખત તેડાં મોકલેલાં પણ હું નહોતી ગઈ.

વાત એમ હતી કે વલસાડનો ધણી ફરી ગયો હતો. વીરજી દેસાઈની મિલકતની રૂખ પણ ફરી ગઈ હતી.

ગામમાં નવાબનો સીદી બાગઝા ધણીરણી હતો. ને દેસાઈની વાડીવજીફાનો વહીવટ જો કે હીરજીકાકા કરતા પણ એય જાણતા હતા ને ગામ જાણતું હતું કે છ મહિના પછી તો વીરજી દેસાઈની તમામ મિલકત ગોપીની પાછળ વલભા દાંડના દીકરા જગજીવનની થવાની હતી.

ગામમાં હીરજીકાકાની દેસાઈગીરી જ્યારે આમ લોથ ઢળતી હતી ત્યારે ચોમાસામાં મોરલો જેમ રૂપ કાઢે એમ જગજીવન રૂપ કાઢતો હતો.

ગામમાં હવે એ મોટો ભા થઈ પડયો હતો. વીરજી ને વલ્લભજી એયની મિલકત મળીને લગભગ પોણું ગામ થાય.

એ બધું ય એ જગુનું થવાનું હતું.

એ આવતો જતો એ ગોપીબાને ગમતું નહિ. પણ એને આવતાં તો રોકી શકાય નહિ ને ગોપીબાને એની સામે બેસવા સિવાય છૂટકો ય નહિ.

હું સમજતી હતી કે ગોપીબાને આ નથી ગમતું, પણ એક તો એ કે હું શું કરું ? ને બીજું એ કે હું શા માટે કરું ?

અમારાં જ્યાં ત્યાં મન ફાવે ત્યાં ને મન ફાવે એટલી વાર એ લોકો લાકડેમાંકડા વળગાડે છે. એકાદ વાર એમને પણ એવો

અંગત અનુભવ જરૂરનો છે. હું જોયા કરું છું, ને મનમાં હસ્યા કરું છું.

જગુ છોકરો ભારે ચાલાક છે, ભારે વાચાળ છે. પૈસાની બાબતમાં પણ એનો હાથ સાંકડો નથી. વળી છેલબટાઉ પણ છે.

પોતાના ભાઈએ છોટુનું ખૂન કર્યું એ બાબત એને જાણે ઘણું! દુઃખ લાગ્યું હોય, એમ એ વાત કરે છે. એ કહે છે કે. 'હવે તો વાત જાહેર થઈ ગઈ, એટલે કહેવામાં વાંધો નહિ, પણ અમુલખ બહુ ઉતાવળો હતો, ઝેરીલો હતો, ને છોટુને એણે એની પોતાની હાજરીમાં જ માર્યો હતો.'

અમુલખે છોટુને ક્યાં, કેમ ને કેવી રીતે મારી નાખ્યો એનું જગુએ, વિગતવાર વર્ણન કર્યું.

મને યાદ છે એ પ્રસંગ, કેમકે તે દિવસે ગોપીબા રાતે ખૂબ રોયાં હતાં, મોકળે સાદે રોયાં હતાં.

ને વળતી સવારે ગોપીબાએ જગુને કહ્યું: 'તમે તમારે અહીં આવતા રહેજો. મને મળતા રહેજો. આપણે એકબીજાને વધારે ને વધારે ઓળખીએ એ ઇચ્છવાજોગ છે.'

ત્યારથી ધીમે ધીમે ગોપીબા જગુની સાથે થોડી થોડી વાત કરતાં થયાં હતાં.

દિવસો ગયા, મહિનાઓ ગયા. ને ગોપીબા છૂટથી જગુની સાથે મિલકત ને ગરાસચાસ બાબતમાં પણ વાત કરતાં થયાં.

ગરીબ બિચારા હીરજીકાકા! એમની દેસાઈગીરી આથમી ગઈ. બીજા તો ઠીક પણ મારા જેવી દૂબળીને ય એનો ડર ન હતો રહ્યો.

હું તો ગોપીબા સાથે સખાતે જવાની હતી ને! મોડી જાઉં કે વહેલી જાઉં એમાં બીજા કોઇને શું?

હીરજીકાકા ગામમાં થોડું, ને વધારે થોડું રહેવા લાગ્યા. એના આથમી ગયેલા જીવનમાં હવે એક માત્ર અંગારો રહ્યો હતો: અમુલખને શોધી કાઢવો ને એની સાથે જૂનાં વેર ભરી પીવાં.

ને હીરજીકાકા રાત ને દિવસ અમુલખની શોધની પાછળ દોડા કર્યા કરતા હતા. હવે એમને એ જ કામ રહ્યું હતું. બીજા કોઈ કામમાં એનો કાંઈ એકડો રહ્યો ન હતો!

૯

# જાડેજા ભીમજીની આપવીતી

આંખે નેજવું કરું છું ત્યારે હું માંડમાંડ હાથ છેટે ભાળી શકું છું. ઘણી મહેનત કરું છું ત્યારે હું કોઈનો અવાજ પારખી શકું છું. આજ મારી એ દશા છે. આજ મારી દાઢી છેક કેડ સુધી પહોંચવા આવી છે, ને મારી મૂછ અઢાર આંગળ જેટલી લાંબી થઈ છે.

જમાનાઓ પહેલાં વહાણના મોર ઉપરથી હું પાંચ જોજન છેટે નજર કરી શકતો હતો, ને બે જોજન જેટલે છેટેથી હું વહાણની જાતભાત પારખી લેતો. જમાનાઓ પહેલાં સાદી હવાના આછા ઝણકારમાંથી હું તુફાનના રૂપરંગ સાંભળી શકતો, ને દરિયાનાં મોજાં દરિયાના પેટની વાત મને કરી જતાં.

ગયાં ! એ વરસો ગયાં, પેટાળ પડેલાં વહાણ તીર જેવાં દોડતાં ને ફૂલી ઊઠેલા જોરાતા વાવડા સાથે કડાભીડ કરતાં એ વખત ગયો. એ દિવસો ય ગયા !

હજી યે કોઈ કોઈ વાર મારી આંખ આગળનાં ઝાંઝવાંમાં મને જોધાર જણોના બોજને આસાનીથી ઉઠાવી વહી જતા બનેલા કોણ જાણે ક્યાંથી જાણે તે કોણ ક્યાં ભીડતા દેખાય છે, ને મારા બહેરા કાનોમાં કોઈ કોઈ વાર કાળી કિકિયારીઓના કારમા હાકોટા સંભળાય છે.

ત્યારે મારે અંગેઅંગ પરસેવો બાઝી જાય છે, ને બીજા કોઈને ય ન સમજાય એવી ચિચિયારી મારા મોઢામાંથી નીકળવા માંડે છે. ત્યારે મારી રોમરાઇ ઊભી થઈ જાય છે, ને મારી આસપાસ જાણે સપનાની દુનિયા ચક્રાવે ચડે છે.

ત્યારે મારી પોતી–મારા પોતરાની નાની છોડી એક માત્ર કાલું કાલું બોલતી મારી પાસે આવી શકે છે—આવે છે. બેચાર દિવસ હું આરામ વગર ઊંઘ વગર આમતેમ ભટકું છું ને પછી જૂનાં ભૂત પાછાં ક્યાંક શમી જાય છે.

ઘણા માણસો એને ગાંડપણની ધૂન કહે છે; ઘણા માણસો એને 'બુઢાપાનાં લખણ' કહે છે; કોઈ કોઈ એને 'ધૂનરી' કહે છે; કોઈ કોઈ એને ચાળો કહે છે. ને મારા છોકરા ને છોકરાના છોકરા તો હવે એને કાંઈ કહેતા નથી. કોઈ વાર પોતરાની વહુઆરુઓ ઝીણે સાદે કહે છે: 'વળી ડોસાને વાયડું વળગ્યું!' એમને ખબર નથી કે હું એમનો એ સાદ સાંભળું છું.

હોય; બધા જેને જે કહેવું હોય તે કહે. મારી ધૂનની પાછળ શું છે એની કોને ખબર છે? એ બિચારાં મણ દાણા ને હળની કોશ ને બળદની કડબ ને વહુઆરુનાં કડલાં ને છોરુનાં ઝભલાંમાંથી ઊંચે આવતાં જ નથી. એને ક્યાંથી યાદ આવે કે આ બુઢાની જુવાની કેવી હતી? ને એ જુવાનીએ મારા લાલ દરિયાલાલમાં ક્યાં ક્યાં શીહોટા તાણ્યા છે?

એ વામણાં માનવીઓ— આજનાં વહેંતિયાં ને મૂઠી હાડકાંના છોકરા ભાયડાઓને મૂછાળા મરદોના જમાના કેવા હતા ને એમની જુવાનીનાં પાણીની પછડાટો કેવી હતી એની શી ખબર?

અરે, ચોટલીએથી પકડીને અમે કાળ થંભાવી દીધો હતો.

વહાણના શીહોટાથી અમે દરિયાને બાંધ્યો હતો. અમારી ઓલાદ-ઓલાદની યે ઓલાદને ક્યાંથી ખબર હોય કે અમારી ઓલાદમાં અમે પવને ય પકડ્યો હતો.

ગયા એ વખત ને ગઈ એ વાતો. આજ કોઈને ય જાડેજા ભીમજીના નામની યે ખબર નથી. આજ કોઈ ને ય એનાં કામની ખબર નથી. કો આલિશાન ઈમારતનો ભાંગીને ભૂકો થયેલા ખંડિયેર જેવો એ પડ્યો છે. એને પડ્યો રહેવા દ્યો. ઘણા માણસો મને જોવા આવે છેઃ ને મોઢામાંથી 'ભીમ ! ભીમ !'ના ઉદ્દગારો કાઢે છે. એ જાણે મારી નહિ કોઈ બીજાની વાત કરતા હોય એટલી બેદરકારીથી હું ચૂપચાપ પડ્યો રહું છું. કોઈને બોલાવતો નથી ને કોઈ મને બોલાવતું નથી.

ફળિયામાં તડકો આવે ત્યારે મારી પોતી—નાનકડી ઢીંગલી જેવડી પોતી 'દાદા ! હાલો ફળિયામાં હવે તડકો આવે છે.' એમ કહીને મારી આંગળી પકડી લઈને મને ઓરડામાંથી દોરી જાય છે ને એક નાના ખાટલામાં હું પડું છું. માથે તડકો આવે છે એ મને મીઠો લાગે છે. એ તડકામાં બેઠો બેઠો હું મને ખંજોળ આવે ત્યારે મારા હાથ, પગ કે વાંસો ખંજોળું છું. મારી દાઢીમાં આંગળાં ભરાવું છું. ખાટલામાં માંકડ હોય કે ન હોય ને હું ભાળું કે ન ભાળું, તો ય વીણતો લાગું છું. મારી પોતી મને પીવા પાણી લાવી આપે છે, ખાવાને રોટલા લાવી આપે છે. કોઈ વાર મારા ખોળામાં સૂઈ જાય છે ત્યારે હું એનું માથું પસવારું છું. ઘરમાં માણસો તો નાનામોટાં ઘણાં છે, પણ મારી પોતી સિવાય હું બીજા કોઈને ઓળખતો નથી.

આમ મારા દિવસો ધૂન ને તંદ્રામાં વહી જાય છે. ત્યાં એક દિવસ એક જુવાન આવ્યો. એ મારી સામે આવીને બેઠો.

'ભીમદાદા ! નમસ્કાર.'

ઘરમાં કોણ જાણે કોણ ભીમદાદા હશે ને એને એ નમસ્કાર કરતો હશે.

પણ મારી પોતીએ મને કહ્યું, મારો હાથ પકડીને મારા કાનમાં મોટે અવાજે કહ્યું : 'દાદા ! તમને કહે છે.'

મારી પોતી જો કહેતી હોય કે એ મને નમસ્કાર કરે છે તો એ મને જ નમસ્કાર કરતો હશે. મારી પોતી કોઈ દિવસ મારી મશ્કરી કરે નહિ; એ તો મારી લાકડી છે.

હશે ભાઈ; એને નમસ્કાર કરવા હોય તો કરવા દો.

'નમસ્કાર !' મેં કહ્યું.

જુવાન નજીક આવ્યો. નજીક આવતાં મેં જોયો. હતો તો જણ દેખાવડો પણ આજકાલના જુવાન માંયકાંગલા થઈ ગયા છે એવો એ દૂબળોપાતળો હતો ! મને નથી લાગતું કે કોઈ દિવસ પણ લાલ લોહીથી એનું શરીર ફાટે, કોઈ પવનથી એનું માથું ફાટે કે કોઈ ખરાખોટાના ખ્યાલથી એની છાતીમાં આગ ઊઠે ! અમારા વખતમાં...

'દાદા ! મને જમનાદાસ શેઠે આપની પાસે મોકલ્યો છે.'

'કોણ જમનાદાસ ?'

'દ્વારકાવાળા પસા પ્રેમચંદવાળા. હું એમનો પોતરો થાઉં.'

'પસા પ્રેમચંદવાળા ? દ્વારકાવાળા ? વહાણવટી ને ?'

'હા.'

'તે એવડા મોટા શેઠને મુજ ગરીબનું શું કામ પડયું ?'

‘દાદા ! મારા દાદા કહે છે કે ગંગાનાં વહેણ અવળાં થવા માંડયાં છે; સારા માણસો ખરાબ મનાય છે; શાહુકાર ચોરડાકુ મનાતા થયા છે.’

‘જમાનો જમાનાનું કામ કરે છે. એમાં મને યાદ કરવા જેવું શું છે ?’

‘દાદાનો મત એવો છે કે જેટલા જેટલા જાણે છે એટલા એટલા બધા પાસેથી મળે એટલી જાતમાહિતીની હકીકત ભેળી કરીને લખી રાખવી. તો આજ ભલે આપણી બુરાઈ ગવાય; કાલ પણ ભલે બુરાઈ ગવાય. પણ એક દિવસ તો આ ભૂમિમાં એવી ઓલાદ જરૂર પાકશે કે જે એકતરફી વાતોથી દોરાઈને પોતાનાં જ માણસોને ગાળો દેવાને બદલે સાચજૂઠનો તોલ કરી શકશે.’

‘એક તો તમે શું કહો છો એ જ મને સમજાતું નથી. સાચ શું, જૂઠ શું, એકતરફી શું, મત શું, બુરાઈ કઈ, ભલાઈ કઈ– આમાંથી મને કાંઈ ગમ પડતી નથી. ને તમે વળી ઊભા થઈને મારો તડકો ય રોકો છો. તડકો તો આવવા દો ને !’

એ જુવાન દૂર ખસ્યો ને એણે આંતરેલો તડકો ફરીને મને હૂંફ આપવા માંડયો.

મારી પોતી નવા આવનાર જુવાન સામે ટગર ટગર જોઈ રહી હતી. મેં એને કહ્યું : ‘ગભરા નહિ હો !’ જુવાનની સામે જોઈને મેં પૂછયું : ‘પણ તમારું નામ શું ?’

‘દાદા ! મારું નામ સામળ. મારા બાપનું નામ ખેચર. મારા દાદાનું નામ જમનાદાસ.’

‘મને ચૂપ બેઠેલો જોઈને સામળે મને કહ્યું :

'દાદા! ગોપીબાને હું મળી આવ્યો; હીરજી દેસાઇને મળ્યો. પછી તમારી પાસે આવ્યો.'

'હશે ભાઈ! ભલે આવ્યો. રોકાવું હોય એટલા દિ' રોકાઈ જા. ઘરમાં રોટલા હશે તો હશે ત્યાં સુધી ખવરાવશું. બાકી તેં નામ લીધાં એમાંથી કોઈ નો ય મને અણસાર સરખો ય નથી આવતો.'

'તો શું તમે ભીમજી જાડેજા નહિ?'

'હા; મારું નામ તો સાચું. સાત્યવાર સાચું.'

'તો શું તમે 'અંબામાતા'ના માલમ નહિ?'

'ઘણાં ય વરસ થયાં, ભાઈ! મને કાંઈ યાદ નથી આવતું. ખાલી મારું માથું શું કામ પકવો છો?'

'દાદા! ચાલીસ પચાસ વરસ થયાં હશે તમને દરિયાલાલનો ખોળો છોડી દીધે.'

'પહેલાં તો ભાઈ બહુ યાદ રહેતું હતું; હવે કાંઈ યાદ નથી રહ્યું.'

'બધું ભૂલી ગયા? દાદા!'

'હવે કાંઈ યાદ નથી રહ્યું.'

'અમુલખને ય ભૂલી ગયા?'

આકાશ સુધી ચારે કોર ફેલાતા રણમાં જાણે વીજળીનો ગોળો ફાટ્યો હોય એવું કાંઈક મારા માથામાં થઈ ગયું.

'અમુલખ! તું કોણ છો છોકરા કે......અમુલખ......મારો જોધાર અમુલખ!......અમુલખ...'

મારી નજર આગળ જાણે કાંઈક ફાટયું ને એના ભંગારમાંથી

એક નવી દુનિયા ખડી થઈ. હેલાર દરિયો હિલોળે ચડે છે. આકાશમાં આકરાં તુફાન ગાજે છે. કૂવો કમાન જેવો બેવડ વળીને હમણાં તૂટશે, હમણાં તૂટશે, એમ હીંચકા મારે છે. હવામાં ખતરીની બાંધણી ઊડતી હોય એમ સઢ ફુલાઈ ફુલાઈને ઊડે છે. ને તોફાની દરિયાના તોફાની પેટ ઉપર પેટાળ પડેલું વહાણુ તીર જેવું જોરાતા પવનની આગળ દોડે છે...

આકાશ ગાજે છે. દરિયો ગાજે છે. પવન ગાજે છે. વહાણનાં પાટિયાંની તાણ ગાજે છે. આલાદની પકડ ગાજે છે. ને એ તમામ ગાજવીજથી યે વધારે ગાજી ઊઠે છે, એક બુલંદ અવાજ: 'સાંભળો! દયાના સાદને ઝીલનારા સાંભળો. જુલમની સામે માથું ઊંચકનારા સાંભળો. જીવવાની લાલચ છોડીને મરણનો પછેડો ઓઢનારા સાંભળો. આજથી આ વહાણનું નામ 'રૂસ્તમ પહેલવાન' નથી. આજથી એનું નામ છે; અંબા માતા!—મારી, તમારી ને દુનિયાભરની મા જગદંબા...એના નામે નામ આપણા વહાણનું. આજથી આપણે બધા એના દોરા પહેરીને બેઠા માનજો. આજથી આપણને મોતને મારગ પડેલા માનજો. 'બોલો અંબા માતની જે! બોલો જગદંબાની જે...'

હવામાંથી જાણે પ્રચંડ પડઘો ઊઠ્યો. ને ઘડીભર પચાસ વરસનો બોજો મારા માથા ઉપરથી ઊતરી ગયો. હું કેમ ભૂલું એ નામોને—અંબા માતા......અમુલખ......

ને પચાસ વર્ષના કાળના અંધારપછેડા ઊતરી ગયા...ને જાણે મારી આંખ આગળ બધું જ હમણાં જ નવેસરથી બનતું હોય એમ મારી પોતાની કથની મારી આગળ જાણે આપમેળે ઉકેલાતી આવી.......

* * *

અમે મૂળ કચ્છના ગામ નખત્રાણાના વતની, પણ મુંદ્રામાં મજૂરી કરવા આવેલા : મારો બાપ, મારી મા, મારો ભાઈ ને હું. તે વખતે મારી ઉંમર બાવીસેક વરસની હશે; ત્યારે એક ભયંકર દુકાળ પડયો. ભયંકર એટલે ભયંકર, વધારે ખરો પણ ઓછો નહિ.

અનાજ મળતું ન હતું; ધંધા ચાલતા ન હતા; પાણી વગર ઢોર ને માણુસ મરતાં હતાં. ગામનાં ગામ ને મથકનાં મથક ઉજ્જડ થઇ ગયાં હતાં.

આવા દુકાળ જ્યારે જ્યારે આવે ત્યારે માંડવી ને લખપત બંદરે પરદેશમાંથી મોટાં મોટાં કાળાં જહાજ આવે. એમાંથી ગોરા ને કાળા લોક ઊતરે. માબાપ પાસેથી છોકરાં ખરીદે; દરબાર પાસેથી ખેડૂત ખરીદે; જોરદાર માણુસ પાસેથી નબળાં માણુસ ખરીદે.

ખરીદીને એમને પોતાના જહાજ ઉપર ચડાવે. ચડાવે એ ચડાવે; પછી એમાંથી કોઇનો યે કોઈ દિવસ ખબર ન આવે.

મારા બાપ વાત કરતા ત્યારે કહેતા કે ફ્રાંસ ને વલંદા ને ફિરંગી ને આરબ ને એવા સોદાગરો આવાં માણુસો ખરીદે. એને ગોલા બનાવે. જેટલાને ગોલા બનાવે એની ડોકમાં લોઢાની હાંસડી નાખે. એક વાર હાંસડી પડી ગઈ પછી એની દાદફરિયાદ કોઇ સાંભળે નહિ. એ ભાગી જાય તો એને પકડીને પાછો વહાણુ ઉપર ચડાવી દેવાય; ખુદ માબાપ કે ભાઈથી યે વચ્ચે ન પડાય. પડે તો એને સરકાર દરબાર તરફથી ભારે સજા થાય.

મુંદ્રામાં આ વખતે એક જમાદારની હાકેમગીરી હતી. એણે પોતાને માટે આ જહાજવાળા પાસેથી દાણો લીધો ને બદલામાં પચીસ ગોલાગોલી વેચવાનું સાટું કર્યું.

જમાદારના સિપાઈઓએ ગામમાંથી શક્ય એટલા વધારેમાં વધારે મજબૂત માણસો પકડયા; એમાં મને પણ પકડી લીધો.

મારાં માબાપને આ ખબર પડી. એમણે મારા ભાઈને ક્યાંક છુપાવી દીધો. ન છુપાવે તો કદાચ એને પણ પકડે ! ગોલા તરીકે ઘરડાંબૂઢાંને કોઈ ન બોલાવે, પણ જુવાન ઉપર તો જોખમ ઝાઝું. બંદરમાં પરદેશી જહાજો નાંગરે કે જુવાન માત્ર આઘોપાછો થઈ જાય. થઈ શકે એ બચે. બાકીનામાંથી વળી કેટલાક પકડાય. અમારા ગામને દરબારે પોતાના સાટામાં મને પકડયો.

અમે પચીસ જણા—પંદર મરદ, સાત બાઈ ને ત્રણ છોકરાં—મરદમાં પાંચ જાડેજા, સાત ખેડુત ને ત્રણ કારડિયા મળીને પંદર જણા—પરદેશી સોદાગરના કાળા જહાજ ઉપર ચડી ગયાં.

અમારા ગળામાં હાંસડી હતી. અમારામાંથી એક છોકરો હતો, સાતઆઠ વરસનો, એના ગળામાં પણ લોઢાની હાંસડી નાખી.

લોઢાની હાંસડી એટલે લોઢાનો જાડો સળિયો. તપાવીને ગરમ ગરમ હોય ત્યારે જ ગળામાં નાખે. ગળું દાઝી જાય. એના જખમ રુઝાવાના હોય ત્યારે રુઝાય, પણ ગળામાં હાંસડીના ડામનાં એંધાણ રહી જાય. ગળા ઉપરનાં આ એંધાણ જિંદગીભર ન ભૂંસાય. એના ઉપરથી ગુલામ ને ગુલામ ઉપરથી ગોલા.

અમે માણસ ટળ્યાં, જુવાન ટળ્યા, નર ટળ્યા, નારી ટળી, બાળક ટળ્યાં ને બધાં જ ગોલા બની ગયાં. લોઢાની હાંસડીના સ્પર્શમાંથી જાણે કોઈ મેલી વિદ્યાનું જાદુ હોય એમ અમે માણસ ટળીને ઢોર બન્યાં.

જહાજની નીચેના ભંડકમાં અમારા જેવા તો અનેક ગોલા હતા. ભંડકમાં વહાણની બાજુમાં હારબંધ લોઢાનાં કડાં જડયાં

હતાં. ગોલાની લોઢાની હાંસડી સાથે લોઢાની સાંકળ કે સૂતરની જાડી રસી ભરાવીને એને આ કડાંની સાથે ગાય ને બળદની જેમ બાંધી દેવામાં આવે. બસ, પછી એને સૂવાનું ત્યાં, બેસવાનું ત્યાં, ખાવાનું ત્યાં; બધું જ ત્યાં.

અમારું જહાજ હતું કોઈક ઇરાની સોદાગરનું. આ અજબ સોદાગર દેશમાં પડયા દુકાળનો લાભ લઈને કંઈક ગોલાઓને છેતરી ભોળવી ખરીદી કે ઝડપીને લઈ જતો હતો.

કેટલા દિવસો ગયા એનો અમને ખ્યાલ નથી. અમારી વચ્ચે અંદરઅંદર વાતચીતો તો થતી નહિ. એકબીજાએ એકબીજાનાં દુઃખો ગાઈ લીધા પછી વાતો કરવા જેવું રહ્યું શું ? અમારા જીવનમાં કાંઈક પણ રંગ કે વિવિધતા કે ભવિષ્યની કોઈ આશા ન હતી કે અમે એકબીજા સાથે વાત કરીએ. અમે માણસો ટળ્યાં ને ઢોર થયાં. ને જાણે આપમેળે ઢોરનાં આચાર શીખ્યાં. અધૂરામાં પૂરું ભંડકમાં ઘનઘોર અંધકાર હતો.

કેટલાય દિવસો આમ ગયા. કોઈ કોઈ વાર ઉપરથી ભંડકનો જીનાર ખૂલતો. જરાક ઉપરથી અજવાળું આવતું. કોઈક ખારવો નીચે આવતો: માણસ કરતાં દૈત્ય જેવો વધારે લાગે એવો.

કોઈ વાર એ અમારામાંથી કોઈ બાઈને ઉપર લઈ જાય. કોઈક વાર ઉપરથી ચીસ સંભળાય. કોઈક વાર ઉપર ગયેલી બાઈ નીચે આવે એમ એના અંદરના પછડાટને ટણસાટથી અમને લાગે. કોઈક બહાર પાણીમાં એકાદ ધુબાકો સંભળાય ને એ બાઈ કદી યે પાછી નહિ આવે એમ અમને પતીજ થાય.

કોઈક વાર ઉપરથી ગાયનો સંભળાય, ખડખડાટ ભડભડાટ સંભળાય; એકાદ વાર બંદૂકના અવાજ પણ સાંભળ્યા.

અને બધો જ વખત નીચે અમારા વાડામાં ચોમેર ઉંદરો દોડાદોડ કરતા જ હોય. ઉપરના ખલાસીઓ કરતાં પણ આ નીચેના રાતના ચોરો અમારા વધારે જાની દુશ્મન હતા. કોઈક વાર કરડી જાય, કોઈક વાર માથે ફરી જાય, કોઈક વાર માથા ઉપર ચડે, કોઈક વાર પગ તળે કચરાય, કોઈક વાર કાંઈક લેવા હાથ લાંબો કરો ત્યાં એ હાથ આવે.

ઉંદરોના ચૂંચૂંડાટ, વહાણના સઢની ખેંચથી ખેંચાતાં પાટિયાંના સાંધાઓના ચચડાટ અને ભંડકના અંધકારમાંથી ભંડકના શ્વાસસમી વેદનાની કણુસ......અમે કયાં છીએ, કોણ છીએ, અમે કોણ હતા, ને અમારું શું થવાનું છે એનું અમને ભાનસાન ભુલાવી દેતાં.

એકાએક એક દિવસે......

એક અજબ બનાવ બન્યો. એની ઘણીખરી વાતોની અમને પાછળથી ખબર પડી. બધી વાતની તો સુરતની સદર અદાલતમાં ખબર પડી. પણ અમને જેમ જેમ ખબર પડી એમ વર્ણવવા કરતાં એ બનાવ જે રીતે બન્યો તે જ રીતે કહું.

અમારામાંથી એક છોકરો આઠ નવ વર્ષનો ભાગ્યો!

વહાણ સુરત બંદરમાં આવ્યું હતું. રાત પડી હતી ને ખલાસીઓ દારૂ પીતા હતા. દારૂ પીતાં પીતાં એમને છોકરાને નચાવવાનો વિચાર આવ્યો.

એટલે એ છોકરાને લઈ ગયા. એ છોકરો અમારી જેમ મુંદ્રાથી પકડાયો હતો. ઉપરના સથામાં ખલાસીઓ બેઠા હતા; ઊભા હતા. છોકરાને એમણે વચમાં ઊભો રાખ્યો. પછી નચાવવા માટે છોકરા ઉપર દારૂના બાટલાનો ઘા કરવા માંડયા.

છોકરો આમથી તેમ દોડતો ભાગતો ઊથલીને નીચે દરિયામાં પડ્યો.

એ નીચે હોડકામાં પડયો. હોડકું હતું બીજા કોઈક વહાણ 'સુરતી ટંડો'નું. એ વહાણ હતું રતનચંદ નામના જામખંભાળિયાના લુહાણાનું.

એટલે આ છૂટું પડેલું હોડકું શોધીને જ્યારે 'સુરતી ટંડો' ના ખલાસી એને પોતાના વહાણ પાસે લઈ ગયા ત્યારે એમાંથી એમને એક અધમૂએલો ભયથી છળેલો છોકરો મળ્યો.

છોકરાની વાત સાંભળીને રતનચંદના દિલમાં અમારી હાલત વિષે દયા ઊપજી. છોકરાને લઈને એણે કંપની સરકારની સુરતની કોઠીના અંગ્રેજી હાકેમની સમક્ષ અરજ કરી કે અમને બધાને ગોલાની હાલતમાંથી છોડવાની ઈરાની સોદાગરને કંપની સરકારે ફરજ પાડવી જોઈએ.

સુરતમાં નવાબ હતા. પણ કંપની સરકાર મંજૂર રાખે એટલી એમની નવાબી ચાલતી. રતનચંદે કંપની સરકારને અરજ કરી.

આ ઉપરથી કંપની સરકારે ઈરાની સોદાગરની અટકાયત કરીને ઉપર પુછાવ્યું કે 'અમારે શું કરવું ? ઈરાની સોદાગર પાસેથી ગુલામો છોડાવવા કે એને જવા દેવો ?'

ઉપરથી જવાબ આવ્યો: 'ઇગ્લાંડની સરકારે પોતાની હદમાંથી ગુલામીને રૂખસદ આપનારો કાયદો કર્યો છે ખરો. પણ એ કાયદો ઇગ્લાંડની હકૂમત નીચેના સંસ્થાનોને લાગુ પડતો નથી. એટલે ઈરાની સોદાગર પાસેથી ગુલામોને છોડાવાય નહિ. તેમ મજકૂર ઈરાની સોદાગર કંપની સરકારને નાણાં ભરીને હિન્દના પશ્ચિમ કાંઠા ઉપરથી ગુલામો પકડવાનો ધંધો કરે છે એટલે એનો ધંધો કાયદેસર છે. સબબ એ છોકરાને પણ ઈરાની સોદાગરને હવાલે કરી દેવો. અને ઈરાની સોદાગરને મોકળો જવા દેવો.'

સૂરતના અંગ્રેજ હાકેમે રતનચંદને આ ઉપરી અમલદારનું લખાણ વંચાવ્યું. એની પાસેથી છોકરાનો કબજો લઈને ઇરાની સોદાગરને સોંપ્યો.

ઇરાની સોદાગર સૂરતથી વહાણ હંકારી ગયો.

અમારી ગોલાઓની કોઈ રાજામહારાજા કે દેશી વિદેશી સરકારને નહોતી પડી. પણ આ રતનચંદ પણ કોઈક ભારે પારકી છઠ્ઠીનો જાગનારો નીકળ્યો.

સૂરતથી એણે પણ પોતાનું વહાણ ઉપાડયું.

ઇરાની સોદાગરના વહાણને એણે મધદરિયે પકડી પાડ્યું. ભારે ધિંગાણું કર્યું.

અને અમને તમામને છોડાવીને એણે પોતાના વહાણ ઉપર ચડાવ્યા. અમને ખૂબ જમાડ્યા. અમને કચ્છ દેશ ભેગા કરવાની એણે તૈયારી બતાવી.

અમે તો એના પગ પૂજવાને પડાપડી કરતા હતા.

ઇરાની સોદાગરે કંપની સરકારમાં ફરિયાદ કરી. ને એ ફરિયાદ ઉપરથી કંપની સરકારના દરિયાઈ ચોકીયાતી વહાણ રતનચંદના વહાણની તપાસ માટે નીકળ્યાં.

એમણે રતનચંદનું વહાણ શોધી કાઢ્યું. પકડ્યું. અમને બધાને તેમ જ રતનચંદ અને એના માણસોને કેદ કરીને એ વહાણ એમણે ડુબાડી દીધું.

મધદરિયે ચાંચિયાગીરી કરવાના આરોપ સર સૂરતની સદર અદાલતમાં રતનચંદ અને એના સાથીઓ ઉપર કામ ચાલ્યું.

ઇરાની સોદાગર ગુલામીનો ધંધો કરવાને કંપની સરકારનો પરવાનો

ધરાવતો હતો. જે કોઈ ફરેંસીસી, વલંદા, ફીરંગી, આરબ, ઇરાની સોદાગર કંપની સરકારનો પરવાનો ધરાવે એને હિન્દુસ્તાનના પશ્ચિમ કાંઠા ઉપરથી ગુલામોનો વેપાર કરવાનો હક્ક છે એમ પૂરવાર થયું.

ઇરાની સોદાગરે રીતસર પૈસા આપીને કચ્છનાં જવાબદાર માણસ પાસેથી આ ગુલામો ખરીદ કર્યા છે એમ પૂરવાર થયું. ઇરાનીએ ખોટી રીતે આ ગુલામો કચ્છમાંથી પકડયા હોય તો એ જોવાનું કામ કચ્છના દરબારનું હતું, કંપની સરકારનું નહિ, એમ પણ પૂરવાર થયું.

ઇરાનીને એની મિલકતના ભોગવટામાં રતનચંદે દખલ કરી છે એ કાયદા વિરુદ્ધ છે એમ પૂરવાર થયું.

રતનચંદે ભરદરિયે ઇરાનીની મિલકતને લૂંટી લેવાનો ગુનો કર્યો છે; મધદરિયે લૂંટ કરવી એને ચાંચિયાગીરી કહેવાય; એમ પણ સાબિત થયું.

આમ બધું ઝપાટાબંધ પૂરવાર જ થતું આવ્યું. એટલે ચાંચિયાગીરી કરવા બદલ રતનચંદને ફાંસીની સજા* સુરતની સદર અદાલતે ફરમાવી. એના સાથીઓને લાંબી સજા ફરમાવી.

અને અમને બધાને પકડીને ઇરાની સોદાગરને ફરી સુપ્રત કરવાનો હુકમ પણ સદર અદાલતે કર્યો.

આમ એક મદદગારના મોતનું નિમિત્ત બનીને, ખુલ્લી હવાને ખુલ્લા શરીરની ચારરોજની છુટકારાની ચાંદની ભોગવીને, અમે ફરીને પાછા ઇરાનીના જહાજના વાડામાં નજરકેદ થઈ ગયા.

ફરીને અમારા અંધકારના દિવસો આવ્યા.

વહાણ થોડા રોજ પછી એક બીજા બંદર ઉપર નાંગર્યું.

ને એમાં એક રાતે અમારી સંખ્યામાં બીજા બે માણસોનો ઉમેરો થયેલ; એમાં એક હતી બૈરી ને બીજો હતો મરદ.

ત્યારથી અમને એ અંધકારમાં કાંઈક કાંઈક વસતી જેવું લાગ્યું. મરદ એક અક્ષર પણ બોલતો નહોતો, પણ બૈરી તો જરા જેટલી યે ચૂપ નહોતી રહેતી.

એ ઘડીમાં રોતી હતી, ઘડીમાં હસતી હતી, તો ઘડીમાં કાળી ચીસો પાડતી હતી.

જાણે કે કોઈ બાઈડી કરતાં જંગલી બિલાડી કેદ પુરાઈ હોય એટલો ઉત્પાત એ કરતી હતી.

એક દિવસે સોદાગર નીચે આવ્યો; એ આ બાઈને ઉપર લઈ ગયો. પછી એ બાઈ નીચે આવી જ નહિ.

પછી એની સાથે આવેલો મરદ પણ ઉપર ગયો. એ પણ પાછો નીચે આવ્યો નહિ.

અંધારામાં એકાદ બે ચીબરીઓ જેમ ચિચિયારી કરીને અદૃશ્ય થઈ જાય એમ આ બે માનવીઓ અમારી વચ્ચે આવ્યાં ને આવીને ગયાં.

ત્યારે અમારામાંથી કોને ખબર હશે કે......એ બે માનવીઓ પોતપોતાની રીતે......

પણ રહેવા દો. પાછળની વાતો આગળ કહી દઉં તો તો મને વાત કહેવાનો રંગ નહિ આવે. તમને એમાં મજા નહિ આવે.

ત્યાર પછીની વાતો અમારી જાણ બહારની તો કેટલી યે બની ગઈ હશે; ને એનાં વિધવિધ બયાન પણ અમે બહુ સાંભળ્યાં છે. પરંતુ જે દોર મને વાસ્તવિક લાગ્યો છે, જે દોર મને સાચો લાગ્યો

છે, અને જે વાત શાવૃક્ષે મને કરી છે એ જ વાત હું તમને કહી બતાવું છું.

વલસાડથી જે માણસને પકડીને અમારા ભેગો નાખવામાં આવ્યો હતો એનું નામ હતું અમુલખ. સાંભળ્યું છે એમ કે કોઈ ને કોઈ કૌટુમ્બિક અદાવતને કારણે એના ભાઈએ એને નોશેરવાન સોદાગરને વેચી નાંખ્યો હતો. અને સોદાગરે પણ અંધારી રાતે ખારવાઓ મોકલી એને પકડી મંગાવીને વહાણ ઉપર ચડાવી દીધો હતો.

આ માણસને ગુલામ તરીકે વાડામાં બાંધેલો રાખવાને બદલે ઉપર ઉઘાડમાં કેમ લઈ ગયા તેની ખબર તો નથી. શાવૃક્ષનું કહેવું એવું હતું કે ઉપર ઉઘાડમાં એના ઉપર વધારે જુલમ કરવો હતો.

ગુલામ તરીકે વાડામાં બાંધી દીધા પછી કોઈ માણસ ઉપર વધારે જુલમ શું થઈ શકે એ તો સમજાતું નથી. તોપણ શાવૃક્ષ કહેતો હતો એટલે એ સાચું જ હશે. કેમકે શાવૃક્ષ સોદાગરનો ખાસ અંગનો માણસ હતો. વળી માલમ પણ હતો, એટલે કુદરતી રીતે એ સોદાગરના મનની વાત સમજે વધારે.

જેમ હો તેમ, પણ અમુખલને ઉપર ઉઘાડમાં લઈ ગયા અને એને ત્યાં ખલાસી તરીકે રાખ્યો.

ખલાસીઓનો માલમ હતો શાવૃક્ષ. અને શાવૃક્ષ પાસે કામ લેવાની સીધી સાદી ને સચોટ રીત હતી. ચોમાસું ચરેલા મહાજનના પાડા જેટલું એનામાં ઝનૂન હતું. ભાગ્યે જ એક દિવસ એવો જાય કે જેમાં કોઈ ને કોઈ ખલાસી એના પાડરશીંગા જોમને કારણે ખાટલે પડતો ન હોય.

એની રીત વખાણવા જેવી તો ન કહેવાય. એની પીઠ પાછળ એના માટે ખારવાઓની વાણીમાં ને ચાળામાં જે ખુન્નસ દેખાતું

હતું એ જો એણે કોઈ દિવસ નજરે જોયું હોત તો કદાચ એની છાતી પણ થરથરી ઊઠી હોત. એની રીત એકદમ વખોડવા જેવી યે ન હતી, કેમકે એના ખારવાએમાં બાર બાપની વેજા હતી ને એને કાબૂમાં રાખવાને માટે કેવળ માલમના હોદ્દા કરતાં કાંઈક વધારેની જરૂર હતી.

શાવૃક્ષને આ વાત એટલી ફાવી ગઈ હતી કે એણે કોઈ દિવસ એના ઉપર પૂરતો વિચાર સરખો પણ નહિ કર્યો હોય. એના રાક્ષસી બદનમાં ઊછળતી વાઘ જેવી તાકાતનું માપ રાખવાની કોઈનામાં હામ સરખી પણ હોય એ એને ગળે ઊતરતું જ ન હતું.

એનો આ ભ્રમ અમુલખે ટાળ્યો. એકલા શાવૃક્ષનો જ ભ્રમ ટાળ્યો એમ નહિ; સોદાગરનો પણ ભ્રમ ટાળ્યો.

આ સોદાગર એક રીતે જુઓ તો મહા આળસુ હતો, ને બીજી રીતે જુઓ તો એ ઘણો ઝડપી હતો. શાવૃક્ષ ગયો હતો અમુલખની 'હજામત કરવા' ને હજામત થઈ ગઈ એની પોતાની. સોદાગરે તરત અમુલખને શાવૃક્ષની જગ્યાએ નીમ્યો. સોદાગરે કહ્યું: 'ખારવાથી ડરે, ખારવાને હાથે મહાત થાય, એવો માલમ મને ખપે જ નહિ.' પરિણામ એ થયું કે શાવૃક્ષ સાધારણ ખારવો થયો ને અમુલખ એની જગ્યાએ માલમ નિમાયો.

આ દરમિયાન અમારી દશાની તો મારે તમને વાત જ શી કરવી? હું તો એટલું કહું છું કે ત્યાર પછીથી હરહંમેશ મને પાંજરાપોળનાં ઢોરોની સ્થિતિનો ખ્યાલ આવ્યા કરે છે; ખીલે બાંધેલાં ઢોરોનો ખ્યાલ આવ્યા કરે છે.

અમુલખ માલમ થયો. શાવૃક્ષનો દોર એણે ઉતાર્યો. ત્યાર પછી પણ એના પગ સ્થિર થવાને માટે એને બેત્રણ બીજા ઝઘડા પણ થયા. કેમકે માણસોને ઢોરની જેમ ખીલે બાંધીને વેચવાનો ધંધો કરનારા

પણ ઢોરની જેમ ભુખા વગર બીજી કોઈ વાત સાંભળે—સમજે એમ ન હતા.

પરંતુ થોડા જ સમયમાં બધાને ખ્યાલ આવી ગયો કે જો બીજા બધા આખલા જેવા હતા તો અમુલખ આંકેલા ખૂંટ જેવો હતો. જો બીજા બધા પાડા જેવા હતા તો અમુલખ એકલદંતી ગેંડા જેવો હતો. ગેંડો જેમ એક શીંગડા ઉપર સારા યે જંગલ ઉપર રાજ કરે છે તેમ પોતાના જમણા હાથના જોર ઉપર અમુલખે 'રૂસ્તમ પહેલવાન' ઉપર પોતાનો કાબૂ જમાવી દીધો.

એક દિવસ...ઓહ, એ એક દિવસ મને કેટલો યાદ છે! એક દિવસે અમુલખ અમારા વાડામાં આવ્યો. એક શબ્દ પણ બોલ્યા વગર એણે અમારાં બંધન કાપી નાખ્યાં, અમારી સાંકળો તોડી નાખી, અમારા પટ્ટા કાપી નાખ્યા, અમને બધાને ઉપર જવાને કહ્યું.

અત્યારે...આજ...આજ પચાસ વર્ષ પછી પણ મારી આંખો જાણે એ ઉઘાડા આકાશનાં આકરાં તેજથી અંજાઈ જાય છે. ઘનઘોર અંધકારમાં—જાણે અંધારાના જ ચોસલા સાથે જિંદગીભર જડાયા હોઈએ; કોઈ દિવસ જાણે પ્રકાશ ન જોયો હોય એવો આંખને કાળજગરો અંધાપો આવ્યો હોય ને એકાએક અમને ઉપાડીને મધ્યાહ્નના સૂરજના તેજ નીચે મૂકી દેવામાં આવે...! ઉપર સથા ઉપર સૂરજના તેજમાં અંજાઈને અમારામાંથી એક જણ નીચે સીધો દરિયામાં ચાલ્યો ગયો....ગયો એને બચાવી લેવાની કોઈ તજવીજ કામ ન આવી!

થોડી વાર અમે ત્યાં પડ્યા રહ્યા. અમારી આંખોને અમે વારંવાર ઠંડાપાણીથી છાંટી—દરિયા ઉપર વહાણમાં ઠંડાપાણીની તાણ કેટલી હોય છે એનો અમને ખ્યાલ હોય તો અમારી હાલતનો એટલાથી તમને ચિતાર આવવો જોઈએ.

અમે હરતા ફરતા થયા. અમારા પગમાંથી તાણુ ને ખેંચનો થાક ઓગળ્યો, અમારી આંખમાંથી તેજની આળપ ઓસરી ને અમારા શરીરમાંથી ખીલાનો બંધ જ છૂટયો....ત્યારે અમને ખાવાનું આપ્યું...કેવું ખાવાનું...? ગરમ...અનાજ...રાંધેલું ?

મને લાગ્યું કે હું જીવતો નથી. મને લાગ્યું કે મારી આ દુનિયાની તમામ આપદાઓનો અંત આણીને ભગવાને મને ઉપર બોલાવી લીધો છે અને હું સીધો સ્વર્ગમાં જ છું......

અને હું બેભાન થઈને નીચે પડયો.

## ૧૦

# માધવીની કહાણી

**અમુલખ** શાહૂક્ષને બદલે માલમ થયો. તે વખતે મારા હ્રદયમાં ઉભરંગ થયો કે વેદના થઈ એ હું સમજી શકી નહિ. કોણ જાણે કેમ પણ આ માણસને દેખીને મને કોઈક ધુન ચડી આવતી હતી. થોડી વાર તો જાણે હું સાવ ગાંડી જ હોઉં એવી બની જતી.

જાણે કે એના હજાર ટુકડા કરી નાખું: જાણે કે એને મારી હથેલીમાં ભીંસી નાખું...અને પછી એના એકેએક ટુકડા ઉપર હું આંસુ સારું! બસ, મને આમ જ થતું.

અને હું નહોતી જાણી શકતી એવા દિલના ભાવ સાથે હું એના ઉપર નજર નાખી રહી.

ભાઈ માલમ તો થયા છે. પણ ભાઈને વહાણ હંકારતાં આવડશે? ભાઈએ બાપજન્મારે વહાણ તો ભાળ્યું નથી; ભાઈ વહાણને ચલાવવાના છે શું? ક્યાંક ખરાબે ચડાવી દેશે તો?

વહાણને ખરાબે ચડાવી દેશે...તો...તો...સાચે જ મારો જીવ જોખમમાં મુકાય. ભલા એને સોદાગરે માલમ બનાવ્યો શા માટે? પણ...પણ...જોવાની મજા આવશે. મારી જિંદગી એ માણસે એની ધૂનમાં બરબાદ કરી. ને એને પાણીમાં પડીને તરફડતો જોઉં, તસુએ તસુએ ડૂબતો જોઉં......ભગવાન! અમારું વહાણ ખરાબે ચડે તો આટલું જોવાને મને જીવતી રાખજે.

કે સોદાગરને કહું કે તેં આ અક્કલના બારદાનને માલમ બનાવ્યો તે શું મરવા માટે?

ધારો કે સોદાગર એમ કહે કે મેં એને ક્યાં માલમ બનાવ્યો છે? તેં બનાવ્યો છે. જો તેં એને વાડામાંથી છોડાવીને ઉપર આણ્યો ન હોત તો એને શાવૃક્ષ સાથે ઝઘડવું ન પડત. તો એ શાવૃક્ષ સાથે વઢીને એને હરાવત નહિને; જો એ શાવૃક્ષને હરાવત નહિ તો માલમ થાત નહિ.

સોદાગર એ જ લાગનો છે. એના જેવા મૂરખ, ગમાર ને અક્કલ વગરના માણુસને તો એવા જ માલમ ઘટે.

નોશેરવાન સોદાગર પણુ એક મહા વિચિત્ર માણુસ છે. જીવતા જાગતા માણસને એ પકડે છે, ઢોરની જેમ મારે છે, ઝૂડે છે ને રાખે છે ને ઢોરની જેમ વેચે છે...સેતાનને પણુ જે કરતાં આંચકો આવે એવાં કામો એ કરે છે...પકડેલા ગુલામોમાંથી જુવાન ઓરતો......જવા દો. પણુ આવો સોદાગર એ વળી ભગવાનનો ભગત છે! રોજ સવારસાંજ એ નમાજ પઢે છે. તોબા પોકારે છે અને કંઈ કંઈ તાયફો કરે છે. કિસ્મતમાં એને અંધ ઇતિબાર છે. નસીબ વગર કાંઈ બનતું નથી, કાંઈ મળતું નથી; માણસનાં સુખદુઃખ તમામ એના નસીબથી જ એને ભોગવવાનાં છે...આવું આવું એ માને છે.

એ કહે છે કે તું મને મળી એ પણુ નસીબની જ બલિહારી છે. તારું નસીબ કેટલું તેજ છે એનો વિચાર કર ને પરવરદિગારનો અહેસાન માન કે હજારો ગુલામોનો સોદાગર આજ તારા જેવી નાચીજ ગુલામડીના કદમમાં ગુલામ થઈ ને બેઠો છે.

મારું એ નસીબ હું સમજું છું. કે પછી મારા નસીબને બદલે મારું રૂપ પણુ હોય. હું જાણું છું કે હું ઘણી જ ખૂબસૂરત છું ને હું જાણું છું કે સોદાગર નોશેરવાન ખૂબસૂરતીનો પતંગિયો છે.

હું તમને સારું કહું છું. મારી અત્યાર સુધીની આગલી પાછલી હકીકત જોઈ વાંચીને તમને એટલો ખ્યાલ જરૂર આવ્યો જ હશે કે બીજું બધું ઠીક પણ માધવી છે તો ખરેખર ખૂબસૂરત.

ભાડેલા ખારવાની કોમમાં મારો જન્મ થવો એ કેવળ અકસ્માત છે. કેમકે મારામાં મારી કોમનું એક પણ શારીરિક કે માનસિક લક્ષણ નથી. મને મોટામાં મોટો કંટાળો કોઈ વાતનો હોય તો કાંઈ પણ કામ કરવાનો છે. કોઈ ઊંટ જેવા અક્કલ વગરના ને ગધેડાની જેમ ભાર તાણી જાણતા પુરુષનું ઘર માંડવું, સવારથી સાંજ સુધી એની ઊઠવેઠ કરવી, એના સારુ રાંધવું ને પાણી ભરવું, ઘર વાળવું ને ઘરકામ કરવું....એમાંથી કાંઈ કરતાં કાંઈ પણ આપણાથી બની શકે નહિ.

આ એક જનમ દીધો છે ને તે ય મોંઘામાં મોંઘો એવો માનુષી દેહ–રૂપાળી સ્ત્રીનો. તો પછી એને ભોગવી કેમ ન લેવો ? રૂપ દીધું છેઃ શાનદાર આંખો, ગુલાબી ગાલ, કાળો કેશકલાપ, ઉઠાઉદાર બદન. માંધાતાઓના રાજ, વિજેતાઓના વિજય, દેવોનું દૈવત્વ ને અસુરોનું અસુરત્વ, ધનવાનોની લક્ષ્મી ને મદવાનોના મદ જેની આગળ ધૂળ ચાટતા આળોટયા છે એવી આ મોંઘામાં મોંઘી દેહ મને મળી છે—કોઈ રાજમહેલના રણવાસમાં નાખવું જોઈતું રૂપ ભગવાન ભૂલો પડીને એક ભાડેલા ખારવણના ખોળામાં નાખી ગયો તો પછી...પછી... કાંઈ નહિ ઝાઝી વાતે ગાડાં ભરાય. હું રૂપાળી છું એમ આખી દુનિયા જાણે છે—ને હું જાણું છું. મારે શી વાતની કમીના છે ?

પણ એ જોવાને આ ગમાર અમુલખને કયાં આંખો છે ? આખો દિવસ પેલા શાત્રક્ષ સાથે બેસીને એ કોણ જાણે શું કરે છે ? કોણ જાણે આખો દિવસ એ સઢ તાણે છે ને બાંધે છે ને સુકાનના દાંડા ફેરવે છે ને સઢના મોર ઉપર ચડે છે ને ત્યાંથી દરિયામાં ડૂબકા મારે

છે ...ને જુવાનીના દરિયામાં આંહીં એની આંખ સામે બધા ય સઢ ખુલ્લા મૂકીને રૂપનું વહાણુ ચાલ્યું જાય છે એ જોવાને એને જાણે ફુરસદ નથી.

એ મારા તરફ બેપરવા છે. પણ...પણ...એને મારી સામે જોતો કેમ કરવો એ મને આવડે છે.

મેં સોદાગરને ઉપર બોલાવ્યો. એ ઈરાનનો પાડો મારો સાદ સાંભળતાં દોડ્યો આવ્યો.

ને મેં મોરાના સથામાં—ફ્ના પાસે બેઠક લીધી. એના ખોળામાં માથું મૂકીને હું આડી પડી. મને લાગ્યું કે સોદાગર આખો જ હમણાં પીગળીને પાણી થઈ ને દરિયામાં વહી જશે.

મેં એને પુછ્યું: 'આ તમારો નવો માલમ લાગે છે તો ભારે મહેનતુ.'

સોદાગર કહે: 'હા. શાવૃક્ષ પાસેથી, ખારવા પાસેથી એ વહાણુ-વટ શીખે છે. માલમ હોય એણે વહાણુવટ જાણુવી જોઈએ. એનામાં જાણે કે એ જનમખલાસી હોય એમ હૈયાઉકલત પણ ઘણી છે.'

'ત્યારે તો તમને કામનો માણુસ મળ્યો; ખરું ને?'

'હા. શાવૃક્ષને કેવળ મહાત કરે એટલું જ નહિ પણ મહાત કર્યા પછી પાછો માનવીને માખણ જેવો નરમ બનાવે એ માણુસ તો મારા ધંધામાં લાખ રૂપિયાનો થાય, લાખ રૂપિયાનો!'

'પણ એ માલમ હશે ત્યાં સુધી તમારાથી વલસાડ નહિ જવાય ને?'

'કાં?'

'વલસાડમાં તો એનો નાનો ભાઈ રહે છે જેને ખૂનના આરોપ-માંથી બચાવવા માટે તો એણે જોખમ વહોર્યું.

'હા...હા...હા..' સોદાગર ખડક ઉપર મોજાં ફાટે એવા અવાજે હસતો હસતો બોલ્યો: 'એનો ભાઈ તો એક નંગ છે. ખરેખર એ છોકરો છે તો નાનો પણ ભારે કલાંઠ છે. સોદાગરના ધંધામાં એવો માણસ તો તરત દોલતમંદ થઈ જાય. પોતાના ભાઈને બચાવવાને માટે અમુલખે તને પકડાવી, ને એણે દોષનો બધો ટોપલો અમુલખ ઉપર નાખીને અમુલખને મારી પાસે પકડાવ્યો!'

હું ત્રાંસી આંખે જોતી હતી. અમુલખ એક ધ્યાનથી જાણે અમારી વાત સાંભળતો હતો.

મેં બૂમ પાડી: 'અમુલખ! આંહીં આવ.'

જાણે મારો અવાજ એણે સાંભળ્યો જ ન હોય એમ એ મારા તરફ પીઠ ફેરવીને ઊભો.

એના આ કૃત્યમાં મારા તરફ એટલો તો તિરસ્કાર હતો ને એટલો ઉઘાડો તિરસ્કાર હતો કે મને પગથી માથા સુધી ઝાળ લાગી.

મેં હોઠ પીસીને સોદાગર સામે જોયું ને પૂછ્યું: 'તમે જોયું ને?'

શાહુડીનાં પીંછા જેમ ખડખડીને ખડાં થઈ જાય એમ શાવૃક્ષની દાઢી જાણે એની દાઢી ઉપરથી તિરકસ થઈ ગઈ.

'અમુલખ આમ આવ.' સોદાગરે બૂમ પાડી.

અમુલખ હળવે પગલે સોદાગર સામે આવ્યો.

'યાદ રાખજે, ગોલા! મને માલમ હજાર મળશે, પણ માધવી તો એક જ મળસે.'

અમુલખ ચૂપ ઊભો રહ્યો.

'એમ ચૂપ કેમ ઊભો છે? હાથ જોડીને માફી માગ, હમણાં ને હમણાં.'

'માફી હું માગવાનો નથી.' અદબ વાળીને સખત ચહેરે એ સોદાગર સામે તાકી રહ્યો.

સોદાગર સામે આટલો ઉઘાડો જવાબ કોઈએ આજ દિન તક આપ્યો ન હતો. સોદાગર પોતે પણ ક્ષણભર તો આભો બન્યો.

પોતાની પહોળી લાલ આંખોથી એણે અમુલખને ડારવાને થોડોક પ્રયાસ કર્યો. અમુલખ પણ એની સામે જ જોઈ રહ્યો. થોડી વાર પછી ખુદ સોદાગરની આંખો જ ઢળી.

'માફી માગે છે કે નહિ ?' સોદાગરે આંખોને બદલે જીભનો ઉપયોગ કર્યો.

અમુલખ ચૂપ ઊભો રહ્યો.

'શાવૃક્ષ !' નોશેરવાન સોદાગરે બૂમ પાડી : 'શાવૃક્ષ ! આ અમુલખને જરાક ફૂણો કર.'

શાવૃક્ષ ઘડીભર સ્તબ્ધ જેવો ઊભો રહ્યો.

'નથી સાંભળતો ?' સોદાગરે બૂમ પાડી.

હા કે ના એમાંથી કાંઈ જવાબ આપ્યા સિવાય શાવૃક્ષ ત્યાંથી ચૂપચાપ પીઠ ફેરવીને ચાલતો થયો.

આ ઉઘાડી નાફરમાનીથી સોદાગર ડઘાઈ ગયો. આ તો કમાન તરીકેની ઇજ્જતનો સવાલ થઈ પડ્યો.

એણે પોતાની કમરમાંથી પિસ્તોલ કાઢી શાવૃક્ષ સામે તાકી; બીજી પળે અમુલખે પિસ્તોલ એના હાથમાંથી ઝૂંટવી.

'તમારો ગુનો મેં કર્યો છે; શાવૃક્ષને શા સારુ સતાવો છો ?' અમુલખે ઝૂંટવેલી પિસ્તોલ સોદાગરના હાથમાં પાછી આપી.

આ ઠંડી બેપરવાઈએ સોદાગરને ભાન ભુલાવ્યું. અમુલખ સામે

એણે પિસ્તોલ તાકી. 'હરામખોર, નાલાયક ! તને મેં આટલો ઊંચે ચડાવ્યો એનો મને આ બદલો આપે છે ? ગોલા ! લે, લેતો જા.'

એકાએક મારા મગજમાં વીજળીના ઝબકારાની જેમ એક ખ્યાલ સળગી ઊઠ્યો : 'આ તો ખોટું.' એટલે જરા પણ વિચાર કરવાને રોકાયા વગર હું પિસ્તોલ ને અમુલખની વચમાં કૂદી.

કાંઈક ગરમ, હૂંફાળું મારા હાથમાંથી પસાર થયું. ક્ષણભર બહુ સુખકર લાગ્યું. બીજી પળે મારા કાંડામાંથી લોહીની ધાર ચાલી નીકળી, અને માણસનું ઘણું લોહી જોવાથી મારી આંખે તમ્મર આવ્યાં. હું ચીસ પાડીને ભોંય ઉપર પડી.

બેભાન બનીને હું ભોંય ઉપર પડી એમ કોઈ રખે માનતા. આવા ઝઘડાઓ મેં આજના જોયા નથી. અને હૈયું હાથ રાખે તો આખરે સ્ત્રી જ ફાવવાની છે એ વાત મને કોઈએ શીખવવાની રહી નથી. પરંતુ ઊભી થયેલી તકરારમાં મારી સાહજિક મનાતી ને સ્વીકારાતી નબળાઈનો લાભ ઉઠાવવાની મને જરૂરત લાગી.

અમુલખ ઉપર વીતકો વીતવાં જોઈએ, અને એણે મારા પગમાં શિર ઝુકાવવું જોઈએ એ વાત મારા દિલને મડાગાંઠની જેમ વળગી છે. પણ એને બીજા કોઈ હેરાન કરે એ હું જોઈ શકું નહિ. આટલા ભર્યા મહાસાગરમાં આટલા બધા અજાણ્યા ચોર ડાકુઓની વચમાં આખરે તો એ એક જ મારા ગામનો છે. એ એક જ માણસને માણસાઈના આચારવિચારની તાલીમ છે.

અલબત્ત એની જગ્યાએ જો એનો લુચ્ચો ને હરામખોર ને આછકલો ને તંતીલો નાનો ભાઈ જગુ હોત તો જુદી વાત હતી. પણ અમુલખ ને જગુ વચ્ચે એટલો બધો આસમાન જમીનનો ફરક છે

કે એ ભાઈઓ એક જ બાપના છોકરા કેમ હોઈ શકે એની મને તાજુબી લાગે છે.

ખેર ! આ આડકથા લાંબી થાય છે ને મૂળ કથા અધૂરી રહી જાય છે.

હું બધા દેખે ને બધા સમજે એમ બેભાન થઈ. એટલે મૂળ તકરાર એકદમ વિસારે પડી ને સોદાગર મારી માવજતમાં પડયો. સોદાગરને ધક્કો મારીને અમુલખે મને પોતાના જોરાવર હાથમાં ઉપાડી લીધી. બાપ રે ! એના કાંડામાં ભીમ જેટલું કૌવત હતું ! આ માણુસના હાડકાંમાં, નસમાં, છાતીમાં એટલું જોર હતું કે વાત ન પૂછો.

હું નારી છું. નરની ભોક્તા છું; નરની ભોગ્ય છું. નરથી આઠગણી જોરાવર છું; નરથી આઠગણી કમજોર છું. આ ભીમ, વજ્રના હાડનો આ પુરુષ, પહોળા સીનાનો આ મરદ, મારો થવો જોઈએ, મારો છે, મારો રહેશે. એને કોઈ બીજી નારી ઊંચી આંખથી નીરખી યે શકશે નહિ. એની માલિક બનીને રહીશ ને એના ગર્વથી છકેલા માથાને મારા પગમાં નમાવીશ. હું એની દાસી બનીને રહીશ ને રૂપથી છકેલા આ મારા દેહને એના પગ તળે ઢાળી દઈશ. હું મારા મરદને પિછાની ચૂકી છું અને એને હું મેળવવાની છું. સેંકડો સોદાગરો ફૂલબાગમાં ભમી રહેલા ભમરાઓની જેમ ખાલી ગણુગણાટો ભલે કરે, ખાલી ડંખો ભલે મારે. એમાંથી કોઈને મારા ખીલેલા જોબનની પરાગ જરા ય હાંસલ થવાની નથી.

મારી પથારીમાં મને અમુલખે સુવારી. હું આંખો બંધ કરીને પડી રહી અને એ મારો જખમ જોવા માંડ્યો. મારા દિલમાં એક એવી શીતળ લહેર આવી ગઈ કે એને—અમુલખને જોવાને માટે મારી આંખ જરા ઊઘડી ગઈ.

કોઈક ન સમજાય એવા ભાવથી એ મારા ચહેરા સામે જોઈ રહ્યો હતો. મારા ચહેરા સામે જોનારા માણસોના ભાવ મને વાંચતાં આવડે છે. પણ હું ખરું કહું છું કે મને અમુલખના ચહેરા ઉપરનો ભાવ સમજાયો નહિ. આજ સુધીમાં મારી પાસે આવી ચૂકેલા કોઈ પણ બુઢ્ઢા કે જુવાન, ધનવાન કે ગરીબ, દેસાઈ કે ખારવાના ચહેરા ઉપર આવો ભાવ મેં કદી જોયો નથી.

હું એટલું જાણું છું કે એની આંખમાં વિકાર ન હતો, ખાક ન હોતો. કોઈક ન સમજાય એવું બધું હતું, સમજાય એવું કાંઈ ન હતું.

મારા હાથને એવી કોઈ ગંભીર ઈજા નહોતી થઈ કે મારા ચહેરા ઉપર અમુલખને મારી માવજત કરતો જોઈને જરાક આછું સ્મિત પણ ન છાય.

એણે એ સ્મિત જોયું. એની આંખની ઝાંખ ફરી ગઈ. એના ચહેરાનો રંગ ફરી ગયો. એના ચહેરા ઉપર ચમક આવી ગઈ. અને મારા હાથને તરછોડીને એ ત્યાંથી એકદમ પીઠ ફેરવીને ચાલ્યો ગયો. એનાં પગલાંના પછડાટથી વહાણની આખી ભંડારી ધણધણી ઊઠી.

સોદાગર મારો હાથ ઊંચકીને એને પાટા બાંધવા જતો હતો એને તરછોડીને હું પથારીમાંથી ઊઠીને અમુલખની પાછળ દોડી

સથાનાં પાટિયાં ધ્રુજાવતો ધ્રુજાવતો એ જતો હતો. પાછળથી મેં એના કેડિયાની ચાળ પકડી. એણે પાછળ જોયું, અને ભારે નફરતથી મને પૂછયું: 'કોણ તું? તું બલા છો કે બાયડી?'

મેં કહ્યું: 'હું બલા છું તો તારી ઊભી કરેલી બલા છું. પણ તું કોણ છે? ભૂત કે ભાયડો?'

એણે કહ્યું: 'હું ભૂત છું. તને ખબર હોવી જોઈએ છે એ વાતની.'

મેં કહ્યું: 'આપણે સામસામા જીભાજોડી કરીએ એનો કાંઈ અર્થ છે? તું શા માટે મારાથી અતડો રહે છે?'

'તારી ને મારી દુનિયા જુદી છે. તું તારે રસ્તે, હું મારે રસ્તે.'

'અને મારી દુનિયા જુદી હોય તો એ દુનિયામાં મને ધકેલી છે કોણે? આજ મારે પરદેશીના પગ ઘસવા પડતા હોય, તો મારા વતનમાંથી—મારા ગામમાંથી મને ઉખેડીને એ પરદેશીઓની વચમાં મને ફેંકનાર કોણ?'

અમુલખ મારા તરફ પીઠ ફેરવીને ચૂપ ઊભો રહ્યો. મેં કહ્યું: 'દુશ્મનોને હાથે હું તારો જાન બચાવું છું ને તું મારો તિરસ્કાર કરે છે. મારા દિલમાં એક ખ્યાલ રહે છે કે ગમે તેવો મારો વેરી હોય તો ય આખરે એ મારા વતનનો છે.'

તો ય એ ચૂપ રહ્યો. એને કેમ કરીને બોલાવું?

'હું આજ પરદેશીઓની પરવશ બની છું. આજ મારી આસ-પાસ જે જાતનું વાતાવરણ છે એના કરતાં તો મરવા પડેલા માણસના ઓરડાની હવા વધારે ખુશનુમા ગણાય. પણ હું આ બધાની ફરિયાદ કરતી નથી. આ બધાની વચમાં ગુલામી, જડતા, પશુતા, નીચતા, હવસ, અને અનંત ને અખૂટ સાગર એ તમામની વચમાં હું એકલી ઊભી છું. 'અને તું મને એટલી નીચ સમજે છે, અધમ સમજે છે કે મારી સાથે વાત કરવાની પણ તને ફુરસદ નથી. પરવા નથી. હું તને ફરીથી પૂછું છું કે તું તે ભૂત છે કે ભાયડો?'

'તારી સાથે વાત? મને તારા ઉપર રોષ શા માટે હોય? પણ મને કહે કે તારી સાથે હું વાત શી કરું? તું મારા જીવનમાં

એક એવો ખાડો બનીને આવી કે જેને ખોદતાં હું અંદર પડ્યો. એ મારી ભૂલ છે. પણ એ ભૂલને મારે વધારે ઘેરી કરવી નથી. મારી હાલત માટે હું તને જવાબદાર નથી લેખતો. પણ એટલા માટે તારી હાજરી મને બહુ ગમે છે એવું યે નથી તો ! બલ્કે મને નથી ગમતી !'

જે બોલતો નહોતો એ બોલતો તો થયો.

મેં કહ્યું : ' આ જહાજ ઉપર જેટલાં માણસો છે એ બધાં જ કાંઈ એકબીજાની મરજીથી એકબીજાં સાથે ભળતાં નથી. પણ આંહી આવ્યા પછી તો તેઓ પડયું પાનું નિભાવી લ્યે છે. હું નીચ છું, અધમ છું. બોલ, તારે મને હજી વધારે કાંઈ કહેવું છે ? જેટલું જેટલું તું મને કહે અને જેટલું જેટલું તું મને ના કહે, એ બધું જ હું છું. પણ એ બધા પછી હું તારા ગામની તો છું !'

' એ આનંદની વાત છે કે અફસોસની એ હજી મને મનમાં નક્કી નથી થયું. ને નક્કી કરવાની મને કાંઈ જરૂર પણ નથી લાગતી. આ એક એવી કબર છે કે જેમાં દોસ્તદુશ્મન સારામાઠા તમામ એક સાથે મારદ થવાના છે.'

આ ભીમકાય માણસના મોઢામાંથી આવા શબ્દો નીકળતા સાંભળીને મને સહેજ હસવું આવ્યું.

મારા હસવા ઉપર એ ચિડાયો નહિ. સાધારણ રીતે કેવળ એક આછા હાસ્યથી મેં કંઈક માણસોને પોતાનાં કે પારકાંના ગળાં કરવા જેટલા ગાંડાતુર બનાવ્યા છે. પણ આ માણસ જરાક પણ ગુસ્સે ય થતો ન હતો, જરા રાજી પણ થતો ન હતો. માનો કે એનામાં માણુસાઈ.....'

'માશાલ્લા ! પેલા અજમ ને અરબ ખારવાઓ જ્યારે તાજુબ બને છે ત્યારે બોલે છે તેમ, માશાલ્લા ! શું હું ભીંત આખી ભૂલી હતી ? આ માણસને હું સમજી જ શકી ન હતી ? 'માશાલ્લા ! માશાલ્લા !'

અરે આ માણસની માણસાઈ એના ઉપર આવી પડેલી અણધારી આફતો, અણધાર્યા જખમો ને અણધાર્યાં વીતકોથી સાવેસાવ મુંઢાઈ ગઈ હતી કે શું ?

પોતાના ભાઈની બેવફાઈ, જેનું ભલું કરવા જતો એના જ તરફથી મળેલી દગલબાજી, નિર્દોષ માણસ ઉપર ચડેલું જૂઠું આળ, માણસાઈને વછોડાવી નાખે એવાં ગુલામીનાં નઠોર બંધન, અજાણ્યા દરિયામાં અજાણ્યા વેરીઓની વચમાં એકલી અટૂલી કાળી મજૂરી ! ......આ માણસને આખી દુનિયામાં પોતે એકલો, અટૂલો અને સદંતર પામર માણસ છે એવો ખ્યાલ ન આવે તો બીજું શું થાય ?

ધરતીનું ધાવણ પીને ઊછરીને મોટો થયેલો આ નાણાવટી વહાણ ઉપર લાચાર અને લાઈલાજ થયો હતો. એનામાં જીવવાની ઝૂઝવાની હામ જ નહોતી. ખરેખર, એને કોઈએ જાણે શીખવ્યું જ ન હતું કે જીવતો નર ભદ્રા પામશે.

મેં વાતનો વળાંક બદલ્યો :

'તમે તમારો માર્ગ કરી શકતા નથી. તમે તમારો કાંટો બતાવી શકતા નથી. તમે તે માણસ છો કે ઢોર ? માણસને ઢોરમાં ફેર શો ? ઢોર જે ખીલે બંધાય ત્યાંના આચારવિચાર શીખે છે, અપનાવે છે. તમે પણ આંહીં આવીને ગુલામો સાથે પુરાયા એટલે તમારા આચાર પણ ગુલામ જેવા બન્યા ! શા માટે તમે તમારી માણસાઈને છાજે એવી લડત કરતા નથી ? શા માટે એક માણસને છાજે એવી રીતે તમારો વાસ વસાવતા નથી ?'

'મારો વાસ કેવો ને કોને માટે ?'

'જરા લાજો. હજાર માણસોને રોજ ઠોકરે મારનારી હું એક બે બદામની બાયડી તમને આજ કહું છું કેમકે ગમે તેમ તો ય તમે મારા ગામના છો. તમારા કરતાં હું એક બે બદામની બાયડી મારો જેવો તેવો ખૂણો આજ જમાવી શકી છું. કપરા સંજોગ ને વસમા દહાડાઓની વચમાં હું મારી આછીપાતળી સુખસગવડો પણ ઊભી કરી શકી છું.'

અમુલખ હસ્યો. બાપ રે ! ઘનઘોર અંધકારમાં ભૂતિયા વહાણનો સઢ દેખાય એવું એ સ્મિત એના ચહેરાને ભયંકર બનાવી ગયું. ક્ષણભર મને થયું કે હું આ દુનિયાના કોઈ માણસ સાથે વાત નથી કરતી, પરંતુ અંતઃતાપના નરકમાં પિસાઈ રહેલા કોઈ ભૂતના ચહેરાને જોઈ રહી છું !

અત્યાર સુધી મને નહોતું સમજાયું એટલું એ એક પળમાં મને સમજાયું. ઇરાદાપૂર્વક એના અંતર ઉપર વાસી રાખેલાં કમાડ જાણે ઊઘડી ગયાં અને એના અંતરાત્માની સન્મુખ હું એક પળ ઊભી રહી.

એ સ્મિત કરીને બોલ્યો : 'તું તારો ખૂણો જમાવી શકી છો; બરાબર છે. તને સગવડ છે, મને નથી, કેમકે પુરુષથી વેશ્યા થઈ શકાતું નથી.'

એ અવાજ—એ સૂરમાં રહેલું ભયંકર અપમાન ! ક્ષણભર તો મારું માથું ફાટી ગયું: જંગલી બિલાડીના ઝનૂનથી કૂદીને એનો ટોટો પીસીને લોહી પીવાનું મને ખૂન ચડ્યું.

પણ...પણ...મને અપમાનિત કરવાનો એનો ઇરાદો ન હોય ને એ નકી હકીકત કહેતો હોય તો ? ....કાંઈ નહિ. અગાધ, અતાગ

અને મોતની ખાડી જેવી નિરાશામાંથી હું મારા આદમીને ખેંચવા માગતી હતી: હું ઝઘડતી હતી. અમુલખ સાથે નહિ, પણ અમુલખને વળગી પડેલી ઘોર નિરાશા ને પામરતા સામે.

એના તિરસ્કારને પણ રેંસી નાખે એટલો તિરસ્કાર મારા કંઠમાંથી ભરીને મેં કહ્યું: 'પુરુષ વેશ્યા ન થઈ શકે એમ કે ? અને તું આ ઘડીએ વેશ્યા નથી તો કોણ છો ? અરે ઓ પામર ! મતિમૂઢ ગમાર ! સ્ત્રી તો વેશ્યા થાય છે તો એની ઓસરી ગયેલી માણસાઈના ખુન્દેખુન્દનું મૂલ લે છે. બેવકૂફ ! સ્ત્રી વેશ્યા બને છે તો પચાસ પુરુષને પામર જન્તુ જેવા બનાવે છે. પણ પુરુષ વેશ્યા બને છે ત્યારે...ત્યારે એ એની માણસાઈ મૂલ વગર વેચે છે; ત્યારે એ ઊકરડો ચૂંથતા ભૂંડથી યે પામર બને છે; ત્યારે એનામાં જીવવાની હામ નથી રહેતી, જીવવાની ઇચ્છા નથી રહેતી—અરે, જીવવાનું ખમીર નથી રહેતું ! સ્ત્રી વેશ્યા થાય છે ત્યારે સ્ત્રી નથી ટળી જતી; બલકે ભયંકરમાં ભયંકર સ્ત્રી બની રહે છે. ત્યારે એ હજાર સતીઓની આંખમાં આંસુડાં પડાવે છે; હજાર કુલવધૂઓના સંસાર સળગાવે છે. ત્યારે એ સમાજમાં એક એવો પ્રચંડ જ્વાલામુખી જલાવે છે, કે જેની જ્વાલામાં કુલવાનોનાં કુલ, સતીઓનાં સત અને મરદોની મૂછ ખાક થઈ જાય છે. પણ પુરુષ વેશ્યા બને છે ત્યારે...ત્યારે...!'

ક્ષણભર હું આભ સામે તાકી રહી. 'ઓ ભગવાન ! કોઈ દિવસ તારી પાસે મેં કાંઈ માગ્યું નથી. આજ માગું છું; મને વાચા દે, મને વાણી દે, મને જીભ દે, મને જીભમાં જોર દે. ઓ ઈશ્વર ! મને કાંઈક તું એવું દે કે હું આ સાવેસાવ ઉજ્જડ થયેલા માનવીના લોહીમાં કાંઈક ગરમી પૂરું. કાંઈક એવું દે કે જેથી હું આ મડામાંથી માનવી સર્જું'.'

મેં કહ્યું: 'તું પુરુષ છે. તારામાં પૌરુષેય છે. તારા કાંડામાં

તાકાત છે. તારા દિલમાં અભય છે. તારા બાવડામાં કૌવત છે. તારા પગમાં ધરણી ધ્રુજાવવાનું જોમ છે. તારી આંખમાં મહાસાગરને ડારવાની હિંમત છે. અરે તું મરદ છો. ને મરદ કેવા હોય એ તને ખબર નથી? આભમાં પાટુ મારીને પોતાનો મારગ કરે, ધરતીમાં પાટુ મારી પોતાનું ખોરડું ઊભું કરે, દિશાઓમાં પાટુ મારીને દિશાઓના બંધ દરવાજા ખોલી નાખે. અને તું, જોધારજણ્, પૂરો છ હાથનો, એક હાથે ગેંડા જેવા શત્રુને ભોંય ભેગો કરનારો, એક હાકલે આ બધી બાર બંદરની વેજાઓને ડારનારો...તું! આમ સાવ માથે હાથ મૂકીને કેમ બેઠો છે?'

એ મારી સામે તાજુબ ને વધારે તાજુબ બનતી આંખે જોઈ રહ્યો: 'હું શું કરી શકું? મારાથી શું થાય? અને મારે કાંઈ કરીને કરવું યે છે શું? કોને ખાતર?'

'અમુલખ! તું મને પૂછે છે કોને ખાતર? તું મરદ છો. ભગવાને તને બે હાથ, બે પગ, પહોળી છાતી ને તીખી આંખો આપી છે. પંખીઓમાં જેમ ગરુડ છે, પશુઓમાં જેમ સિંહ છે, તેવો માણસમાં તું છો. અને તું મને પૂછે છે કે 'કોના ખાતર?'

'તું મને સતાવે છે. તારો યાર એના ભંડકમાં તારી રાહ જોઈ રહ્યો હશે. અને એને જો ગુસ્સો આવશે તો તારી બની બનાઈ દુનિયા, જેને માટે તું આટલી ગરૂર છે એ હવાના ઝોકમાં પાંદડું ઊડે એમ ઊડી જવાની છે.'

રોષની આંધિમાં હું ભાનસાન ભૂલી ગઈ. બે કદમ આગળ વધી મેં એ પહાડ જેવડા માણસને જોરથી એક તમાચો લગાવી દીધો. 'હટ પામર! તું માણસ નથી, પણ પેટ ઘસડીને ધરતી ઉપર

ચાલનારો કીડો છે. તું ગરુડ નથી પણ મડદાંને ચૂંથનાર ગીધડો છે. તું માણસ નથી કેમકે એક નિર્બળ અને અસહાય ઓરતની મશ્કરી કરતાં તારી જીભ તૂટી નથી પડતી. હું તારા ગામની છોકરી; અને હજારો વર્ષના તારા ને મારા કુલના આચાર પ્રમાણે તારી વહાર માગવાની હું દાવાદાર. ગમાર ! શરમ તો તારી છે કે મારી, કે મારે એક નાપાક ને નીચ ઈરાની અજમની પથારી સાચવવી પડે છે ? હું તને પૂછું છું–તને પહાડ જેવડા માણસ–તને હું પૂછું છું કે તેં શું કર્યું મારી વહાર કરવા ? મારી વેશ્યાગીરીથી હું તને મદદ કરતી આવી ! તને મારા ગામનો જાણીને–તને ગુલામીમાંથી છોડવી ઉપર લાવી; તને ગુલામમાંથી ખલાસી બનાવ્યો કોણે ? મેં. તને ખલાસીમાંથી માલમ બનાવ્યો કોણે ? મેં. અરે મૂરખ ! તારો જીવ બચાવ્યો કોણે ? મેં. અને તેં શું કર્યું મારા માટે ?'

પોતાના ગાલ પંપાળતો એ મારી સામે જોઈ રહ્યો.

'માણસ જીવી શકે તો એણે શા માટે મરવું જોઈએ ? માણસને જીવ આપ્યો છે ભગવાને. ને મરવાને બદલે જીવવા માટે જે કાંઈ કરવું પડે એ કરી છૂટવું એ માણસનો ધરમ. બીજા બધા જ ધરમ જીવવાના ધર્મ આગળ નકામા છે. જીવવાને માટે હું જે કાંઈ કરું છું એને માટે હું ગુનેગાર નથી; ગુનેગાર તું છે, તારા જેવા છે.'

હજી યે એ ચૂપ રહ્યો.

મેં કહ્યું: 'કોને ખાતર ? કોને ખાતર તારે જીવવું ? તારે કુટુંબમાં કોઈ નથી ?'

'એક દગલબાજ ભાઈ સિવાય બીજું કોઈ સગું નથી.' એણે કહ્યું.

'અને તારાં સુખસલામતીની ચિન્તા કરે એવી કોઈ બીજી નથી ?'

એ થોડી વાર ચૂપ રહ્યો. પછી બોલ્યો: 'કોણ જાણે. એ મને એના ભાઈનો ખૂની માને છે...અને...અને....'

'અને શું?'

'કાંઈ નહિ. મારા મનમાં વહેમ છે. એ વહેમને વાચા નથી. મારે કોઈ નથી. કોઈ હોય ન હોય એની સાથે તારે...તારે....'

'મારે કાંઈ મતલબ નથી, એમ ને? મારે શી મતલબ છે એ, મૂઢ! તને હમણાં નહિ સમજાય. કોઈક દિવસ સમજાશે–ને કદાચ કોઈ દિવસ નહિયે સમજાય. પણ તારે કોઈને ખાતર જીવવાનું નથી એમ તું કહે છે ને? હું તને બતાવું કે તારે જીવવું કોને ખાતર. હું તને બતાવું તારું નવું કુટુંબ કે જેને ખાતર તારે ખુવાર થવાનું, તારે બરબાદ થવાનું, તારે ફના થવાનું, અને તારે જમીનમાં ગારદ થવાનું કે ઊંડાઊંડેરા મહાસાગરના તળિયામાં ડૂબવાનું.'

'તું શું કહે છે?'

'હું તને કાંઈ કહેતી નથી; હું તને બતાવું છું તારું નવું કુટુંબ. જો નવા કુટુંબને અપનાવવાની તારા હૈયામાં હામ હોય, ભગવાને જેવો માણસ ઘડવા ધાર્યો હતો એવા માણસ તરીકે જીરવાની કે મરવાની તારા કાંડામાં તાકાત હોય, તો જેનું કોઈ નથી એનો તું થા, ને તારું કોઈ નથી તો એને તારાં બનાવ.'

એનું હું કાંડું ઝાલીને ઘસડીને લઈ ગઈ. નીચે – નીચે – વધારે નીચે – ગુલામોના વાડાનાં બારણાં ખોલી હું ઊભી રહી.

ભયંકર દુર્ગંધ એ વાડામાંથી નીકળતી હતી; કારમી આહ એની અંદરથી ધબકતી સંભળાતી હતી.

વાડાના બારણા પાસે એક મોટી મશાલ રહેતી હતી. ખાસ કારણ માટે જ એ ચેતાવવામાં આવતી હતી. મેં ચકમકથી એ મશાલ ચેતાવી.

એના લાલ ભડકાના તેજમાંથી નીકળતા સફેદ શ્યામ ધુમાડાથી એ ઓરડો ભરાવા માંડયો. પુરાણોએ વર્ણવેલાં કો નરકાગારનું બારણું ખૂલ્યું હોય એવું લાલ ભઠ્ઠી જેવું તેજ એ કમરામાં ભરાઈ ગયું. ધુમાડાના આછા પાતળા સફેદ દોરા એ ઓરડામાં જમરાજના નાગપાશના સાપોલિયા જેવા હવામાં ગૂંચળાવવા લાગ્યા.

ને એવા લાલ તેજના શ્યામ ગુલાલ પ્રકાશમાં એ વાડામાં બંધાયેલા ગુલામો દેખાયા. ગળામાં નાખેલા પટ્ટાની અંદરની કડીઓમાં ભેરવેલી રસીથી વાડામાં ઢોર બંધાય એમ એક એક માણસને ત્યાં બાંધવામાં આવ્યો હતો એમના મળમૂત્ર ને અખાદ્ય આહારના સડાની કાળી બદબો જાણે ગદાથી જોનારના માથામાં વાગતી હતી. એમાં કોઈના વાંસામાં સોળ હતા, કોઈના હાથપગમાં સોજા હતા ને સોજાની ફૂટમાંથી લોહી ઝમકતાં હતાં. એમાં કોઈ વહાણના ખોખાંની દીવાલને માથું ટેકવીને આહ પુકારતું સૂતું હતું. એમાં ઓરતો અર્ધ નગ્ન હાલતમાં ગોઠણ ઉપર માથાં નાખીને પડી હતી, ને જે ગળામાં કેવળ હેમના દાગીના શોભે એ ગળામાં લોઢાના પટ્ટામાં લાંબા જાડા રસ્સા ખૂની નઠોરતાથી સાફ દેખાતા હતા. એમાં નાનાં બાળકો કડે બધાઈ ને રોતાં રોતાં સૂતાં હતાં ને એમનાં સુકાયેલાં આંસુમાં મશાલનું તેજ જાણે સમાઈ જતું હતું.

ને એ ઓરડામાંથી હવાની જાણે લહેર આવતી હોય એમ બધાના મળેલા નિસાસાનો એક સામટો બનેલો નિઃશ્વાસ જાણે અબોલ પાપ ને અસહાય પામરતાના ઝોક જેવો બહાર નીકળીને મશાલની જ્યોતને પણ ત્રાંસી કરી નાખતો હતો.

એ ભયંકર દેખાવ એક પ્રેક્ષક તરીકે જોઈને કોઈ માનવી કેવળ માનવી રહી શકે નહિ. કાં તો એ લોભ અને દોંગાઈથી ભરેલા પશુથી યે અધમ બને, કાં તો એ પુણ્યપ્રકોપથી પ્રજ્વલી ઊઠેલા નરકેસરીથી યે વધારે જબ્બર બને; કાં તો એ નરપશુ બને, કાં તો એ નરસિંહ બને. કેવળ નર તરીકે એ રહી શકે નહિ.

ફાટેલી આંખે અમુલખ આ દેખાવ જોઈ રહ્યો. એક હાથમાં સળગતી મશાલ પકડીને બીજે હાથે મેં વાડાની અંદર આંગળી ચીંધી. મારા હૃદયમાં યે મારા કાબૂની બહાર કોઈ લાગણી સાધારણતઃ ઉભરાતી નથી. પણ આજ કોણ જાણે કેમ, ઉભરાયેલી લાગણીઓમાં મારું હૈયું પણ રૂંધાઈ જવા જેવું થઈ ગયું. મેં ફાટી ગયેલા ચીસ જેવા અવાજે કહ્યું:

'દુનિયામાં તારા ભાઈએ તને દગો દીધો છે; આને આજથી તારા ભાઈ બનાવી લે. દુનિયામાં મહોબ્બતે તને દગો દીધો છે. આજથી તું આ હતભાગીઓ ઉપર મહોબ્બત બતાવ. દુનિયામાં તારે કોઈ કુટુંબ નથી; આને તું તારું કુટુંબ બનાવ. તારે કોઈને માટે જીવવું છે; આ લોકોને માટે જીવ. એ લોકોને કોઈ જિવાડનાર જોઈએ છે; તું એનો જિવાડનાર બન!'

સળગતી મશાળના શ્યામ ગુલાલ તેજમાં આથમતા ચાંદ જેવો નિસ્તેજ છતાં રુદ્ર ચહેરો મારા તરફ ફેરવીને એ બોલ્યો: 'માધવી! તું મને જીવવાનું કહે છે? હું શું કરીશ એ તું જાણે છે?'

'ના.' મેં કહ્યું: 'હું જાણતી નથી. તું જીવ. જીવતો રહેવાની કોશિશ કર. મરદ છો ને મરદ બનીને રહે એટલું હું માગું છું.'

'તું શા માટે જિવાડવા માગે છે મને?'

'તું મૂરખ છો એટલે સમજતો નથી. હું મુરખ નથી તે તને સમજાવું. એકદા તને સમજાશે.'

'હું જીવીશ તો આ લોકોને માટે જીવીશ; હું ઝૂઝીશ તો આ લોકોને માટે ઝૂઝીશ. પણ તે પહેલાં હું મારી આ દશા કરનારનો બદલો લઈશ.'

'તો બદલો લે!'

'તું કોણ છે? તું શું માગે છે? હું જે કહું તેમાં તું હા કેમ કહે છે?'

'તું જે કહીશ એમાં હું હા ભણીશ: એક શરતે. તારા જીવવાને માટે. એક પામર, પરાધીન, પશુ બનીને જીવતાં દટાઈ જવાને માટે નહિ. પણ દટાયેલો હો તો નરસિંહની માફક તમામ આવરણો તોડીને બહાર આવીને તું જગતને બતાવી દે કે સંયોગો અનેકોને મહાત કરે છે, પણ અનેકોમાં એક એવો છે કે જે સંયોગોને મહાત કરી શકે છે. એટલું જગતને બતાવી આપવા માટે તું જીવ. અને જીવીને અનેકોને જીવાડ.'

અમુલખે મારા સામે જોયું. શું જોયું હશે એણે મારા ચહેરામાં? મશાલના નાચી રહેલા ઊજળા આંધળા પ્રકાશમાં એણે કાંઈ જોયું હશે? મારા ચહેરા ઉપર ઝબકી ઊઠેલો ઉમંગ, મારી આંખમાં સળગી રહેલી મહોબ્બત, મારા રોમરોમમાંથી ઊઠતો પુકાર...આમાંથી એણે શું જોયું હશે? કાંઈ જોયું હશે?

એક ક્ષણ એ મારી સામે તાકી રહ્યો. બીજી ક્ષણે એણે મને કહ્યું: 'માધવી! તું આંહી ઊભી રહે, મશાલ પકડીને.'

હું મશાલ પકડીને ઊભી રહી. એ લાંબી ડાંફો ભરતો અંદર ગયો.

'ઊઠો !' એણે સાદ દીધો, 'તમારી જિંદગી ને તમારા ખમીર માટે તમારે લડવાનો અવસર આવ્યો છે. ઊઠો.'

પોતાના જોરાવર હાથો વતી એણે એક પછી એક ગળામાંથી લોખંડના પટ્ટા ઉખેડવા માંડયા.

'સાંભળો !' એ બોલ્યો. એને પરસેવો વળતો હતો. અંદર બફારો સખત હતો. પોતાના બે હાથ વતી એણે પરસેવો લૂછ્યો. લોખંડના પટ્ટા કાપી કાપીને એના હાથમાંથી લોહી નીકળતું હતું ને એ હાથોથી જ્યારે એણે પોતાનું મોં લૂછ્યું ત્યારે એના ચહેરા ઉપર એ લોહી ભુંસાયું. મશાલના તેજમાં એ ભયંકર લાગતો હતો. લોહિયાળ ચહેરો, વિખરાતાં જુલફાં, કદાવર છાતીઃ એ સાચે જ સિંહ-નર જેવો ભાસતો હતો. અમુલખ, મારો અમુલખ ! સેંકડો ચહેરાઓ સેંકડો અવસરે સેંકડો સંયોગોમાં મેં જોયા છે. પણ આ પ્રસંગ, આ સમય ને આ ચહેરો હું કોઈ દિવસ પણ ભૂલી શકીશ નહિ.

'સાંભળો ! આજથી, આ ઘડીથી આપણે મૂર્દામાંથી માણસ બન્યા છીએ. કલાક પહેલાં આપણે બધા જ મરી ગયા હતા; અત્યારે નવેસરથી જીવતા થયા છીએ. આજથી આ મહાસાગર આપણો છે, આ જહાજ આપણું છે. તમે આઝાદ છો. તમે ગુલામ નથી. તમારા હોતે બીજા કોઈ પણ ગુલામ બની શકશે નહિ.'

વાડાની અંદરનાં માણસો કલબલાટ કરતાં ઊભાં થઈ ગયાં. સહુને લાગ્યું કે કાંઈક અસાધારણ બની રહ્યું છે, પણ કોઈને સમજાયું નહિ કે શું થઈ રહ્યું છે.

અમુલખે કહ્યું : 'તમે બધા જ હમણાં જરા પણ કોલાહલ વગર આંહીં રહો. તમારામાંથી જુવાન હોય, જુધ કરવાની હામવાળા હોય, એટલા મારી સાથે આવો.'

બાર પંદર માણુસો—જુવાન ને અધવરડા—જાડેજા, સતવારા, કોળી ને વાઘેરનું એક ટોળું બન્યું ને આગળ આવ્યું ને અમુલખ સામે ઊભું રહ્યું.

અમુલખે કહ્યું : ' હું પણ તમારા જેવો ગુલામ હતો. સંજોગોને લીધે હું છૂટ્યો ને તમને છોડવાની કોશિશ કરું છું. તમે બધા ગૂપચૂપ મારી સાથે આવો. વહાણના અજમ અરબ ખારવાઓ જેટલા ઉંઘતા નહિ હોય એટલા દારૂના નશામાં ચકચૂર હશે. ચાલો.

ખારવાઓની હાલત અમુલખે વર્ણવી તેવી જ હતી. આવડા આવડા મોટા જંગી જહાજનો આટલી સહેલાઇથી કબજો લેવાઇ જશે એની કલ્પના પણ ન હતી.

જ્યાં ગુલામોને પૂરવામાં આવતા હતા એ વાડામાં અજમ ને અરબ ખારવાઓને પૂરીને અમુલખે વાડાના ગુલામોને ઉપર બોલાવી લીધા.

બૈરાંછોકરાંની એણે ખાસ તજવીજ કરાવી. ને એમને સ્વસ્થ કરવાનું કામ મારે ભાગે આવ્યું. થોડીવારમાં તો વહાણના બેત્રણ ભંડકમાં મશાલોનાં લાલતેજ સળગી રહ્યાં, ને એના પ્રકાશમાં રસોઇની—ઉની ગરમ રસોઇની હોંશ ને જોર ને શોરથી તજવીજ શરૂ થઇ.

પકડાયેલા ગુલામો હવે આઝાદ હતા. એમને અમુલખે કહ્યું: ' આ વહાણ હવેથી આપણું છે ને આપણે જીવશું ત્યાં સુધી આપણું રહેશે. આપણે છૂટયા એ ઇશ્વરનો અહેસાન છે. પણ આપણા દુશ્મનો માટે ભય છે. જે શાપિત પ્રથા માણુસોને ઢોરની માફક પકડાવીને એના કુટુંબકબીલાથી અલગ પાડીને મિસર, મોરો-કો ને ટયુનીસ ને હબસીનિયામાં ગુલામ તરીકે વેચી શકે છે એ

પ્રથાના આપણે જાનિસાર દુશ્મન છીએ. મુક્તિની ઘડીએ આપણે પણ શપથ લઈએ કે બીજાઓને મુક્ત કરાવવામાં જ હવેનું શેષ આયખું ખરચાઈ જશે.'

બધા સાંભળી રહ્યા.

એણે કહ્યું: 'હું એક કામ માટે પાછો જઉં છું. એ કામ પૂરું કરીને હું મહાસાગરમાં આ જહાજ લઈને ઘૂમવાનો છું. આપણા વતનનાં ભાઈબહેનોને પરેશાન કરનારાને હું પરેશાન કરનારો થવાનો છું. મારા જીવનમાં હવે એ એક જ અર્થ છે; બીજો કોઈ અર્થ નથી રહ્યો.

'તમે બધા જ મારા ખલાસીઓ છો. આપણે બધા જ એક જ રાહના મુસાફર છીએ કે નહિ એ હું નથી જાણતો. જે જે લોકોને જવું હોય તે જઈ શકશે. જેને રહેવું હોય તે રહી શકે. હું આજથી એ થવાનો છું—જેને સરકાર ચાંચિયો કહેશે, જેના માથા માટે ઈનામ કાઢશે. પણ હું એવો ચાંચિયો થવાનો છું કે જેને કારણે માણસના હાડમાંસને લોહીનાં વેચાણ રદ થશે. હમણાં કોઈ કાંઈ ન બોલશો. વતનમાં પહોંચ્યા પછી જે મારી સાથે રહેવાનો નિર્ણય કરશે એ મારી સાથે રહેશે, ને જેને ઘેર જવું હશે એ પોતાને ઘેર જઈ શકશે !

આમ મારો જોધાર અમુલખ ગુલામમાંથી માલમ થયો. ને માલમમાંથી વહાણનો નાખુદા બન્યો. સોદાગર નોશેરવાન એને ચાંચિયો કહેતો હતો. એને એક હોડીમાં બેસાડીને મધદરિયે એના કિસ્મત એનું જે કરે તે ભોગવવા તરતો મૂકી દીધો હતો.

રૂસ્તમ પહેલવાનનું નામ બદલાવી નાખવામાં આવ્યું, એનું નવું નામ રાખવામાં આવ્યું : 'આશાપુરા.'

વહાણ પીઠ ફેરવીને ફરીને સીધું વલસાડ તરફ જવાને ઊપડ્યું.

## ૧૧

# ગોપીની આત્મકથા

સુરતના નવાબી ફરમાને તો સાચેસાચ મારી સ્થિતિ કોઈને ય અદેખાઈ ન થાય એટલી કપરી બનાવી દીધી. એક બાજુથી મારા-ભાઈનો ખૂની ભાગી ગયો હતો. એને મારે ભાગવા જ દેવાનો હતો. જેને એકવાર હું ચાહતી હતી ને જેણે મારા ચાહનો આટલો બૂરો બદલો આપ્યો હતો, એને મારે માફ કરી દેવાનું હતું.

ઓહ ! કેમ માફ થાય ? કોઈ કહેશો એ વાત કેમ માફ થાય ? મને ભોળીને ભરમાવનારાનાં કરતૂત કેમ વિસરાય ? ઘરના ચાર ખૂણામાંથી કોઈ દિવસ બહાર નહીં નીકળેલી ખાનદાન માબાપની હું છોકરી. કેવળ મારા કુટુંબજનો તરફથી જ જૂના ઝઘડાની એકની એક વાતો જ હું સાંભળનારી. આજ આનું માથું ફૂટયું, કાલ આનું માથું ફૂટયું. આજ આના ખેતર બળી ગયાં, કાલ આના ઓઘા સળગી ગયા. કાલ પેલાના ગોલાને માર્યો ને આજ એના દુબળાને મારવાના છે. લોહી રેડવાની, આગ સળગાવવાની, સ્ત્રીઓ ને બાળકોને હેરાનપરેશાન કરવાની એમની વાતો હતી. અને મને એ વાતો ઉપર ભારે કંટાળો આવતો હતો.

મારો ભાઈ એ વાતો સાંભળી સાંભળીને સાવ વંઠી ગયો હતો. અને આંકેલા ખૂંટિયાની જેમ એના નાના માથામાં મરવાની, કાપ-

વાની, બાળવાની વાતો સિવાય બીજી કોઈ વાત જ આવતી ન હતી.

બાપ દાદાની વાડી હતી. વજીફા હતા. એ બધી દોલત વેડફાતી હતી. કામ ધંધો તો કોઈ કરતું ન હતું. કામ ધંધો કરવાની કોઈની વૃત્તિ ન હતી. આભમાંથી વરસે એટલું યે ઘરમાં આવતું ન હતું. આ બધા ઝઘડા પતી જાય, આપણે સુખચેનથી રહીએ, હળીમળીને ખાઈએ, ફરીએ ને જીવીએ. શા માટે આવું કાંઈ શકય ન હતું.

અલબત્ત આ બધા વિચારો મને આરંભથી થતા હતા એમ ન હતું. સમજણી થઈ ત્યારથી આ વાતો સાંભળી હતી. ત્યાર પછી ઘરબાર મારે માથે પડ્યાં ને મને કાંઈ વિચાર કરવાની પહોંચ પણ નથી.

પણ કોણ જાણે કેમ એ બધી જ બેપરવાઈ કે બેસમજ સાપની કાંચળી ઊતરે તેમ ઊતરી ગઈ. કેમકે મારા જીવનમાં એક પ્રસંગ બન્યો.

અમુલખને મેં જોયો. પહેલા પ્રસંગમાંથી બીજા પ્રસંગો પડ્યા. એની તરફ મારું દિલ ઝૂકી પડ્યું. એણે મને કહ્યું કે એના પોતાના વિચારો પણ મારા જેવા જ હતા. જો બે કુટુંબ વચ્ચે લગ્ન સંબંધ થાય તો.......

ઓહ! પણ એ ભારે મીઠાબોલો જુવાન હતો. સોહામણો હતો. મીઠાબોલો હતો...અને હું બાળીભોળી કુંવારી કન્યા હતી. એની જબાનમાં મધ હતું. ફૂલને ચૂસતા ભમરા જેવો ડંખ એની આંખમાં હતો. પણ મને શી ખબર...ખબર...કે એના પેટમાં માખી હતી. એનાં દિલમાં પ્રેમ નહિ પણ લોભ હતો. મને ફોસલાવી બનાવીને મારા બાપની વિશાળ જમીન એને ઘેર કરવી હતી.

એના રાહમાં મારો ભાઈ હતો. મારા ભાઈનો હું બચાવ નથી કરતી. ભગવાન સાહેદ છે કે એનાં લક્ષણો મને સારાં નહોતાં લાગતાં.

પણ એ મારો ભાઈ હતો. મારા દીકરા જેટલો એ મને વહાલો હતો. મેં એને ઉછેરીને મોટો કર્યો હતો. અને હું એને એક મજાની વહુ લાવી આપત. એનું ઉછાંછળાપણું યે કબજે થાત. સાત ખોટનો મારો ભાઈ.....

પણ એ પેલા દગલબાજના માર્ગમાં કાંટા સમો હતો ને ! એણે નકલી પ્રેમ બતાવ્યો. મને એણે ભોળવી લીધી. મારા ભાઈનો કાંટો કાઢી નાંખ્યો. અને જો એ બે વચ્ચે મારી હાજરીમાં તકરાર ન થઈ હોત, જો અમુલખની ધમકી મેં કાનોકાન સાંભળી ન હોત તો હું માનત પણ નહિ કે આ કાળો કામો કોણે કર્યો છે ! એકાંતમાં કોઈ હાજર ન હતું ત્યારે એ કસાઈએ મારા ભાઈને ચીભડું કાપે એમ કાપી નાખ્યો.

મારા ભાઈને કાપ્યો માર્યો. મને ભોળવી. મને બેવકૂફ બનાવી.

કુટુંબમાં ક્યાંય મોઢું બતાવવાને લાયક રહેવા દીધી નહિ. બીજું કાંઈ નહિ, પણ એ માણસ શા માટે ઇન્સાફમાંથી છૂટી જાય ? શા માટે એ એના લોભ ને એની નઠોરતા માટે જવાબ ન આપે ? મારે બીજું કાંઈ નથી જોઈતું. એની પાસેથી મને બીજી કાંઈ લાલચ નથી. એનો મને મોહ નથી. પણ મારે એક વાત તો જોઈએ ને ? ઇન્સાફ ! બીજું કાંઈ નહિ ઇન્સાફ ! મારા બાપનો દીકરો—કાચો કુંવારો આજ અગનપછેડો ઓઢતો હતો. કમમાં કમ એના બાપનો એક દીકરો તો એની સાથે બળવો જોઈએ.

હું કજિયાની હવે પરવા કરતી નથી. અમારે તો કોણ ભોગવનાર છે હવે ? ભલે અમારા ખેતરા ભેળાઈ જાય. ભલે અમારી ગંજિયો સળગી જાય. ભલે અમારા માણસો કપાય. પણ એને હું જંપ કેમ લેવા દઉં ? મારા ઘરમાં હોળી સળગાવનારને દીવાળીની મજા

માણતા હું કેમ જોઈ શકું ?...ઓહ...ઓહ...મારા પેટમાં કોઈ છૂરી મારતું હોય એટલું દરદ મને થતું હતું. કયો અંધાપો વળગ્યો હતો મારી આંખને કે કાલની આફત આજ ખડી કરી. શરીફના લેબાસમાં સજાયેલા કસાઈને કયે અંધાપે મેં મારા દિલના આંગણામાં આવવા દીધો.

પણ એ ભાગી ગયો. એનો પામર ભાઈ પણ ભાગી ગયો. એના ભાઈએ નવાબ પાસે દાદ માગી. ને નવાબે ઇન્સાફ આપ્યો. ઓહ ! હું જાણે જીવતી ચિતામાં સળગી જઉં છું.

શું આ ઇન્સાફ–ચોર ગેરઇન્સાફ સામે કોઈ કરતાં કોઈ દાદ ફરિયાદ નહિ હોય ? મારે ખૂનીને બદલે ખવીસને પરણવું પડશે ? એના લોહીમાં મારું લોહી મળશે ? મને બાળક થશે તો...તો...હું એનું ગળું રૂંધીને ભીંસી નાખીશ. પણ...પણ... ઓ ભાઈ ! તું મરતો ગયો, મને મારતો ગયો ! ઓ અમુલખ ! દગલબાજ ! તેં મારા ભાઈને માર્યો, ને મને પણ મારી. ઓ કસાઈ ! રાજી થા જ્યાં હો ત્યાં રાજી થા. તારી ઉમેદો બધી જ પૂરી થઈ. ખરેખર ! સ્ત્રી અને પુરુષ વચ્ચેના વ્યવહારમાં કેવળ દુનિયા એકલી જ ગેરઇન્સાફ કરે છે એમ નથી. ખુદ ભગવાન પણ ગેરઇન્સાફ કરે છે.

મારા કાકા અત્યાર સુધી ભાદરવાના ભીંડા જેવા ફૂલ્યા ફાલ્યા ફરતા હતા, ત હવે ઉનાળાની સૂકવણી જેવા થઈ ગયા છે. એના પોષાક ઊતરી ગયા છે. એનાં પાઘોટાં ઊતરી ગયાં છે. એના પિત્તળના તાર બાંધેલી તેલપાયેલી ડાંગના વાંસની લાઠીના ભભકા યે ઊતરી ગયા છે. મેં એની પાસે દાદ માગી. પણ એ દાદ દેવાને લાઈલાજી બતાવી ચૂક્યા. અને પુરુષ એકવાર લાઈલાજી બતાવે પછી તો એને ફરીવાર કહ્યાથી યે શું ? પોતાના કુટુંબની છોકરીને થતા અપમાનથી આપોઆપ સિંહની જેમ ઊછળી ન પડે એ માણસ

માર મારે થોડો ઊછળવાનો છે? એ કહે છેઃ નવાબનાં માણસો ગામમાં છે. નવાબી ફરમાન અમલમાં છે. દાદાગીરીના હવે દહાડા ગયા છે. ને...ને...તારે ક્યાંક પણ પરણવું તો છે જ ને? હું શું કહું હવે એને? ને મારા મોઢા ઉપર છાયેલું હાસ્ય કડવું હતું, તીખું હતું કે ગમતું હતું એ પણ સમજવાની એનામાં હવે ત્રેવડ ક્યાં રહી હતી.

મારા આ ઊકળાટના દિવસોમાં મને ક્યાંક પણ દિલાસો હોય તો એ રામુ હતી. રામુ કેવળ મારી દાસી નથી. મારી સખાત નથી. મારી કાંઈક અંશે સખી જેવી છે. એ મારો ઊકળાટ સાંભળી રહે છે. એ મારા બળાપા સાંભળી રહે છે. કોઈકવાર સૂર પૂરાવે છે કોઈક વાર નરમાશની સલાહ આપે છે ને હરહંમેશ એ કાંઈકને કાંઈક નવી વાતો કાઢીને મને ભુલાવા મથે છે.

ગરીબ બિચારી રામુ! એ સમજતી નથી. મારા દિલમાં ઘા પડ્યો છે. એ રામી જેવી ભોળી ને ગમાર છોકરીના આવા પ્રયાસથી થોડોક જ રૂઝાવાનો છે?

એકવાર રામીએ મને કહ્યું: 'બા! મારી એક વાત માનશો?'

મેં પૂછ્યું 'શું?'

'તમે જગુભાઈને મળોને?'

મારી આંખ ફાટી ગઈ. મારો અવાજ ફાટી ગયો: 'શું કહ્યું?'

'બા ગુસ્સો ન કરો. અત્યારે તમને કોઈ સહારો આપી શકે એમ નથી. ને વહેલા કે મોડા નવાબી ફરમાનનો અમલ તો થવાનો છે. તો પછી એમને મળીને એમને જોવા જાણવાની કોશિષ શા માટે નથી કરતાં?'

'હું એનું મોઢું પણ જોઉં કે?'

'એ તો બા કયાં ચાલવાનું છે? આજ એ ગુનેગાર ટળીને મહારાજા છે ને આપણે ગુનેગાર જેવા થયા છીએ? છોકરો યે આપણો ગયા ને છોકરી યે આપણી ગઈ. ઊલટાનો ચોર કોટવાળને દંડે એવો આ ગેરઇન્સાફ છે. પણ એનો ઉપાય શો?'

'હું આપઘાત તો કરી શકું છું ને?'

રામી છળી ઊઠીને બોલી : 'ના. બા એવું કાંઈ ન કરતાં. ને... ને...પહેલાં જોવામાં વાંધો શું?'

'તું કશું જ સમજતી નથી. તમને દૂબળાંને અમારી વાતની શી ખબર પડે?' મેં કોઈ દિવસ રામીને દૂબળી કહી નથી. આજ અચાનક મારા મોઢામાંથી નીકળી ગયું.

તો ય રામી એ અપમાન ગળી જઈને બોલી : 'બા! એ તો જેવા દૂબળાં એવી જ તમારા વરણની સ્ત્રી. કાંઈ ફેર નથી. તમે વિચાર તો કરો. આજે તમારે એક સાધારણ દૂબળાની જેમ ધણી ફરમાવે એને પરણવું પડવાનું ને? તો પછી અમ લોકની જેમ જરાક તો કરો. જોઈ તો લ્યો.

મેં કાંઈ જવાબ ન આપ્યો. રામીના એકએક બોલ એકએક તમાચા જેવા લાગ્યા. સાચી વાત! દૂબળાની ઓરતને મારામાં શું ફેર હતો? રામીમાં ને મારામાં શું ફેર હતો?

તે સાંજે રામી એને લાવી. રામીની ધૃષ્ટતા ઉપર મને રોષ ચડ્યો. ને એની ધૃષ્ટતા ઉપર પણ મને રોષ ચડ્યો.

પણ રામીના દબાણથી મેં એની સાથે થોડી ઘણી વાત કરી. શું વાત કરી એ આજ મને યાદ નથી.

એ એકવાર આવ્યો. બીજીવાર આવ્યો. ત્રીજીવાર આવ્યો. પછી આવતો જતો થયો.

એણે મને કહ્યુઃ 'તમારા ભાઈનું ખૂન અમુલખે કર્યું. અને પછી ભાગી ગયો. હું તમને વરસોથી દૂરથી જોઈ ને ચાહતો આવ્યો છું પણ નવાબી ફરમાન પહેલાં તો મારાથી હિંમત કેમ થાય? પણ મને તમારો દાસ સમજો. હું તમને સુખી કરીશ. થવા કાળ હતું તે થયું. હવે તો આ ગામ આખું એક થશે. એ ગામને હું આબાદ કરીશ. એ ગામમાંથી આપણને ખૂબ આમદાની થશે. હું તમને રાજની રાણી જેમ રાખીશ.'

આ અને આવી મીઠી વાતો એ કરતો. અમુલખ જેવો એ જડ ન હતો. આ તો વાચાળ હતો. એની જીભ તો જરાક પણ અટકતી ન હતી. થાકતી ન હતી. એ શોખીન પણ હતો. એ મારા તરફ મમતા બતાવતો. પૈસાની એને પરવા ન હતી ને રોજ મારે માટે કાંઈ ને કાંઈ લાવતો.

દુઃખનું ઓસડ દહાડા ને સુખનું ઓસડ સંગ. દહાડા–વીતતા ગયા. હું એને ઓળખતી થઈ. હું એને ચાહતી તો નહોતી. પણ જેમ બીજાને મારે વહેલા કે મોડા પરણવું પડવાનું એમ આને પરણવામાં મને વાંધો ન હતો.

એક દિવસ એણે ઘરમાં છોટુની તસ્વીર જોઈ. એક ચિત્રકારે કરી આપી હતી. એ છબી જોઈને એમણે છોટુના ભારે વખાણ કર્યાં.

ને પછી મેં નક્કી કર્યું કે લગ્ન કરવા જ હોય તો કરી નાંખવા. એમણે પણ ઉતાવળ કરવા માંડી ને મારે વિલંબ કરવાનું ન તો કોઈ બહાનું હતું, ન તો કોઈ કારણ હતું.

આખરે લગ્નની તીથિ નક્કી થઈ. એ લગ્નમાં ભાગ લેવાને

અને અમારા કુટુંબો વચ્ચે અત્યારે હોલવાઈ ગયેલા કલહને કાયમને માટે બુઝાવી નાંખવાને માટે સૂરતની નવાબીના બક્ષી નવાબી રૂક્કો લઈ આવવાના હતા.

એક બાજુ મારા કાકાએ અમારા તરફથી ભારે તૈયારી કરી. બીજી બાજુથી એમણે તૈયાર કરી. મને પોતાને પહેરવા ઓઢવાનો ખાસ ઉમંગ ન હતો. પણ મારી સખાતે આવનારી રામુ ભારે ઠાઠમાઠથી ફરતી હતી. જાણે એનાં જ લગ્ન થતાં હોય ને! ને એક રીતે એની વાત અર્ધો સાચી યે હતી. એ મારી સખાત જ હતી ને! ને મારા મનમાં એને માટે જરા યે ઈર્ષ્યા નહોતી થતી.

ખરેખર કેટલાક માણસો એ જવાબદાર થવાને માટે જ સર્જાયા છે. આખો દિવસ રમવાનું, શોખ કરવાનો અને કોઈકની મહેનત ઉપર જીવવાનું હોય તો એમને બહુ ફાવે છે. ત્યારે આંબા વનમાં કોયલ શોભે છે તેમ તેઓ શોભી ઊઠે છે. ત્યારે એમના રંગ અનોખી ભાત પાડે છે. એમનો અવાજ કોઈ અનોખી ભાત પાડે છે. એમનું કલેવર પણ કોઈ અનોખી ભાત પાડે છે. કેમકે એવા માણસો સાંભળવાને માટે, બોલવાને માટે પેદા થયા છે. એ એની આબોહવા છે. ને એ આબોહવામાં એ દીપી નીકળે છે.

એના વાતાવરણની બહાર એમના અવાજ અર્થ વગરના સૂર લાગે છે. એમના કલેવર અર્થ વગરનાં વામણાં લાગે છે. એમના રંગ અર્થ વગરના કાળા લાગે છે, એમનું આખું જ જીવન અર્થ વગરના નિજાનંદ માટેનું લાગે છે. એમના જીવનનો એમના સિવાય કાંઈ અર્થ નથી. ને એમને ય કાંઈ અર્થ નથી.

મને કોણ જાણે કેમ કાંઈ ઊમંગ થતો નથી. મારા કાકા લગ્નની તૈયારી કરે છે. એમને ત્યાં પણ લગનની તૈયારી ગાજે છે.

ગાજે છે એટલે રીતસર ગાજે છે. એમને કોણ જાણે કેમ આ લગનમાં આટલો ઉમંગ છે! મારામાંથી એમને શું મળવાનું છે? એમને એ કેમ ખ્યાલ નહિ આવતો હોય કે આ લગ્ન એ મારે મન એક જબરો ઉલ્કાપાત છે. આ લગ્નથી એ હત્યારા જલ્લાદ અમુલખને હાથે— ઓ અમુલખ તને એ કેમ સૂઝયું? મારા કાનમાં એકાએક પ્રિય વચન કહેનારો તું–એવા તારા હાથ કેમ ચાલ્યા....ખેર જવા દો...હું કહેવા એ માગતી હતી કે આ લગ્નથી મારા ભાઈનું મુર્દું જીવતું થાય છે ને હું જીવતી મૂર્છા જેવી બનું છું. ખેર.

મારો ઉપાય નથી. માબાપ ને ભાઈ વગરની જુવાન છોકરીનો કોઈ દિવસ કયાંય ઉપાય નથી હોતો. મારો કોઈ ઉપાય નથી. હું લાચાર છું. નવાબનું ફરમાન છે. નવાબનું ફરમાન ખોટું હોય જ નહિ..ગેરઇન્સાફી હોય નહિ. વફાદાર પુરુષે એના ફરમાનને ખાતર જાન દેવો જોઈએ. વફાદાર નારીએ એનાં ફરમાનને ખાતર પોતાના અસ્મત પણ......

જવા દો. સાંભળો. ઢોલ બાજે છે. ત્રાંસા બાજે છે. શરણાઈ બાજે છે. બંદૂકોના ભડાકા થાય છે. ઘોડાઓના ડાબલા ગાજે છે. રથનાં પૈડાં રણકે છે. બળદોની ઘુઘરમાળ ધમકે છે. આખા ગામનું માણસ કોઈ ઘોડે ચડીને, કોઈ રથમાં બેસીને, કોઈ પગે ચાલીને કોઈ બંદૂક ખભે નાંખીને, કોઈ ફૂલની માળા પહેરીને વરઘોડે આવે છે.

એક ઊંચા તોખાર ઉપર વરરાજા ચડયા છે. સૂરતના નવાબે એ ઘોડો મોકલ્યો છે. નવાબ હજી ભૂલ્યા નથી. સાંભળ્યું છે કે અમારા બે કુટુંબની તકરારનો દેકારો આસપાસના ગામોમાં એટલો પહોંચ્યો હતો કે કોઠીના ટોપીવાળા સાહેબે નવાબ ઉપર દબાણ કર્યું છે. ને નવાબ તો, નવાબ છે....સૂરતના હાકેમ તો ટોપીવાળા છે ને! એ

ઘોડો નવાબે મોકલ્યો છે ને એના ઉપર ચંદરોજ માટે નવાબોના નવાબ બેઠા છે. એને માથે લાલ મખમલનાં છત્તર છે. માથા ઉપર ગુલાબી સાફો સોનેરી સળીવાળો પહેર્યો છે. અંગે જરિયાની વાઘા છે. ગળામાં મોતીના ગંઠા છે. હાથમાં નાળિયેરનો લાલ લોહી જેવો પટ્ટો...લાલ લોહીનો પટ્ટો....

હું દૂરથી ઊભી ઊભી ગોખમાંથી જોઉં છું. મારા મનમાં ઉમંગ નથી. તેમ બીક પણ નથી. કાંઈ નથી. મારી આંખો ઠરી રહી છે. એ લાલ લાલ પટ્ટા ઉપર. ને પટ્ટા નીચે આથમતા સૂર્યના પ્રકાશમાં ચમકતી જરિયાની મોજડી...જરિયાની મોજડી. સોનેરી તારકસથી જડી છે. મુલાયમ છે. મનહર છે. મોજીલી છે. મૂલ્યવાન છે...બધું છે. માથાના સોનેરી સાફા કરતાં સોનેરી મોજડી વધારે કિંમતી છે– છતાં એ પગની મોજડી છે. ...ને મારું સ્થાન એ મોજડીની નીચે છે. એના સંસારના રૂપ ને ઘરનાં શણગારમાં મોજડી જેવું છે.

એના છત્તર ઉપર, એની મોજડી ઉપર આથમતા ગૌધૂલિક સૂરજનાં તીરકસ કીરણો પડે છે. ને સામાં ઝમકીને મારી આંખો જાણે વીંધી નાંખે છે. હું જોઈ રહું છું. એ નવાબી ઘોડાને, એ જરિયાની શણગારને, એ શણગારની અંદરના જુવાનને, એ માણસોના જમેલાને, રથના લાલ માફાને...હું જોઉં છું, ને જોઈને મારી આંખો ધારે છે કે જાવ! હવે નીચે ઉતર, વરઘોડો તારી હવેલીના દરવાજે આવી પહોંચવા જેટલો આવ્યો છે...ને...ને...મારે હવે મારી તૈયારી કરવાની છે.

બહાર જોરશોરથી ઢોલત્રાંસા ને શરણાઈઓનો ભારે ઘોંઘાટ થયો. બંદૂકોના ભારે ભડાકા થયા ને હવામાં એના બારૂદની બદલો ફેલાઈ રહી. અમારા કાકાનો ઘાંટો જોરથી ગાજતો સંભળાયો. ગોરની બુમો ને ગોરના ગણગણાટ સંભળાવા લાગ્યા.

ને મેં મારા વસ્ત્ર પહેરવા માંડયાં. મેં મારો સાજ સજવા માંડયો. હું હજી મારાં કપડાં પૂરાં પહેરું ન પહેરું ત્યાં બહારથી બૂમ પડી:

' કન્યા પધરાવો સાવધાન. '

મારા મામાનો પાઠ આ લગ્ન પૂરતો ભજવનાર એક જણ–વૃદ્ધ જણ અંદર આવ્યા. એમણે મને કાંઈ કહ્યું નહિ. મેં કાંઈ કહ્યું નહિ. હું મૂંગી મૂંગી એની પાછળ ચાલવા લાગી. મારા નામધારી મામાએ મારા ઉપર ગુલાબજળ છાંટયું. થોડો ગુલાલ છાંટયો. મારા પગની નીચે કંકુ પાથર્યું ને લાલચોળ બનેલી પાનીએ પચીસ પચીસ વરસથી કુટુંબકલહને જગવી રાખનારા મારા દાદા, મારા બાપ, મારી મા ને મારા ભાઈના પ્રેતોને જાણે કચરીને હું ચાલતી હોઉં એમ આગળ ચાલી.

બહાર ચોરી બંધાઈ હતી. છન છનન છન....ભરૂચથી આણેલી ફેંચની ગાતી હતી. તા...તા...ધીન્ના...ધી...ધી...તા...તા...તબ-લચી ગાંડા માણસના બેફામ જોરથી તબલા ઉપર થાપ મારતો હતો. જોરશોરથી ગીતો ગાતાં હતાં. કન્યાનું રોવું ન સંભળાય એટલા માટે જ આટલા બધા ઘોંઘાટની આપણા બાપદાદાઓ જાણે જોગ-વાઈ વિચારી ગયા છે.

હું ચોરીમાં બેઠી. એની બાજુમાં બેઠી. અને ભડકેલો ઘોડો ભાગતો હોય એમ ગોર બોલવા માંડ્યા. એ શું બોલતા હતા એ હું ન સમજી શકી. એ પણ ન સમજી શકયા. ને ગોર પોતે પણ સમજતા હોય એમ ના લાગ્યું.

એના હાથમાં મારો હાથ મૂકાવ્યો, અમારા હાથ ઉપર પાણીના ટીપાં નાખવામાં આવતા હતા. મારી હથેળીની નીચે આવતી આંગ-

ળીઓનાં ટેરવાંથી એમણે મારા હાથની છેડ કરવાનો આરંભ કર્યો. હું કાંઈ બોલી નહિ મને નવાઈ ન લાગી. મને કાંઈ હોંશ ન આવી.

બધા ગરક હતા પોતપોતાની ધૂનમાં. જાણે કોઈકને ત્યાં મૃત્યુકની પાછળ દિલાસો દેવાને પરગામ જતી હોઉં-મુસાફરીમાં કૌતુક હોય પણ પ્રવાસમાં કાંઈ મજા ન હોય-એવી રીતે હું ચોરીમાં બેઠી રહી, મને મજા ન હતી. પરંતુ સુરતની બારિક ચૂંદડીની આરપાર હું જોઈ શકતી હતી કે એને બહુ રંગ ચડ્યો હતો.

એકાએક મોટો શોર ઊઠ્યો. સો જેટલા બંદૂક ધારી ને લાઠી ધારી માણસો દુકાળના પ્રેત જેવા લાગતા ને જમદૂત જેટલા નઠોર લાગતા બરકંદાજો ચોરીને ફરી વળ્યા. ચારે કોર બંદૂકો તાકીને એ ઊભા રહ્યા. 'ખબરદાર જો કોઈ ચાલ્યો હાલ્યો બોલ્યો છે તો જાનથી જવાનો છે.' એક માણસે પડકાર કર્યો.

અને પછી એમની વચમાંથી એક ઊંચો માણસ બહાર આવ્યો. એનો દેખાવ ભયંકર હતો. એનો ચહેરો દૂબળો, ખેંચાયેલો ને મસાણમાંથી ઊઠેલાં મડાં જેવો હતો, ઓહ! મારી છાતી ધડકવા લાગી! કેમ? મારા દિલમાં ભય ઉભરાયો. કેમ?

ને મારા થનારા ભરથારને કાપો તો લોહી પણ ન નીકળે. એવો ભૂખરો ને બીકથી પીગળો એનો ચહેરો બન્યો.

એ અમુલખ હતો!

'સાંભળો!' અમુલખે લગ્નમાં ભાગ લેવા જમા થયેલા લોકને કહ્યું: 'સાંભળો. તમે કોઈ ઉશ્કેરાટ કરશો નહિ તો હું પણ કાંઈ ઉશ્કેરાટ કરીશ નહિ. આ બે મારા ચોર છે. મારા માનચોર છે. મારા સુખચોર છે. એમને હું પકડી જઉં છું ને તમે એને કદી

પાછા જોવાના નથી.' પોતાના માણસોને એણે હૂકમ કર્યો. ને લોઢે-લોઢું ઘસાય એવા એના અવાજથી મારા પગ થરથરવા લાગ્યા ને અમુલખના ભાઈ જગુનો ચહેરો... એ બેભાન જેવો કેવળ અમુલખ સામે મોતને તાકતો હોય એમ તાકતો બેભાન જેવો બન્યો.

હું તો મારી મેળે ચાલવા તૈયાર હતી. પણ જગુ ચાલી શકે એમ ન હતું ને એને બે માણસોએ ઉપાડી લીધો.

આ ભયંકર માણસના ભયંકર સાગરીતોના ભયંકર દેખાવ જોઈને આવેલા લોકોમાંથી કોઈ બોલ્યું નહિ. એક માત્ર નવાબનો જમાદાર અમુલખને કહેતો હતો 'જાણે છે અમે સુરતના નવાબ...'

અમુલખે પોતાના હાથના પંજાથી એ માણસને દૂર ખસેડ્યો 'અને હું દરિયાલાલનો નવાબ છું.'

એ લોકો ચાલ્યા. અંધારું ઘેરાતું હતું અને આ માણસ મને ક્યાં ઉપાડી જતો હશે, એ મને ન સમજાયું. મને બીક લાગવા માંડી. જે મનમોહનને હું જાણતી હતી એ આ નહોતો. આ તો કોઈક ભયંકર માણસ હતો. નરરાક્ષસ જેવો હતો. એની આંખમાં છૂરીની ધાર હતી. એના હોઠના ખૂણામાં ખૂનીની કરપીણતા હતી. એની ચાલમાં એક જાતની વાઘ જેવી ચપળતા હતી. હું જે પિછાનતી હતી તે આને નહિ. આ તો કોઈક આઘી અતિ આઘી અપરિચીત વ્યક્તિ હતી.

ને અસૂઝ ભયના માર્યા મારા કંઠમાંથી એક કાળી ચીસ નીકળી ગઈ.

'એના મોઢામાં ડૂચા મારો.'

અમુલખના આ હુકમનો અમલ કરવાને બે માણસો તૈયર જ હતા.

પાદરમાં જ એક જંગી જહાજ હતું. એ જહાજ ઉપર અંધારામાં અમને ચડાવી દીધા. નીચે ભંડકમાં અમને નાંખ્યા.

'ઓ મા રે! કેવું એ અંધારું બદબો મારતું ભંડક.'

ભંડકમાં અમને બંધ કરીને પછી શું થયું એનો મને ઝાઝો ખ્યાલ નથી. સવાર સાંજ ઊપરથી અમને ખાવાનું ફેંકવામાં આવતું હતું.

કેટલા યે દિવસો ગયા એનો મને ખ્યાલ નથી રહ્યો. જગુ તો બિલકુલ બોલતો જ ન હતો. જાણે કે એની જીભ જ સિવાઈ ગઈ હતી. અંધારામાં એનો ચહેરો તો દેખાતો નહોતો પરંતુ જરાક પણ એ હાલતો ચાલતો યે ન હતો.

આમ કરતાં કોણ જાણે કેટલા યે દિવસો ગયા એની મને ખબર ન પડી. જહાજ ચાલતું હતું કે નહિ એની પણ મને ખબર ના પડી. મને લાગ્યું કે અંધારામાં હું વહેલામોડું ભાનસાન ગુમાવી બેસીશ કે કાંતો ગાંડી થઈ જઈશ. અમને ખાવાનું નાંખવા માટે ભંડકનું બારણું જરાક પણ ખૂલે ને પ્રકાશનો જરાક પણ સફેદ દોરો પડે એ જોવાને મને રોજરોજ વધતી જતી આતુરતા થતી હતી.

કેટલાય દિવસો ગયા પછી એક દિવસ ભંડકનું બારણું ખૂલ્યું. ખૂલ્યું એટલું જ નહિ પણ ખૂલેલું રહ્યું. ને સળગતી મશાલ લઈને અંદર માણસો ઊતર્યાં. હું ઊભી થઈ. ને મેં જગુ ક્યાં છે એ જોવાને નજર કરી. ઓ મા! એ કેવો થઈ ગયો હતો! એની કુમાશ ચાલી ગઈ હતી. એનો તોર ચાલી ગયો હતો. એની સાહેબી ઊતરી ગઈ હતી. એની બેપરવાઈ ચાલી ગઈ હતી, મડાં જેવો એ થઈ ગયો હતો. જાણે કબરમાંથી મુર્દું કાઢયું હોય એવો.

માણસો અમને ઉપર લઈ ગયા. ઉપર અમુલખ ઊભો હતો. હું એની સામે જોતી હતી. પણ પ્રકાશમાં મારી આંખો અંજાતી હતી! પણ એના માટે મારા મનમાં ભારે રોષ ભરાયો હતો. મારા ભાઈનું ખૂન કરીને એ ધરાયો નહિ. એ હવે મારો...મારો...જવા દો એવા હત્યારા સામે આંખ માંડીયે તો ય પાપ લાગે!

માણસોના હાથ છોડાવીને જગુ અથડાતો અથડાતો ભટકાતો ભટકાતો દોડ્યો. દોડીને અમુલખના પગને બાઝયોઃ

'દયા! દયા! ભાઈ!'

અમુલખે એના માથામાં લાત મારીઃ 'ઉઠાવી જાઓ આને.'

જગુ ચીસ પાડતો રહ્યો. 'દયા, દયા, દયા, દયા.' પણ અમુલખના હુકમથી માણસોએ એને પકડી લીધો. જે નિર્દયને પોતાના નાના ભાઈની યે દયા નથી આવતી એને મારી શી દયા આવવાની હતી? માત્ર આ ગંદા ને ભયંકર માણસો મને હાથ ન લગાવે એટલી જ મને બીતિ હતી. એક શબ્દ બોલ્યા વગર, એમને મારા ઉપર જરાક પણ અત્યાચાર કરવાની તક આપ્યા વગર હું ધસડીને લઈ જવાતા જગુની પાછળ ચાલી.

એ અજાણ્યા બંદરમાં અમે કેટલો વખત ચાલ્યા એનો મને ખ્યાલ નથી. પણ ઘણું ચાલ્યા પછી અમે એક મોટા વાળી લીધેલા ચોકમાં આવ્યા. વચમાં મોટું મેદાન હતું. ને મેદાનને ફરતી દોરડાની વાડ હતી.

એની અંદર સેંકડો માણસો–સ્ત્રીઓ, બાળકો, પુરુષો વચમાં આવતા હતા. પુરુષોને લંગોટી વગર ઉઘાડા અંગે રાખ્યા હતા. સ્ત્રીઓને પણ લંગોટ પહેરાવીને ઊભી રાખવામાં આવતી. બાળકો

સાવ ઉઘાડા હતા. એ મૂંગા ઢોરની જેમ નીચે જોઈ રહ્યા હતા ને એમની ચોપાસ મોટો શોરબકોર તથા હોંસાતોંસી ચાલતી હતી.

ને એ બધા શોરની વચમાંથી ધીંગાણાની વચમાંથી નગારાનો સાદ સંભળાયા કરે એમ એક શબ્દનો નાદ વારંવાર સંભળાતો હતો. ફરી ફરીને સેંકડો તમાસબીનોને મોઢેથી એકબીજા ઉપર ફેંકાતો એ શબ્દ હતો. એ આખા મેદાન ઉપર કાળા વાદળાંની જેમ કાળો પડછાયો પાથરતો એ શબ્દ હતો: 'ગોલા...ગોલા......ગોલા !'

'ઓ મા ! આ તો જેને વિષે મેં મારા કાકા ને ભાઈને વારંવાર જેની વાત કરતાં, વારંવાર અમારા દૂબળાઓને જેની ધમકી આપતાં એ ગોલવાડ—ગોલાબજાર... !'

મારા ચોકીદારોનો મોવડી એક કાણિયો દૈત્ય હતો ને એનું નામ શાબૂક્ષ હતું. એ અમારા સામે હસીને બોલ્યો:

'આ છે દુનિયાનું નામચીનમાં નામચીન એવું બગદાદનું ગોલા બજાર. અહીં ગુલામ તરીકે માણસો વેચાય છે. વેચાય છે એ ગુલામો બને છે !'

એ શરમનાક કહાણી....જગુને ને મને ગોલાબજારમાં વેચાવાને માટે ઊભાં રાખ્યાં...તમે ક્યાંય ઢોરની ગુજરી જોઈ હોય તો એના કરતાં હજારગણી ખરાબ ગુજરી કલ્પી લેજો.' એનાં વિષે તમને હું શું કહું ?

અમારી આસપાસ ભારે કોલાહલ થયો, મચ્યો. જગુની સામે તો કોઈ જોતું ન હતું. એના પેટમાં કે છાતીમાં એકાદ ગોદો મારીને આરબ સોદાગર મોઢું મચકોડીને ચાલ્યો જતો.

મારી આસપાસ તો મોટું ટોળું જામ્યું હતું...મોટું ટોળું...

આરબ, અજમ, સીદી ને બીજા સોદાગરોનું. એ કઈ ભાષામાં વાત કરતા હતા એ મને સમજાતું ન હતું ને એમના ચહેરામહોરા જોતાં કદાચ મારે માટે એ સારું પણ હતું.

થોડી વાર પછી અમારાં વેચાણ થયાં. અમે માણસ ટળીને ગોલાં થયાં. હવે અમને સમાજની ઓથ ન હતી, કાયદાનું રક્ષણ ન હતું, રાજની હૂંફ ન હતી, પાડોશીઓની હમદર્દી ન હતી. હવે અમે ગોલાં હતાં...અમારા માલિકની મૂંગી ને જીવ વગરની મિલકત જેવાં હતાં...ને અમારા માલિકનું નામ હતું...અમુલખ.

જે શાગ્રક્ષ અમને ગોલાબજારમાં લઈ ગયો હતો એ જ શાગ્રક્ષ અમને અમારા માલિકને ત્યાં પાછો લઈ જતો હતો.

મોડાં કે વહેલાં અમે જહાજ ઉપર ચડયાં.

જહાજની દોરડાની સીડી આગળ અમુલખ ઊભો હતો. એની ભયંકર દાનવી આંખો એના ચહેરાને સાક્ષાત નરરાક્ષસ જેવો બતાવતી હતી.

જગુનો હાથ પકડીને અમુલખે ખેંચ્યો ને એટલા જોરથી આંચકો માર્યો કે એ પાટિયાં ઉપર પડયો. નાગ ફૂંફાડા મારતો હોય એવા અવાજે એ બોલ્યો:

'તું ? તારે ખાતર મેં શું શું કર્યું ?...અને તું મને ગુલામ તરીકે વેચતો હતો ? તું ?...મને ગુલામ બનાવતો હતો. ગુલામી કેવી હોય એનો તને પૂરો ખ્યાલ નહિ હોય. એ ખ્યાલ તને હવે આવશે.'

એણે પોતાના કાણિયાને હુકમ કર્યો: 'શાગ્રક્ષ ! લઈ જાઓ આને. એ માણસ નથી, ગુલામ છે. અગર ઊભો રહે; ભીમજીને બોલાવ.'

શાગ્રક્ષ ગયો ને થોડી વારે એક કદાવર બાંધાનો માણસ ત્યાં આવ્યો.

આ બધા જ માણસો ભયંકર હતા. પણ આવનાર માણસ તો શાત્રુક્ષથીયે વધારે ભયંકર હતો.

'ભીમજી !' અમુલખે આવનારને ઉદ્દેશીને કહ્યું : 'ભીમજી ! ગુલામી કેવી હોય એ તું જાણે છે ?'

ભીમજીના અંગમાં ટાઢનું લખલખું આવી ગયું. એની આંખો પ્રજ્વલી ઊઠી.

'હા. હું જાણું છું. મને ખબર છે.'

'સારું તો જા, લઈ જા આ માણસને. એનું નામ એકવાર જગુ હતું, હવે નથી. એક વાર એ મારો ભાઈ હતો, હવે નથી. હવે એ કાંઈ નથી. એ કેવળ ગોલો છે. સમજ્યો કે ? ગોલો. ગુલામગીરીની તને જેટલી ખબર છે એટલી આને બતાવી દે.'

ભીમજી આગળ આવ્યો. ગળામાંથી એણે જગુને પકડયો. જગુના મોઢામાંથી એક ચીસ નીકળી ગઈ. 'ભાઈ...ભાઈ... !'

અમુલખે મોઢું ફેરવી લીધું. 'અહીં કોઈ ભાઈ નથી. એક ભાઈને તેં ગોલો બનાવ્યો, બીજાને હું ગોલો બનાવું છું. જાઓ.'

બીજી ચીસ જગુના મોઢામાંથી નીકળે તે પહેલાં ભીમજીએ એના મોઢા ઉપર મુક્કો માર્યો. જગુ લથડયો એટલે એને લાત મારી. ને એમ લાતો મારતો મારતો ભીમજી એને લઈ ગયો.

અમુલખ આટલો બધો નિષ્ઠુર, બેરહમ હોય એનો મને ખ્યાલ ન હતો તે આવ્યો. આવા માણસના તાબામાં એક દિવસ રહેવું એના કરતાં મરવું શું ખોટું ? મારો ડર નીકળી ગયો. આ માણસની ઠંડા લોહીની ક્રૂરતાનો રોજરોજ ભોગ બનવા કરતાં એક દિવસમાં મામલો ખતમ કરવો એમાં અજુગતું શું ?

મારા દિલમાંથી ભય માત્ર નીકળી ગયો. મેં કહ્યું : 'જે માણસ પોતાના ભાઈ ઉપર આટલો નઠોર બની શકે છે, એ માણસ મારા ભાઈનું ખૂન કરે એમાં મને નવાઈ નથી લાગતી.'

અમુલખ મારા તરફ પીઠ ફેરવીને બારણા તરફ તાકીને ઊભો રહ્યો હતો. એ મારા તરફ ફરીને બોલ્યો : 'તું મારી ગોલી છો, સમજી કે? ગોલાબજારના ઉઘાડા લિલામમાંથી ખરીદાયેલી મારી ગોલી છો. ને ગોલીને એના માલિકની સામે બોલવાનો કોઈ હક્ક નથી, ચૂપ કર! આ છે આજથી તારો વાડો કહે તો વાડો, કેદખાનું કહે તો કેદખાનું. તારે આ વાડામાં મારા પગની મોજડીની જેમ રહેવાનું છે અને જ્યારે જ્યારે પણ તું ગોલીની રીતભાત ભૂલીશ, ત્યારે તને યાદ દેવાને માટે આ મોજડી તારા ગાલ ઉપર પડશે.' પોતાના પગની મોજડી કાઢીને મારી આંખ સામે ધરીને એ બોલ્યો. એના અવાજમાં અત્યારે કાંઈ મિઠાશ નહોતી, કાંઈ જ નરમાશ ન હતી. જાણે પથ્થરના પૂતળાંને માત્ર વાચા આવી હોય એમ એ ભાવહીન અવાજે બોલતો હતો; ને એનો એ અવાજ મારા લોહીને ઠંડુંગાર બનાવતો હતો.

થોડી વાર એ એમ ને એમ ઊભો રહ્યો. પછી મારા તરફ ફરીને એ બોલ્યો: 'તારા ભાઈના આ ખૂનની વાત તું શું કરતી હતી?'

હું ચૂપ રહી. આ માણસની સાથે વાત કરવાનો અર્થ ન હતો. કોણ જાણે શા માટે પણ એણે મને રિબાવી રિબાવીને મારવાનું નક્કી કર્યું હતું. નઠોર દિલના પાપી માણસને પોતાના ભોગ બનેલાઓનાં આંસુ જોવાં ગમે છે, એમને રોતાં જોવાં ગમે છે. એમાંથી એ મજા માણે છે. પરંતુ એને એ મજા મારે લેવા દેવી ન હતી, એટલે હું ચૂપ રહી.

'બોલ !' એણે હુકમ કર્યો.

'હું તારી ગોલી છું, કેમ તેં મને જીવતી રાખી. મારા ભાઈને ય તારો ગોલો બનાવવો હતો તો જીવતો રાખવો હતો. હું જવાબ દેવા નથી માગતી !'

એ આગળ આવ્યો. એક શબ્દ બોલ્યા સિવાય એણે મને એક તમાચો ચોડી કાઢયો. અચાનક લાગેલા એ રાઠોડી તમાચાથી મને ચહેરા ઉપર કાળી બળતરા થઈ. મનમાં બળતરા થઈ. મને તમ્મર આવવા જેવું થયું. ને સાથેસાથ મારા દિલમાં એને માટે કાળો રોષ આવ્યો. શું આ હેવાનને મેં એક દિવસ સાચા જીગરની સાચી મહોબ્બતથી ચાહ્યો હતો ? આ પથ્થરને...આ...'

મારી છાતીમાં કાળઝાળ રોષ વ્યાપ્યો.

'આમ શા માટે કરે છે ? મારી નાંખ ને એક ઝાટકે મારા ભાઈની જેમ !'

'તારા ભાઈની જેમ ? તારા ભાઈની જેમ ? તારો ભાઈ એના પાપે મર્યો હોય તો હું શું કરું ? પણ તું શું કરે એ હું કહું ?'

થોડી વાર ચૂપ રહીને એ બોલ્યો : 'તું આખર તો સ્ત્રી. દગાબાજ ! પ્રેમને નામે ધોખો દેનાર ! મતલબી મેલા દિલની ડાકણ ચૂડેલ કે શંખણીને ય સારી કહેવરાવનાર એ તું ! મોટા ભાઈ ઉપર મહોબ્બત બતાવે, નાના ભાઈ ઉપર મહોબ્બત રાખે. જૂઠા વાયદા આપી...આપી...બસ...હું સોદાગરને હાથે પકડાયો તારે પાપે. હું ગુલામ તરીકે વેચાયો તારે પાપે. ગુલામીમાંથી છૂટયો તારે પાપે...'

હું આભી બની ગઈ. આ શું ? અમુલખ મારા ભાઈનું ખૂન કરીને ભાગી નહોતો ગયો ? શું...શું...શું...? ગુલામોને હાથે પકડાયો

હતો ? શું...શું ? એ ગુલામ તરીકે પકડાયો હતો ?...અને મને...મને એ દોષ આપતો હતો ?...હું...હું...'

નરી અજાયબીમાં મારો રોષ ઓગળી ગયો. એકલું કૌતુક માત્ર રહ્યું. 'તું જે વાત કરે છે એ હું સમજતી નથી. હું કાંઈ જાણતી નથી. તેં કાંઈ આપદા ભોગવી હોય, સંકટો વેઠયાં હોય તો એ મારી જવાબદારી નથી.'

'એમ કે ? અને રાતે મને એકાંતમાં સંદેશો મોકલનાર તો તું જ કે કોઈ બીજી ? કે જ્યાં તારા યારના ગોઠવેલા ડાકુઓ હાજર હતા ?'

'જબાન સંભાળીને બોલ ! મારે કોઈ યાર હતો નહિ. મેં તને કોઈ વાયદો આપ્યો ન હતો. મેં તને ક્યાંય મળવા બોલાવ્યો ન હતો. જે ઘડીથી મારા ભાઈના ખૂનમાં તારા હાથ બોળાયા...'

'શું કહે છે ? ફરીથી બોલ.'

'મારે બીજું કાંઈ કહેવાનું નથી. જે ઘડીએ તેં મારા ભાઈનું ખૂન કર્યું...'

'કોણે કહ્યું તને, કે તારા ભાઈનું ખૂન મેં કર્યું છે ? અને તું મને...મને તારા ભાઈનો ખૂની માને છે ?'

'હા; હું તને મારા ભાઈનો ખૂની માનું છું. તારે અને મારા ભાઈને તકરાર થઈ હતી મારી હાજરીમાં. મારા ભાઈને તેં મારી નાંખવાની ધમકી આપી હતી મારી હાજરીમાં. ખૂન કર્યા પછી ખૂનની છૂરી મળી તે છૂરી તારી પોતાની. અને......'

'અને ?'

'ખુદ તારા ભાઈએ કહ્યું કે ખૂન તેં કર્યું છે. આજે તું તારાં કરતૂત ઢાંકવા માટે અમને ચોરની જેમ પકડીને ડાકુની જેમ ગુલામ બનાવે એટલા ખાતર....તું કાંઈ સાચો માણસ નથી થતો !'

અત્યાર સુધી રોષથી લાલ બનેલું એનું મોઢું હવે ઊજળું સફેદ થઈ ગયું. કોઈ માણસને મરણતોલ ઘા વાગ્યો હોય અને એના અંગમાંથી લોહી માત્ર નીતરી ગયું હોય ને જેવો એનો મડાં જેવો ચહેરો થઈ જાય એવો એનો ચહેરો બની ગયો.

ક્યાંય સુધી એ એમ ને એમ ઊભો રહ્યો. વહાણના ડોલનથી આડા ને ઊભા મારથી જાણે માટીના પૂતળાની જેમ એ હમણાં પડી જશે એમ મને લાગ્યું. થોડીવારે એ બહાર ગયો ને વિશાળ દરિયાને એ ક્યાંય સુધી તાકી રહ્યો.

એ પાછો આવ્યો ત્યારે એના ચહેરા ઉપર એક જાતની નિર્મળતા હતી, એક જાતની રુક્ષતા હતી. એના ફિક્કા પડી ગયેલા ચહેરામાં જાણે શ્યામ રંગનું લોહી ફરતું થતું હતું.

'સમજ્યો ! તો તું એમ માને છે કે તારા ભાઈનું ખૂન મેં કર્યું. ખૂન છુપાવવાને માટે અને ખૂનની સજામાંથી બચવાને માટે હું ભાગી ગયો !'

'હા !'

'તને વહાલામાં વહાલું કોણ ?'

'વહાલામાં વહાલું ?...અમુ...ના...મારી મા.'

'તો તારી માના સોગન ખાઈને તું મને કહે છે કે તને આ સિવાય મારા માટે બીજી કોઈ ખબર જ ન હતી !'

'હું સોગન ખાતી નથી.' મારો જવાબ સાંભળીને એ આછું

હસ્યો. એના મોઢા ઉપરનું એ હાસ્ય મને પામર કહેતું હતું, જૂઠી કહેતું હતું, દગલબાજ કહેતું હતું...હું રોષ અને ચીડમાં અરધા ગાંડા જેવી બનીને બરાડી ઊઠી: 'હું સોગન ખાઉં છું.—મારી માના ભગવાનના આખી દુનિયાના પાપના ને પુણ્યના—કે મને કાંઈ પણ વધારે ખબર ન હતી ને વધારે ખબર રાખવાની મને કોઈ જરૂર પણ નહતી !'

એ બહાર ગયો. બહાર જઈ એણે બૂમ પાડી: 'ભીમજી ! પેલા ગોલાને આહીં ઉપર લાવ !'

એ અંદર આવ્યો. એણે એક ચાબૂક લીધો. દીવાલ ઉપરથી એક ચીમટો લીધો. મારા તરફ મોઢું ફેરવ્યા સિવાય મને કહ્યું: 'તારી માન્યતા ખોટી છે. સાચી વાત શી છે એ તને ગોલો આવીને કહેશે. ને જો એ નહિ કહે તો હું એની પાસેથી કઢાવીશ. મૂંગા માણસને બોલતો કરવાનાં આ બધાં સાધનો છે.'

'તું એના ઉપર જુલમ કરીશ, અને એ જે બોલશે એને હું સાચું માનીશ ? '

'હું ભૂલ્યો. તારાં એની સાથે લગ્ન થવાનાં હતાં. તારો એ ભરથાર થવાનો હતો.'

વીંછીના ડંખ જેવા એના બોલે મારા દેહમાં આગ લગાડી. થોડા વખતમાં પણ હાથમાં પકડાયેલા માણસોને સતાવવામાં ખરેખર એ પૂરો પાવરધો થઈ ગયો હતો.

મેં કહ્યું: 'તારે સાંભળવું જ છે ? થાય તે અત્યાચાર કરી લેજે પણ સાંભળી તો લે. હું એને પરણવાની હતી—પરણતી હતી કેમકે સુરતના નવાબનો એવો હુકમ હતો, ને મારી દાદ લઈ શકે એવા મારા ભાઈને તેં મારી નાંખ્યો હતો. પણ તને મારા મનથી પરણવાને તૈયાર થઈ હતી એ પણ હું, કોઈ બીજી નહિ. પણ તું

ડાકુ નીકળ્યો. જોરજુલમથી તું મને પકડી શકે છે; જોરજુલમથી તું મને તારી ગોલી પણ બનાવી શકે છે. પણ જોરજુલમથી તું મને જૂઠને સાચ નહિ મનાવી શકે.'

ભીમજી જગુને લઈને આવ્યો ને પકડીને ઊભો રહ્યો. હું જગુને જોઈ રહી. પહેલી જ વાર મને કાંઈ અપરિચીત વાતની ઝાંખી થઈ. પહેલી જ વાર જગુના ચહેરા ઉપરથી હું વાંચી શકી કે કાંઈક હજી પણ એવું છે જે હું જાણુતી નથી.

જગુનો ઊઘાડતો, બેપરવા ને મોજીલો ચહેરો પલટાઈ જાય, ભયથી છળેલો, કંપતો થાય, એ હું સમજી શકતી હતી; પણ એની આંખમાં આવેલી નાનમનો પડછાયો હું સમજી શકી નહિ. તરત જ મને મનમાં એક એ વિચાર આવ્યો કે મારી સાથે પોતાના ભાઈને પકડીને ગોલો બનાવવાનું અમુલખને શું કારણ હતું ?

'સોદાગરને હાજર કર. શાવૃક્ષને બોલાવ. ' અમુલખે ભીમજીને કહ્યું.

ભીમજી ગયો.

અમુલખ ઊભો હતો ત્યાં ચૂપચાપ ઊભો રહ્યો. એ અવારનવાર મારા તરફ નજર કરતો હતો, અવારનવાર જગુ તરફ નજર કરતો હતો. એના ચહેરાનો મનોભાવ સમજાતો ન હતો. પરંતુ એના મનમાં ભારે ભયંકર વિચાર આવતા હોવા જોઈએ ખરા, એમ એના હોઠ ને આંખના ખૂણામાં અવારનવાર થતાં ખેંચાણ ઉપરથી દેખાતું હતું.

'ભાઈ ! ભાઈ ! ભાઈ !' જગુ કરગરતે અવાજે બોલ્યો. 'હું નગુણો છું. પણ મને માફ કરો...માફ કરો...ભાઈ...ભાઈ...'

ખરે વખતે દુશ્મનની સામે પગે પડીને માફી માગી લેવાની

જગુની રીત મને ના ગમી. માથે આવેલી આફતને હિંમતપૂર્વક ભોગવી લેવાની એની તાકાતનો અભાવ મને ખૂંચ્યો. પણ હું ક્યાં નહોતી જાણતી કે જુવાન તરીકે એવું ઘણું હતું કે જે જગુમાં ખૂટતું હતું.

જગુની કાકલૂદીનો અમુલખે કાંઈ જવાબ ન આપ્યો. એ જાણે કાંઈ સાંભળતો જ ન હોય એમ ઊભો રહ્યો.

મેં કહ્યું: 'પથ્થર પીગળશે, પણ આ નહિ પીગળે. શા માટે ખાલી નાનમ બતાવો છો ?'

'તમને ખબર નથી; તમે સમજતાં નથી.' એ ભારે વ્યગ્રતાથી બોલી ઊઠયો.

કદાચ એ આગળ બોલત. પણ ત્યાં તો હાથપગે કડી બાંધેલા સોદાગર નોશેરવાનને ભીમજીએ હાજર કર્યો. શાવૃક્ષ પણ આવી ગયો.

'જગુ તમને હમણાં પોતાની વાત કહેશે. એ વાતના સત્યાસત્યના સાક્ષીઓ માત્ર આ બે જ નહિ, આ વહાણમાં પચીસ પચાસ છે.'

જગુ તરફ જોઈને અમુલખે કહ્યું: 'આ બાઈ નામે ગોપી છે. એના તારી સાથે લગ્ન થતાં હતાં એટલે તું જાણે છે એ કોણ છે. હું એને ચાહતો હતો. પણ એ મને ધિક્કારવા લાગી કેમકે એ એમ માને છે કે એના ભાઈનું ખૂન મેં કર્યું છે, ને ખૂન કરીને હું ભાગી ગયો છું.'

'મને માફ કરો, હું નગુણો છું.' જગુએ બે હાથ જોડયા.

'તારે જે કહેવાનું છે તે તું કહે.'

જગુ મારી સામે હિણાયેલી આંખે જોઈ રહ્યો, પરંતુ એના હિજરાયેલા ચહેરામાંથી એક શબ્દ ન નીકળ્યો.

અમુલખે ચાબૂક હાથમાં લીધો. જગુના મોઢામાંથી શબ્દો કઢાવવાનું જાણે એનામાં ઝનૂન આવ્યું. જગુની આંખ ભયથી ફાટી ગઈ. મારા મોઢામાંથી ચીસ નીકળી ગઈ. એ ચીસ સાંભળીને અમુલખે ચાબૂક નીચે ફેંકી દીધો.

'સોદાગર! તું એ કહાણી કહે.'

'આપને મેં એક વાર કહી છે કે ને ખુદા સાહેદ છે કે એ સાચી છે. હું જૂઠું નથી બોલ્યો.'

'એ ફરીથી કહે!'

'આ અમારું વહાણ વલસાડમાં નાંગર્યું હતું. સૂરતમાં મામલો એવો હતો કે અમે પાણી લઈ શક્યા ન હતા એટલે અમે વલસાડમાં પાણી લેવા આવ્યા હતા. તે રાતે તમે કહ્યું કે...'

મેં કહ્યું એ બધી વાતો મૂકી દે. હું મૂરખ હતો, અંધો હતો એ વાત હું પોતે એટલી બધી પાકી જાણું છું કે તારે મને એની યાદ દેવરાવવાની જરૂર નથી. આની સાથે તારે થયેલી વાતથી શરૂ કર.

'જી! એમણે મને કહ્યું કે એક બે વાતમાં મારો ભાઈ ગામને મોઢે ચડ્યો છે. એણે વળી કામ પણ એવાં કર્યાં છે કે જેનાથી અમારા કુટુંબના નામને બટ્ટો લાગે છે. એટલે તમે એને પકડીને ઉપાડી જાઓ ને ક્યાંક ગોલા તરીકે વેચી ખાઓ! એમની સાથે સોદો નક્કી થયો. પછી મેં કહ્યું કે એને રાતે બહાર કાઢીને કોઈ એકાંત જગ્યાએ તમે મોકલો.'

'પછી?'

'એણે કહ્યું કે મારે ને એની મહોરદારને સંબંધ છે, એટલે

હું કાંઈક બહાનું કાઢીને બાઈ સાહેબને કહીશ તો બાઈસાહેબ એને મળવા બોલાવશે.'

'પછી ?'

'પછી તમે આવ્યા. તમને પકડીને અમે વહાણમાં ઉપર ચડાવી દીધા. પછી એ થોડો વખત એમ ચાલ્યું. એટલો વખત તમે ગુલામ તરીકે રહ્યા. પછી તમે છૂટા થયા. આજે તો તમે આ વહાણના નાખૂદા છો ને હું....હું...તમારું અભય...'

ભગવાન, ભગવાન ! અમે બધા જ્યારે એ ભાગી ગયો છે એમ માનતા હતા ત્યારે એ ગુલામીમાં સડતો હતો ! બાપ રે !

અમુલખે જગુ તરફ જોઈને પૂછ્યું: 'બોલ, સાચું બોલ ! છોટુને માર્યો કોણે ?'

'ભાઈસાહેબ ! મારો ગુનો માફ કરો...'

એના અવાજ, એના હાવભાવથી હું સફાળી ચમકી ઊઠી. 'તમે....તમે...મારા ભાઈના મોત વિષે કાંઈ જાણો છો ?'

એ મારી સામે જોઈ રહ્યો. એની આંખમાં અસહાય પામરતા હતી; એના ચહેરા ઉપર ભયની નરી ઉજ્જડતા હતી.

મેં અમુલખને કહ્યું : 'હું આ અવતારની તો તમારી ખરીદાયેલી ગુલામ છું, પણ સાત ભવ સુધી વગર ખરીદાયેલી ગુલામ રહીશ. એ મને નહિ કહે; તમે મને કહો.'

જગુએ કહ્યું: 'ગોપી, ગોપી ! શા માટે નકામી મને સતાવે છે ? તને ખબર નથી ? આપણા લગ્ન થવાનાં હતાં–થતાં હતાં...થવાનું હતું તે થઈ ગયું...ને મેં જે કર્યું હતું તે તારી ખાતર જ કર્યું હતું.'

'મારે ખાતર કર્યું હતું ? શું કર્યું હતું ?'

જગુએ જવાબ ન દીધો.

'તમે બે ભાઈઓ મને કાંઈ જવાબ દેતા નથી. તમે બે ભાઈઓ મારા કુળનું નખ્ખોદ વાળવા બેઠા છો. કાંઈ નહિ, તમે ફાવ્યા ને હું હારી. તમારા બેની વચ્ચેથી સાચી વાત તો શી નીકળવાની છે ? પણ હું એક વાત જોઈ શકી છું. તમે બે મળીને મને જીવથી મારી નાંખવાના છો. તમે બે મારા લોહીના તરસ્યા છો, મારા કુટુંબના લોહીના તરસ્યા છો ! જાઓ ! તમે ફાવ્યા ને હું હારી !'

એટલું કહીને હું દોડી. વહાણની બાજુ ઉપર ચડીને દરિયામાં પડતું મૂકવા જતી હતી ત્યાં અમુલખે મને પકડી લીધી.

'સાંભળો ! તમારા ભાઈનું ખૂન મેં નથી કર્યું. મારે કરવું ન હતું, મેં કર્યું યે નથી. તમારા ભાઈનું ખૂન કર્યું મારા ભાઈએ... આ ભાઈએ !' અમુલખે જગુ સામે આંગળી ચીંધીને કહ્યું : 'મારા બાપ મરતી વખતે એનો હાથ મને સોંપી ગયેલા. એટલે એને ખૂનના આરોપમાંથી બચાવવા માટે મેં ગુલામોના સોદાગર સાથે સોદો કરીને એ બનાવના એકમાત્ર સાક્ષીને ગુમ કરવાનો સોદો કર્યો. એ જ સોદાગર સાથે આ ભાઈએ મને પકડાવી લેવાનો સોદો કર્યો. તમારા નામનો મને સંદેશ મળ્યો. એટલે હું રાતે ગયો, ને રાતે જ મને લૂંટારા ઉપાડી ગયા.'

એ બોલતો હતો ને હું જગુના ચહેરા સામે જોતી હતી, ને એના ચહેરા ઉપર હું અમુલખના કથનની સત્યતા વાંચી શકતી હતી.

મેં અમુલખને કહ્યું : 'એને લઈ જાઓ. ઓહ ! એણે મને કેવી ભયંકર ખાડમાં નાંખી છે ?'

જગુ મારી પાસે આવ્યો; મારે પગે પડ્યો.

' મને માફ કરો. તમે એટલી વારમાં ભૂલી ગયાં કે આપણે પરણતાં હતાં. મને લાગ્યું કે તમારા ઠપકાના વેણથી ઉશ્કેરાઈ ગયેલો અમુલખ તમને કદાચ ખરી વાત કરી દેશે. એટલે મેં એને...એ... ...સોદાગર પાસે...એણે...એણે...પછી મેં તમને જોયાં...પછી... પછી....જે વાત જેમ મનાતી હતી તેમ મનાવા દીધી. અમુલખને મારા ઉપર ચીડ હોય, પણ તમે શા માટે રોષે ભરાઓ છો ? મેં શું ખોટું કર્યું છે ? શું દરેક માણસ પોતાની જાત બચાવવાની કોશિષ નથી કરતો ? તમે...તમે અમુલખની તમારા તરફ પહેલાં લાગણી હતી, હજી પણ હશે. નહિતર એ તમારી પાસે ચોખ્ખો થવાને આંટલી મથામણ કરે નહિ. મારા વતી એને બે બોલ તમે કહો. કેમ નથી કહેતાં ?......ગોપી...ગોપી ! '

આ પામર મનુષ્ય–જન્તુ તરફ મારી પીઠ ફેરવીને હું ઊભી રહી. એનો એક શબ્દ હું શાંતિથી સાંભળી શકું એમ ન હતું.

શત્રુક્ષ, ભીમજી ને સોદાગર ગયા. ને સાથે જગુને લેતા ગયા. અમુલખ હું આપઘાત કરવા જતી હતી ત્યારથી કહેવાનું હતું તે કહીને એક જ સ્થાને સાવ અબોલ બેસી રહ્યો હતો.

અને હું પણ એક ખૂણામાં અબોલ પડી રહી. ઓહ ! હું કેટલી છેતરાઈ હતી ? મારી આંખે એ નાલાયક જગુએ કેવા આડા-અવળા પાટા બાંધ્યા હતા ? એ નીચ, પાપી ને કાળાં કરમના વલ્લભ દાંડના દીકરાએ ઉપકારના બદલામાં ભયંકર અપકાર કર્યો હતો.

ને એ કાતિલ છૂરીએ મારા જોધારમલને કેવો પલટાવી નાખ્યો હતો ? જે મરદ હતો એમાંથી રાક્ષસ સરજ્યો હતો. જે રંગીલો હતો તેમાંથી ખૂનતરસ્યો સરજ્યો હતો. જે હોંસીલો હતો તેમાંથી નઠોર

સરજ્યો હતો. કેટલાક સાપ માટે એમ કહેવાય છે કે એની ફૂંકે માણસની કાયાનો રંગ પલટાઈને લીલો ઝેર જેવો થઈ જાય છે; એ સાચું હો કે ન હો, પણ આ નરસાપે મારા અમુલખની કાયા આખી યે પલટી નાંખીને ઝેરવેરભરી બનાવી હતી !

ને હું રાંક અબળા હાથથી હીરો ખોઈ બેઠી.

એના રોષમાં મારે ફરિયાદ જેવું ન હતું, એના વેરમાં ફરિયાદ જેવું ન હતું. હું ન એનામાં વિશ્વાસ રાખી શકી, હું ન એના પાપી ભાઈની છાયાની દૂર ભાગી શકી. મારા નબળા મને મને દગો દીધો ને મારા નસીબે એ દગા ઉપર મહોર લગાવી.

કપાળે હાથ મૂકીને હું બેઠી રહી. મારી તમામ દિશાઓ ઉજ્જડ બની ગઈ હતી. ઓ ભગવાન ! મારું સરજત હવે શું ? ઓ કિરતાર ! આ અભાગણીને મોત હવે કયારે આપીશ ?

જ્યાં બેઠો હતો ત્યાં જ અમુલખ બેઠો રહ્યો હતો. પ્રચંડ તોફાન પછી જેમ દરિયો શાંત થઈને પડયો રહે એમ પ્રચંડ મનોમંથન પછી એ અત્યારે શાંત સુષુપ્ત બેઠો હતો. એની આંખો બંધ હતી, ને એ સૂતો હતો કે જાગતો એની પણ મને ખબર ન હતી.

ને આમ ને આમ વહાણના તૂતક ઉપર રાતનાં એક પછી એક ઘડિયાળાં બજવા લાગ્યાં.

## ૧૨

# કથા–માધવીએ આરંભેલી ને અમુલખે પૂરી કરેલી

**અમુલખે** જ્યારે નીચેના ગુલામો છોડાવ્યા ને નોશેરવાન સોદાગરને પકડયો ને એ સોદાગરની સાથે રહેવાની વટવાળા એના દસબાર ખલાસીઓને પકડયા ને જ્યારે શાવૃક્ષ સાથે બીજા પચીસ ત્રીસ જેટલા ખલાસીઓ અમુલખના હાથ નીચે કામ કરવા તૈયાર થયા ત્યારે મને લાગ્યું કે અત્યંત બારીકાઈથી મેં રમેલી રમતને હવે હું કિનારા ઉપર લાવી છું.

અમુલખ ગુલામ મટીને સોદાગર થાય, સોદાગરના જહાજનો માલિક થાય, વળી આટલા બધા ગુલામોનો મુક્તિદાતા થાય, એને આઝાદી મળે, જશ મળે ને કદાચ મૂળ સોદાગરના ને અત્યારે અમુલખને મળેલા સોદાગરો ભવિષ્યમાં દગો કરે તો એમને મહાત કરવાને સેંકડો માણસો મળે–ને એ સેંકડોમાંથી પણ પાછા દસબાર પાકા ખારવા નીકળે ત્યારે સહેજે મને લાગ્યું કે અમુલખને હવે કોઈ વેદના નહિ હોય. હવે દુ:ખથી મુકત થયેલો એ માણસ તેમ નહિ તો છેવટ ઉપકારની લાગણીથી પણ મારા સામે જોશે ને સુખી થવાની તક ઝડપી લઈને મને એમાં સાથીદાર કરશે.

પરંતુ હજારોની આંખમાં જચેલી હું કોણ જાણે કેમ એની આંખમાં જચી નહિ. હું ઊંચા દેહવાળી છું, રૂપાળી ચામડાવાળી છું, સુંવાળા રંગવાળી છું, સપ્રમાણ અંગવાળી છું, શરીરે રૂપાળી, જીભે વાચાળ ને મને ઉમંગી છું. મધદરિયાના એકાંતમાં, કેવળ અધીન માણસોની વચમાં મને પોતાની કરવાને એને શો અંતરાય હતો? એમ પણ ન હતું કે હું તૈયાર ન હતી; બલ્કે હું તો એ ઘડીને માટે તો કોશિશ કરતી હતી, તલખતી હતી. એ ઘડી આવી. મેં એને સોદાગર થવા સુધી મારો ખભો આપ્યો. ને...ને...એ મારો હાથ પણ ન પકડી શક્યો.

વહાણ પાછું વાળ્યું ત્યારે મને સમજાયું નહિ. વલસાડમાં નાંગર્યું ત્યારેય ખબર નહિ. એ વહાણ ઉપર રાતના બે ખાસ કેદીઓને લાવવામાં આવ્યા હતા એમ મેં સાંભળ્યું ત્યારેય અમુલખ મારો અંગીકાર નહિ કરે એવો મને ખ્યાલ નહિ.

એ મારી સામે માનની નજરથી જોતો. પણ એમાં મારું શું વળ્યું ?

વહાણ પાછું ફર્યું ને એક દિવસ એના કમરામાં હું ગઈ તો ત્યાં મેં એક છોકરી બેઠેલી જોઈ.

એ છોકરી મને ના ઓળખે, પણ હું તો એને દીઠતાવેંત જ ઓળખું. એ ગોપી હતી.

સમજાયું ! અમુલખ પાસે એક બાંદી મોજૂદ હતી, બીજીની એને જરૂર ન હતી. એક મ્યાનમાં એ પોતે જો બે તરવાર રાખવા માગતો હોય તો ઠીક, નહિતર પછી...મારે એની સાથે ચોખવટ કરવી જોઈશે કે એના મ્યાનમાં જો એક જ તરવાર હોય તો એક માણસ તરીકે, એક ખલાસી તરીકે, એની એ જોવાની ફરજ છે કે એ માણસ હું પોતે જ હોવી જોઈએ.

હું મારો લાગ શોધતી રહી; એક શબ્દ હું બોલી નહિ. પણ ઉંદરની હિલચાલને જેમ છુપાયેલી બિલાડી જુએ એમ હું એ છોકરીની હિલચાલને જોઈ રહી. એ છોકરી મારા રસ્તામાં છે. એ જવી જ જોઈએ–ને જશે જ–મોકો આવતાં.

એ ગોલી ને એ ગોલો વહાણ ઉપર આવ્યા પછીની અમુલખની ચીડ, રોષ, મૂંઝવણ કે વહાણની રસમ મને ના સમજાયાં. બગદાદની ગોલા બજારમાં છોકરીને વેચીને પાછી ખરીદ કરવાનું કારણ પણ મને ના સમજાયું. મેં સાંભળ્યું કે પેલા ગોલાનું પણ એમ જ કરવામાં આવ્યું છે. પણ એની વાતમાં મને રસ નથી. એ તો બીજો કોઈ નથી, જગલો છે; સાવ કાયર ને નપાણિયો છે. મને એનામાં હવે કાંઈ રસ નથી.

એક દિવસ મેં અમુલખની ભંડકમાં વધારે પડતી ધમાલ જોઈ. પહેલાં તો અમુલખને ગોપીગોલી બે બાઝતાં હોય એમ મોટા ઘાંટા મોટા સૂરમાં નીકળવા લાગ્યા.

પછી જગુને અંદર લઈ જવામાં આવ્યો. પછી હાથેપગે બાંધેલા સોદાગરને અંદર લઈ જવામાં આવ્યો. પછી શાહ્નક્ષ ગયો.

નક્કી કાંઈક નવતર થાય છે. ને જેટલી વાતો અમુલખ પરત્વે થાય છે એ જાણવાનો મને હક્ક હતો.

મને અમુલખે બોલાવી ન હતી. પહેલાં મારી સાથે એ હસીને વાત કરતો; પણ એ ગોલી આવ્યા પછી એ એણે મૂકી દીધું છે. આજ પણ એણે મને બોલાવી ન હતી.

એટલે હું છાનીમાની સાંભળવા લાગી.

અને મેં સાંભળ્યું, બધું સાંભળ્યું.

હું સમજી. હવે આ બેના મનના ભેદની ભીંત ઊડી ગઈ છે...મારો દીકરો જંગલો પણ ભારે દાંડ તો ખરો !

કેવી સિફતથી પોતાના ઉપરનું આળ એણે અમુલખ ઉપર ઓઢાડી દીધું, ને કેવી હિકમતથી એણે અમુલખને દૂર કરી પોતાનો પગદંડો જમાવ્યો !

પણ હું એનાથી વધારે સમજી.

અમુલખ કોઈ દિવસ મારો થશે નહિ! એની જે સેવા મેં કરી હતી એટલી સેવાની ઉપરવટ એ જઈ શકશે નહિ. એનાથી પચાસગણું પણ વધારે કરું તોય એના દિલમાં મારે માટે પ્યારનું એક પણ બુન્દ નથી જાગવાનું તે નથી જાગવાનું.

મારા મનમાં એક પાકી ગાંઠ હતી; અમુલખ જો મારો નહિ થાય તો એ ગોપીનોય નહિ થાય.

ખરેખર માણસ એક ઘણું વિચિત્ર હેવાન છે. જે છોકરી અમુલખને ગાળ દેતી હતી, જે છોકરીને એના ઉપર રાઈ જેટલો ઈતબાર ન હતો, ને જે છોકરી એના ભાઈને પરણવા તૈયાર થઈ હતી એ છોકરીને ખાતર...

એ મને તરછોડતો હતો...હું કે જેણે એની મુક્તિ માટે યુક્તિઓ લડાવી હતી, મેં કે જેણે એને ઊંચે ચડાવવામાં ધડમૂળની મદદ કરી હતી. એને માટે એના મોટા દિલમાં એક અણુંની યે જગા ન હતી.

આ મારું અપમાન હતું, નાલેશી હતી. ને મારા અપમાનને હું જીરવી શકતી નહિ. મને કોઈ લુચ્ચી માને, વંઠેલી માને, વિલાસી માને, રંગીલી માને, હવસખોર માને, જે માનવું હોય તે માને. પણ કોઈ માણસ મને જરાયે મૂરખ ગણે તો તો મારું માથું ફાટી જાય એવી વાત છે.

હું છૂરી છું. તલવાર કરતાં પણ ભયંકર એવી છૂરી છું. છૂરીને કાં તો જરિયાની મ્યાનમાં ભેટમાં રાખો, ને કાં તો ઉઘાડી કરીને પેટમાં પહેરો.

મારી આશાનો નાશ, મારી દિવસોની મહેનતનો નાશ, જે ઉમિદે મેં જડ જેવા અજમ સોદાગરનું પડખું સેવ્યું હતું એ ઉમિદોનો નાશ...મારી સાથે અમુલખે દગો કર્યો !

હું ગોપી જેવી અબળા નથી કે મને થયેલા દગાનો બદલો લીધા વગર માથે હાથ મૂકીને બેઠી રહું. મને ઘા કરતાં આવડે છે, ને હું ઘા કરું છું......અમુલખ ! ચેત, ચેત ! પોતાના અરમાનથી ભંગ થયેલી એક સ્ત્રી આજ તારું અરમાન તોડે છે.

વહાણમાં તો મને અવરજવરની કોઈ મનાઈ ન હતી; કોઈ મારો માર્ગ રોકતું નહિ...

હું નીચે ગઈ, વાડામાં ગઈ. આખા દિવસનું કામ કરાવીને જગુને રાતે વાડામાં બાંધ્યો હતો, એની પાસે ગઈ.

એને મેં છોડયો. એ મૂર્ખ એમ માનવા લાગ્યો કે જૂના સંબંધને યાદ કરીને હું એને મદદ કરવા આવી છું. એ ભલે એમ માને. મને એમાં વાંધો શો હતો ?

મેં એને છોડયો. મેં એની સાથે વાત કરી. મેં કહ્યું : 'તારે અમુલખની સાથે હિસાબ સરખો કરી લેવો હોય તો એક રસ્તો છે.'

'શો ?' એના અવાજની આતુરતાથી મારું મન અંદરથી હસી રહ્યું.

બહારથી ચહેરા ઉપર હમદર્દી ચોડીને મેં જગુના મોઢા ઉપર

હાથ ફેરવીને કહ્યું : 'એ નાપાકે મારા બિહારીલાલના ચહેરાને ઝાંખો બનાવ્યો !'

'માધવી ! તું તો મારી છો ને ?'

'એમ ન હોય તો હું શા દુઃખે અત્યારે આવું ?'

'સાચું તું કાંઈ રસ્તો બતાવવાની વાત કરતી હતી ને ?

મેં કહ્યું : 'આ છૂરી ! અમુલખ દૂર થાય તો પછી સોદાગરને છૂટા કરીને એનું વહાણ ને એના ગુલામો એને પાછા સોંપાય. તો...તો...સોદાગરનું કામ થાય ને એ તારો ઉપકાર ન ભૂલે ને તારું યે કામ થાય.'

એક શબ્દ બોલ્યા સિવાય એણે છૂરી લીધી.

એ આગળ ને હું પાછળ એમ લપાતાછુપાતાં અમે અમુલખના ભંડક આગળ આવ્યાં.

ભંડકમાં અમુલખ આમ તેમ આંટા મારતો હતો. ગોલી દેખાતી ન હતી, પણ અંદર જ હશે. બહાર ક્યાં જાય ?

દીવાલની આડમાં જગુ ઊભો. એના ચહેરા ઉપર ચાંદનીનો પ્રકાશ એક વાર પડી ગયો. એના ચહેરા ઉપર મેં ખૂનની પ્યાસ, લોહીની રેલ માફક રેલાયેલી દીઠી. હું જરાક મનમાં હસી. અમુલખ અત્યારે જે કાંઈ ખ્યાલ કરતો હશે તેમાં પણ આ ખ્યાલનો સમાવેશ નહિ.

'ફર ફર...બેટા ! ફર...થોડી વાર ફરી લે...અને પછી......તારી ગોલકીનો ટોટો પીસીને લોહી પીશ.'

અમુલખ અંદર આંટા મારતો હતો; વહાણુ આસાનીથી આગળ

સરતું હતું. એક ઘડીમાં એ પોતાના નાખુદા વગરનું થવાનું છે એનો વહાણને જાણે જરા યે ખ્યાલ ન હતો.

અમુલખના ચહેરા ઉપર બારણાથી એ જ્યારે પાછો ફરતો હતો ત્યારે ચાંદની છવાતી હતી. જાણે કે ઊજળા દૂધથી એ ચહેરો ધોવાતો હતો.

હું જોઈ રહી—અમુલખને, મારા અમુલખને! સેંકડો પુરુષોને મેં જોયા છતાં જેને એકને મેં મારા મનમંદિરમાં મૂર્તિ કરીને સ્થાપ્યો તેને. આવો જોધાર જણ, બહાદુર, મરદ, જવાંમર્દ, પહોળી છાતી, સિંહ જેવી હિંમત, જોખમો વહોરવાની તાલાવેલી, દરિયાલાલ સર કરવાની તમન્ના...ક્ષણ, એક ક્ષણ નવોઢાની શરમ મારા પગના અંગૂઠામાંથી ભરતીની જેમ ચડીને મને અંગેઅંગમાં નવરાવી ગઈ, ગભરાવી ગઈ, ડુબાવી ગઈ, તારી ગઈ. મારા લોહીને લાલ રંગે રંગી ગઈ.

એકાએક ચાંદનીમાં કાંઈ ચમક્યું. 'ઓ મા!' રાક્ષસના હાથમાં છૂરી છે...આવી ઉજિયાળી રાતે...મારો અમુલખ...એ આ તરફ છાતી ઉપર માથું નમાવીને આવે છે...રાક્ષસ એના તરફ કૂદે છે... 'ઓ મા!...' મારી આંખ આગળ લાલપીળાં અજવાળાં નાચે છે...

હું કૂદી પડી, અમુલખની બાથમાં. જગુની છૂરી મારા પડખામાં વાગી...

× × ×

મને અમુલખને કાંઈ કલ્પના જ ન હતી. હું મારા વિચારમાં ગરક હતો. હવે ગોપીનું શું કરવું? એક વાત સાફ હતી. એ નિર્દોષ હતી. મારાં વીતકોમાં એનો હાથ નહોતો, એની જવાબદારી ન હતી!....કરવું શું?

એકાએક મેં કાળી ચીસ સાંભળી. એકાએક અંધારામાંથી માધવી મારી બાથમાં કૂદી પડી.

ને બીજી ક્ષણે એક માણસે આવીને મારા ઉપર છૂરી ઉગામી માધવીએ પોતાની કાયા વચ્ચે ધરી દીધી.

ને છૂરી એના પડખામાં ઘૂસી ગઈ. માધવીનું લોહી મારા કપડાં ઉપર રેલાયું.

મેં બૂમ પાડી. ગોપી બત્તી લઈ આવી. નીચેથી બીજા માણસો, શાવ્રક્ષ, ભીમજી, વગેરે દોડી આવ્યા.

બત્તીના પ્રકાશમાં મેં જોયું.

જગુના હાથ લોહીથી ખરડાયેલા હતા; એના હાથમાં કાતિલ છૂરી હતી.

માધવીનો દેહ નિર્જીવ થઈને નીચે પડયો હતો.

× × ×

મેં ગોપીને કહ્યું : 'મેં નક્કી કર્યું છે. જહાજ પાછું ફરે છે. તમને વલસાડ મૂકી જશે.'

'અને જગુને ?'

'જગુને પણ વલસાડ જ ઉતારશું. આખરે તો એ મારા બાપનો દીકરો છે.'

ગોપીએ કહ્યું: 'તો મારે એની સાથે પરણવું પડશે. સુરતના નવાબનો હુકમ છે !'

'તો જગુને બીજે કયાંક ઉતારી દઈએ.'

'અગર આપ મને આંહી રાખી શકો છો ?'

'આ જહાજ ઉપર ?'

'કેમ નહિ. ભૂલી ગયા કે હું તમારી ખરીદાયેલી ગોલી છું તે ?'

'એ મારી ભૂલ મને સમજાઈ.'

'નથી સમજાઈ.'

'નથી કેમ સમજાઈ? સમજાઈ છે !

'તમે નથી સમજતા કે તમારે મને ખરીદવાની જરૂર ન હતી. હું વગર ખરીદેલી દાસી થવા તૈયાર છું.'

'ગોપી! મહા પ્રયાસે મન કબજે કરીને આજ તારી આગળ વાત કરી છે તો તું મહેરબાની કરીને ડગાવીશ ના. એક બાજુ ગોપી છે, મહોબ્બત છે, મનની મુરાદ છે, મનનું સુખ છે. આંખનો સંતોષ છે, દિલનો આરામ છે, પ્રેમની ખુમારી છે. આ બધું છે. એ હું સમજું છું. બીજી બાજુ મધરાતે બસો માણસ સમક્ષ મેં લીધેલી પ્રતિજ્ઞા છે. એ માર્ગે મનનો કલેશ છે, હૈયાની બળતરા છે, આંખમાં ઝનૂન છે, ઘરબાર વગરની ભટકતી ચાંચિયાગીરી છે, વતનની હદપારી છે, વતનનો ત્યાગ છે. ને વહેલા કે મોડા એક વાર ચોર ને ડાકુ તરીકે ફાંસીના તખતાનો ભય છે; બધું છે. પણ...પણ તેં ગુલામી નજરે જોઇ છે ને? ગોલાબજાર નજરે જોઇ છે ને? હું ગુલામ થયો છું. મેં ગુલામી વેઠી છે. મેં બસો માણસોને ગુલામી વેઠતાં નજરે જોયાં છે. ...ને આજ ઠેરઠેર એવાં ગોલાં બજારો છે, ને આપણા દેશનાં હજારો ભાઈબહેનો ગોલાં તરીકે વેચાયાં છે. હજારો વેચાય છે ને સેંકડો હજી વેચાશે. મારું યે કોઈ ન હતું; એમનું યે કોઈ નથી. મારો એ માર્ગ છે. એ લેવો નથી મને ગમતો. એ કપરો છે છતાં કોઈ અસૂઝ બળે મારે લેવો રહે છે. અને...'

'ને એમાં મારો સંગાથ તમને નડશે? તમને એમ લાગે છે કે હું આ જહાજ ઉપર નહિ રહી શકું? તમને એમ લાગે છે કે હું તાઢતડકો નહિ વેઠી શકું? મારા નાથ! મારું વલસાડ કહો, કાશી કહો, સાસરું કહો જે કહો તે અહીં જ છે. મને શા માટે મારા વતનમાંથી કાઢી મૂકો છો?'

'ગોપી!'

'નાથ!'

સંપૂર્ણ

